આ પુસ્તક સં. ૧૯૭૮ ના માગસર પોષમાંજ વાંચકવર્ગ પાસે પહોંચી જાત, પરંતુ છાપવાના કાગળો મુંબઇ અમદાવાદ વિ. સ્થળે નહીં મળવાથી ઘણા લાંબા વખત સુધી છાપવાનું અટકી પડ્યું. અને કાગળની જોગવાઇ થતાં તે વાંચકવર્ગ સમક્ષ હાજર થાય છે. આશા છે કે સ્ત્રી પુરૂષો અને બાળકો યોગ્ય લાભ લેશે.

આ પુસ્તકને પ્રજા સમક્ષ મુકવામાં અમદાવાદના રહીશ અને હાલ મુંબઇમાં વસતા નાગર વણીક ગૃહસ્થ શ્રીયુત. કેશવલાલભાઇ ( આર કેશવલાલની કંપની વાળા. ) એ ઉદાર દીલથી આર્થિક મદદ કરી છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે, અને આશા છે કે પ્રજા આનો સદુપયોગ કરશે.

ભૃગુપુર.
અક્ષર તૃતીયા,
સં. ૧૯૭૮.

લેખક,
રેવાશંકર નાગેશ્વર. અધ્યાપક.



# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

## અર્જુન વિષાદયોગ-અધ્યાય ૧ લો.

ધૃતરાષ્ટ્ર: ઉવાચ-ધૃતરાષ્ટ્ર બોલ્યા.

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે, સમવેતા યુયુત્સવઃ ।
મામકાઃ પાંડવાશ્ચૈવ, કિમકુર્વત સંજય? ॥ ૧ ॥

પદ=ધર્મક્ષેત્રે-કુરુક્ષેત્રે-સમવેતાઃ-યુયુત્સવઃ ।
મામકાઃ-પાંડવાઃ-ચ-એવ-કિમ્-અકુર્વત-સંજય ॥

અન્વય-અર્થ=**સંજય**-હે સંજય? **ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે**-ધર્મસ્થલરૂપ કુરુક્ષેત્રમાં **સમવેતાઃ**-એકઠા થયેલા **યુયુત્સવઃ**-યુદ્ધ કરવાને ઇચ્છતા **મામકાઃ**-મારા પુત્રો **ચ પાંડવાઃ એવ**-અને પાંડુના પુત્રો પાંડવો પણ **કિમ્ અકુર્વત**-શું કર્યું? કરવા લાગ્યા.

શુ. અર્થ=ધૃતરાષ્ટ્ર બોલ્યા-હે સંજય! ધર્મભૂમિરૂપ, કુરુક્ષેત્રમાં યુદ્ધને માટે એકઠા થયેલા મારા પુત્રો અને પાંડુના પુત્રો પાંડવો-શું કરવા લાગ્યા.

સંજયઃ ઉવાચ—સંજય બોલ્યો.

**દૃષ્ટ્વા તુ પાંડવાનીકં, વ્યૂઢં દુર્યોધનસ્તદા ।**
**આચાર્યમુપ સંગમ્ય, રાજા વચનમબ્રવીત્ ॥૨॥**

પદ—દૃષ્ટ્વા—તુ—પાંડવાનીકમ્—વ્યૂઢમ્—દુર્યોધનઃ—તદા ।
આચાર્યમ્—ઉપસંગમ્ય—રાજા—વચનમ્—અબ્રવીત્ ॥

અન્વય-અર્થ=**તદા**—ત્યારે **વ્યૂઢં-પાંડવાનીકં-દૃષ્ટ્વા**—વ્યૂહરચનામાં ગોઠવાએલા પાંડવોના સૈન્યને જોઇને **રાજા-દુર્યોધનઃ**—રાજા દુર્યોધન **આચાર્યં-ઉપસંગમ્ય**—આચાર્ય-દ્રોણગુરૂ પાસે જઇને **વચનં-અબ્રવીત્**—વચન બોલ્યો.

ગુ. અર્થ=સંજય બોલ્યો—તે વખતે વ્યૂહરચનામાં ગોઠવાએલા પાંડવોના લશ્કરને જોઇને દુર્યોધનરાજા દ્રોણગુરૂ પાસે જઇને વચન બોલ્યો.

**પશ્યૈતાં પાંડુપુત્રાણા, માચાર્ય ? મહતીં ચમૂમ્ ।**
**વ્યૂઢાં દ્રુપદપુત્રેણ, તવશિષ્યેણ ધીમતા ॥ ૩ ॥**

પદ=પશ્ય—એતામ્—પાંડુપુત્રાણામ્—આચાર્ય—મહતીમ્—ચમૂમ્
વ્યૂઢામ્—દ્રુપદપુત્રેણ—તવ—શિષ્યેણ—ધીમતા ॥

અન્વય-અર્થ=**આચાર્ય**—હે આચાર્ય **તવ**—તમારા **ધીમતા-શિષ્યેણ-દ્રુપદપુત્રેણ**—બુદ્ધિવાળા શિષ્ય દ્રુપદના પુત્રે **વ્યૂઢાં-એતાં**—વ્યૂહરચનામાં ગોઠવેલી આ **પાંડુપુત્રાણાં-મહતીં-ચમૂં-પશ્ય**—પાંડુપુત્રોની મોટી સેનાને જુવો.

ગુ. અર્થ=હે આચાર્ય ? તમારા બુદ્ધિમાન શિષ્ય દ્રુપદરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડવોની આ મોટી સેનાને જુવો.

અત્ર શૂરા મહેષ્વાસા, ભીમાર્જુનસમા યુધિ ।
યુયુધાનો વિરાટશ્ચ, દ્રુપદશ્ચ મહારથઃ ॥ ૪ ॥

પદ=અત્ર-શૂરાઃ-મહેષ્વાસાઃ-ભીમાર્જુનસમાઃ-યુધિ ।
યુયુધાનઃ-વિરાટઃ-ચ-દ્રુપદઃ-ચ-મહારથઃ ॥

અન્વય-અર્થ=**અત્ર**-આ સૈન્યમાં **શૂરાઃ**-શૂરવીરો-**મહેષ્વાસાઃ**-મોટાં ધનુષ્યધરનારા **યુધિ**-યુદ્ધમાં-**ભીમાર્જુનસમાઃ**-ભીમ ને અર્જુન જેવા-**મહારથઃ**-મહારથી-**યુયુધાનઃ-વિરાટઃ-ચ-દ્રુપદઃ**-યુયુધાન-વિરાટ અને દ્રુપદ (છે).

ગુ. અર્થ=આ સેનામાં શૂરવીરો, મોટા ધનુષ્યધરનારા, યુદ્ધમાં ભીમ અને અર્જુનસમા મહારથ યુયુધાન; વિરાટ અને દ્રુપદરાજા છે.

ધૃષ્ટકેતુશ્ચેકિતાનઃ, કાશિરાજશ્ચ વીર્યવાન્ ।
પુરૂજિત્કુંતિભોજશ્ચ, શૈબ્યશ્ચ નરપુંગવઃ ॥ ૫ ॥

પદ=ધૃષ્ટકેતુઃ-ચેકિતાનઃ-કાશિરાજઃ-ચ-વીર્યવાન્ ।
પુરૂજિત્-કુંતિભોજઃ-ચ-શૈબ્યઃ-ચ-નરપુંગવઃ ॥

અન્વય-અર્થ=**ચ**-અને **વીર્યવાન્-ધૃષ્ટકેતુઃ-ચેકિતાનઃ-કાશિરાજઃ**-પરાક્રમી, ધૃષ્ટકેતુ, ચેકિતાન-કાશિનો રાજા-**નરપુંગવઃ**-પુરૂષોમાં શ્રેષ્ઠ **પુરૂજિત્-કુંતિભોજઃ-ચ-શૈબ્યઃ**-પુરૂજિત્-કુંતિભોજ અને શૈબ્ય (છે).

ગુ. અર્થ=અને પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીનો રાજા તથા પુરૂષોમાં શ્રેષ્ઠ પુરૂજિત, કુંતિભોજ અને શૈબ્ય.

**યુધામન્યુશ્ચ વિક્રાંત, ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્ ।**
**સૌભદ્રો દ્રૌપદેયાશ્ચ, સર્વ એવ મહારથાઃ ॥ ૬ ॥**

પદ=યુધામન્યુઃ—ચ—વિક્રાન્તઃ—ઉત્તમૌજાઃ—ચ—વીર્યવાન્ ।
સૌભદ્રઃ—દ્રૌપદેયાઃ—ચ—સર્વે—એવ—મહારથાઃ ॥

અન્વય-અર્થ=**ચ**-અને **વિક્રાંતઃ-યુધામન્યુઃ**-મહાપરાક્રમી યુધામન્યુ-**ચ-વીર્યવાન્-ઉત્તમૌજાઃ**-તથા ઘણો બળવાન્ ઉત્તમૌજા **ચ**-અને **સૌભદ્રઃ**-સુભદ્રાનો પુત્ર અભિમન્યુ-**સર્વે-દ્રૌપદેયાઃ**-સર્વે દ્રૌપદીના પુત્રો-પ્રતિવિંધ્ય વિગેરે **એવ-મહારથાઃ**-પણ મહારથો (છે).

ગુ. અર્થ=અને મહાપરાક્રમી યુધામન્યુ તથા ઘણો બળવાન્ ઉત્તમૌજા અને સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના સઘળા પુત્રો પણ મહારથી છે.

**અસ્માકં તુ વિશિષ્ટાયે, તાન્નિબોધદ્વિજોત્તમ ? ।**
**નાયકા મમ સૈન્યસ્ય, સંજ્ઞાર્થં તાન્બ્રવીમિતે ॥૭॥**

પદ=અસ્માકમ્—તુ—વિશિષ્ટાઃ—યે—તાન્—નિબોધ—દ્વિજોત્તમ ।
નાયકાઃ—મમ—સૈન્યસ્ય—સંજ્ઞાર્થમ્—તાન્—બ્રવીમિ—તે ॥

અન્વય-અર્થ=**દ્વિજોત્તમ**-હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ? **અસ્માકં-તુ**-આપણામાંતો **યે-વિશિષ્ટાઃ-તાન્-નિબોધ**-જેઓ શ્રેષ્ઠ (છે) તેઓને જાણો-સાંભળો. **મમ-સૈન્યસ્ય-નાયકાઃ**-મારી સેનાના નાયકો (છે) **તાન્**-તેમને **તે-સંજ્ઞાર્થં**-તમારી જાણને માટે **બ્રવીમિ**-કહું છું.

ગુ. અર્થ=હે શ્રેષ્ઠ બ્રાહ્મણ-આચાર્ય ? હવે આપણામાં શ્રેષ્ઠ છે તેમને સાંભળો, મારી સેનાના નાયકોને તમારી જાણમાટે કહું છું.

**ભવાન્ભીષ્મશ્ચકર્ણશ્ચ, કૃપશ્ચ સમિતિંજયઃ ।**
**અશ્વત્થામા વિકર્ણશ્ચ, સૌમદત્તિસ્તથૈવચઃ ॥૮॥**

પદ=ભવાન્-ભીષ્મઃ-ચ-કર્ણઃ-ચ-કૃપઃ-ચ-સમિતિંજયઃ ।
અશ્વત્થામા-વિકર્ણ-ચ-સોમદત્તિઃ-તથા-એવ-ચ ॥

અન્વય-અર્થ-**ભવાન્ ચ ભીષ્મઃ**-આપ અને ભીષ્મપિતા, **કર્ણઃ-ચ-સમિતિંજયઃ-કૃપઃ**-કર્ણ અને યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, **અશ્વત્થામા-વિકર્ણઃ-ચ-સોમદત્તિઃ**-આપના પુત્ર અશ્વત્થામા મારો નહાનો ભાઇ વિકર્ણ અને સોમદત્તનો પુત્ર સૌમદત્તિ-ભૂરિશ્રવા-**તથા-એવ-ચ**-અને તેજ પ્રમાણે બીજા પણ છે.

ગુ. અર્થ=આપ તથા ભીષ્મપિતા અને કર્ણ યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, મારો નહાનો ભાઇ વિકર્ણ સૌમદત્તિ અને તે પ્રમાણે બીજા પણ છે.

**અન્યે ચ બહવઃ શૂરા, મદર્થે ત્યક્તજીવિતાઃ ।**
**નાનાશસ્ત્રપ્રહરણાઃ, સર્વે યુદ્ધ વિશારદાઃ ॥૯॥**

પદ=અન્યે-ચ-બહવઃ-શૂરાઃ-મદર્થે-ત્યકતજીવિતાઃ ।
નાનાશસ્ત્રપ્રહરણાઃ-સર્વે-યુધ્ધવિશારદાઃ ॥

અન્વય-અર્થ=**અન્યે-ચ-બહવઃ-શૂરાઃ**-અને બીજા ઘણા શૂરવીરો, **મદર્થે-ત્યક્તજીવિતાઃ**-મારે માટે જીવ-

વાની આશા છોડી દીધેલા-**નાનાશસ્ત્રપ્રહરણા**-**સર્વે**-**યુદ્ધવિશારદા**-જુદા જુદાં શસ્ત્રોનો પ્રહાર કરનાર બધા, યુદ્ધમાં અત્યંત કુશળ છે.

ગુ. અર્થ=અને બીજા ઘણા શૂરવીરો મારે અર્થે જીવવાની આશા છોડનારા જુદી જુદી જાતના શસ્ત્રોના પ્રહારનાં સાધનવાળા જેઓ સઘળા યુદ્ધમા અત્યત કુશળ છે.

અપર્યાપ્તં તદસ્માકં, બલં ભીષ્માભિરક્ષિતમ્ ।
પર્યાપ્તંત્વિદમેતેષાં, બલં ભીમાભિરક્ષિતમ્ ॥૧૦॥

પદ=અપર્યાપ્તમ્-તત્-અસ્માકમ્-બલમ્-ભીષ્માભિરક્ષિતમ્ ।
પર્યાપ્તમ્-તુ-ઇદમ્-એતેષામ્-બલમ્-ભીમાભિરક્ષિતમ્ ॥

અન્વય-અર્થ=**અસ્માકં-તત્-બલં-અપર્યાપ્તમ્**-આપણું તે સૈન્ય અનંત-**ભીષ્માભિરક્ષિતમ્**-અને ભિષ્મવડે રક્ષાયેલું (છે) **તુ-એતેષાં-ઇદં-બલં-પર્યાપ્તં-ભિમાભિરક્ષિતમ્**-અને એઓનું આ સૈન્ય ન્યૂન-થોડું ભીમવડે રક્ષાએલું છે.

ગુ. અર્થ=આપણું તે સૈન્ય અનંત અને ભીષ્મવડે રક્ષાએલું છે. અને પાંડવોનું આ સૈન્ય અલ્પ અને ભીમવડે રક્ષણ પામેલું છે.

અયનેષુ ચ સર્વેષુ, યથાભાગમવસ્થિતાઃ ।
ભીષ્મમેવાભિરક્ષંતુ, ભવંતઃ સર્વ એવહિ ॥૧૧॥

પદ=અયનેષુ-ચ-સર્વેષુ-યથા-ભાગમ્-અવસ્થિતાઃ ।
ભીષ્મમ્-એવ-અભિરક્ષંતુ-ભવંતઃ-સર્વે-એવ-હિ ॥

અન્વય-અર્થ-હિ-સર્વેષુ-અયનેષુ-ચ-છતાં સર્વ વ્યૂહરચનામાં પેસવાના માર્ગમાં યથા-ભાગં-અવસ્થિતાઃ-પોતપોતાના યોગ્યસ્થાનમાં રહેલા, ભવંતઃ-સર્વે-એવ-આપ સઘળાજ ભીષ્મં-એવ-અભિરક્ષંતુ-ભીષ્મપિતામહનુંજ રક્ષણ કરો.

શુ. અર્થ=છતાં વ્યૂહરચનામાં પેસવાના સર્વ માર્ગોમાં પોતપોતાને યોગ્યસ્થાને રહેલા આપ અને બીજા ભીષ્મપિતાનુંજ રક્ષણ કરો.

**તસ્ય સંજનયન્હર્ષં, કુરુવૃદ્ધઃ પિતામહઃ ।**
**સિંહનાદં વિનદ્યોચ્ચૈઃ, શંખં દધ્મૌ પ્રતાપવાન્॥૧૨॥**

પદ=તસ્ય-સંજયન્-હર્ષં-કુરુવૃદ્ધઃ-પિતામહઃ ।
સિંહનાદં-વિનદ્યઃ-ઉચ્ચૈઃ-શંખં-દધ્મૌ-પ્રતાપવાન્॥

અન્વય-અર્થ-તસ્ય-હર્ષં-સંજયન્-તે દુર્યોધનને હર્ષ ઉપજાવતા કુરુવૃદ્ધઃ-પ્રતાપવાન્-પિતામહઃ-કુરૂઓમાં વૃદ્ધ એવા પ્રતાપી પિતામહ સિંહનાદં-વિનદ્યઃ-સિંહગર્જના કરીને ઉચ્ચૈ-શંખં-દધ્મૌ-મોટેથી શંખ વગાડવા લાગ્યા.

શુ. અર્થ=તે દુર્યોધનને હર્ષ ઉપજાવતા, કૌરવોમાં વૃદ્ધ એવા પિતામહ-ભીષ્મપિતા-સિંહગર્જના કરી જોરથી શંખ વગાડવા લાગ્યા.

**તતઃ શંખાશ્ચ ભેર્યશ્ચ, પણવાનકગોમુખાઃ ।**
**સહસૈવાભ્યહન્યંત, સ શબ્દસ્તુમુલોઽભવત્ ॥૧૩॥**

પદ=તત-શંખાઃ-ચ-ભેર્યઃ-ચ-પણવાનકગોમુખાઃ ।
સહસા-એવ-અભ્યહન્યત-સઃ-શબ્દઃ-તુમુલઃ-અભવત્ ।

અન્વય–અર્થ–તતઃ–શંખાઃ–ચ–ભેર્યઃ–ચ–પણવા-નકગોમુખાઃ–તે પછી શંખ, ભેરી, પણવ, આનક અને ગોમુખો, સહસા–એવ–અભ્યહન્યંત–તરતજ વાગવા લાગ્યાં સઃ–શબ્દઃ–તુમુલઃ–અભવત્–તે શબ્દ ઘણો મોટો થયો.

શુ. અર્થ=તે પછી શંખ, ભેરી, પણુવ, આનક અને ગોમુખો તરતજ વાગવા લાગ્યાં, એ શંખાદિ રણ વાદ્યોનો શબ્દ ઘણો મોટો થયો.

તતઃ શ્વેતૈર્હયૈર્યુક્તે, મહતિ સ્યંદને સ્થિતૌ ।
માધવઃપાંડવશ્ચૈવ, દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુઃ ॥૧૪॥

પદ=તતઃ–શ્વેતૈઃ–હયૈઃ–યુક્તે–મહતિ–સ્યંદને–સ્થિતૌ ।
માધવઃ–પાંડવઃ–ચ–એવ–દિવ્યૌ–શંખૌ–પ્રદધ્મતુઃ ॥

અન્વય—અર્થ–તતઃ–એવ–શ્વેતૈઃ–હયૈઃ–યુક્તે–તે પછી તરતજ ધોળા ઘોડા જોડેલા મહતિ–સ્યંદને–સ્થિતૌ–મોટા રથમાં બેઠેલા માધવઃ–ચ–પાંડવઃ–માધવ અને પાંડવ દિવ્યૌ–શંખૌ–પ્રદધ્મતુઃ–દિવ્ય શંખ વગાડવા લાગ્યા.

શુ. અર્થ=તે પછી તરત ધોળા ઘોડા જોડેલા, મોટા રથમાં બેઠેલા, માધવ—શ્રીકૃષ્ણ અને પાંડવ–અર્જુન દિવ્ય શંખ વગાડવા લાગ્યા.

પાંચજન્યં હૃષીકેશો, દેવદત્તં ધનંજયઃ ।
પૌંડ્રં દધ્મૌ મહાશંખં, ભીમકર્મા વૃકોદરઃ ॥૧૫॥

પદ—પાંચજન્યં—હૃષીકેશઃ—દેવદત્તં—ધનંજયઃ ।
પૌંડ્રં—દધ્મૌ—મહાશંખં—ભીમકર્મા—વૃકોદરઃ ॥

અન્વય-અર્થ—**હૃષીકેશઃ—પાંચજન્યં**—શ્રીકૃષ્ણ પાંચજન્યને—**ધનંજયઃ—દેવદત્તં**—અર્જુન દેવદત્તને—**ભીમકર્મા—વૃકોદરઃ**—ઉગ્ર કર્મ કરનાર ભીમ **મહાશંખં—પૌંડ્રં—દધ્મૌ**—મોટા પૌંડ્રનામના શંખને વગાડવા લાગ્યા.

શુ. અર્થઃ—શ્રી કૃષ્ણ ભગવાન્ પાંચજન્ય નામના શંખને, અર્જુન દેવદત્ત નામના શંખને, અને ઉગ્રકર્મ કરનાર ભીમસેન મોટા પૌંડ્ર નામના શંખને વગાડવા લાગ્યા.

**અનંતવિજયં રાજા, કુંતીપુત્રો યુધિષ્ઠિરઃ ।**
**નકુલઃ સહદેવશ્ચ, સુઘોષમણિપુષ્પકૌ ॥૧૬॥**

પદ—અનંતવિજયં—રાજા—કુંતીપુત્રઃ—યુધિષ્ઠિરઃ ।
નકુલઃ—સહદેવઃ—ચ—સુઘોષમણિપુષ્પકૌ ॥

અન્વય-અર્થ—**કુંતીપુત્રઃ—યુધિષ્ઠિરઃ—રાજા—અનંતવિજયં**—કુંતાના પુત્ર યુધિષ્ઠિર રાજા અનંતવિજય શંખને—**નકુલઃ—ચ—સહદેવઃ—સુઘોષમણિપુષ્પકૌ**—નકુલ અને સહદેવ સુઘોષ અને મણિપુષ્પક નામના શંખને (વગાડવા લાગ્યા)

શુ. અર્થઃ—કુંતાપુત્ર ધર્મરાજા અનંતવિજય નામના શંખને, તથા નકુલ અને સહદેવ—સુઘોષ અને મણિપુષ્પક નામના શંખને વગાડવા લાગ્યા.

કાશ્યશ્ચ પરમેશ્વાસઃ, શિખંડી ચ મહારથઃ ।
ધૃષ્ટદ્યુમ્નો વિરાટશ્ચ, સાત્યકિશ્ચાપરાજિતઃ ॥૧૭॥

પદ=કાશ્ય –ચ–પરમેશ્વાસ –શિખંડી–ચ–મહારથ ।
ધૃષ્ટદ્યુમ્ન –વિરાટ –ચ–સાત્યકિ –ચ–અપરાજિત ।

અન્વય–અર્થ–**પરમેશ્વાસ**–**કાશ્ય**–મહાધનુષ્ય ધરનાર કાશીનો રાજા **મહારથ**–**શીખંડી**–મહારથી શિખંડી **ચ**–**ધૃષ્ટદ્યુમ્ન**–**વીરાટઃ**–**ચ**–**અપરાજિતઃ**–**સાત્યકિ**–**ચ**–અને ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટ, અને શત્રુથી ન જીતાય તેવો સાત્યકિ.

શુ અર્થ=મહા ધનુષ્યધરનાર કાશીરાજા, મહારથી શિખંડી, અને ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટ અને શત્રુથી ન જીતાય તેવો સાત્યકિ

દ્રુપદો દ્રૌપદેયાશ્ચ, સર્વશઃ પૃથિવીપતે ? ।
સૌભદ્રશ્ચ મહાબાહુઃ, શંખાન્દધ્મુઃ પૃથક્ પૃથક્ ॥૧૮॥

પદ=દ્રુપદ –દ્રૌપદેયા –ચ–સર્વશ –પૃથિવીપતે ।
સૌભદ્ર –ચ–મહાબાહુ–શંખાન્–દધ્મુ–પૃથક્ પૃથક્॥

અન્વય–અર્થ–**હે પૃથિવીપતે**–હે પૃથિવીપતિ–ધૃતરાષ્ટ્રરાજા ? **દ્રુપદ –દ્રૌપદેયા –મહાબાહુઃ–સૌભદ્ર–ચ**–દ્રુપદ દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ ( એ સૌ ) **પૃથક્ પૃથક્–શંખાન્–દધ્મુઃ**–જુદા જુદા શંખો વગાડવા લાગ્યા.

ગુ. અર્થ=હે ધૃતરાષ્ટ્રરાજા ! દ્રુપદ, દ્રુપદીના પુત્રો અને મહાબાહુ સુભદ્રાનો પુત્ર ( અભિમન્યુ ) દરેક પોતાના જુદા જુદા શંખો વગાડવા લાગ્યા.

**સઘોષો ધાર્તરાષ્ટ્રાણાં, હૃદયાનિ વ્યદારયત્ ।**
**નભશ્ચ પૃથિવીં ચૈવ, તુમુલો વ્યનુનાદયન્ ॥૧૯॥**

પદ=સઃ-ઘોષઃ-ધાર્તરાષ્ટ્રાણાં-હૃદયાનિ-વ્યદારયત્ ।
નભઃ-ચ-પૃથિવીં-ચ-એવ-તુમુલઃ-વ્યનુનાદયન્ ॥

અન્વય-અર્થ-નભઃ-ચ-પૃથિવીં-ચ-એવ-આકાશ અને પૃથ્વીને **વ્યનુનાદયન્**-ગજાવી મુકતો સઃ-તુમુલઃ-ઘોષઃ-તે મોટો ( શંખનો ) નાદ **ધાર્તરાષ્ટ્રાણાં, હૃદયાનિ-વ્યદારયત્**-કોરવોનાં, હૃદયને ચીરી નાંખવા લાગ્યો.

ગુ. અર્થ=આકાશ અને પૃથ્વીને ગજાવી મુકતો તે મોટો શંખ વિગેરે રણતુરોનો નાદ કૌરવોનાં હૃદયોને ચીરી નાખવા લાગ્યો.

**અથ વ્યવસ્થિતાન્દૃષ્ટ્વા, ધાર્તરાષ્ટ્રાન્કપિધ્વજઃ ।**
**પ્રવૃત્તે શસ્ત્રસંપાતે, ધનુરૂદ્યમ્ય પાંડવઃ ॥૨૦॥**

પદ=અથ-વ્યવસ્થિતાન્-દૃષ્ટ્વા-ધાર્તરાષ્ટ્રાન્-કપિધ્વજઃ ।
પ્રવૃત્તે-શસ્ત્રસંપાતે,-ધનુઃ-ઉદ્યમ્ય-પાંડવઃ ॥

અન્વય-અર્થ-**અથ-વ્યવસ્થિતાન્-ધાર્તરાષ્ટ્રાન્ દૃષ્ટ્વા**-હવે યુદ્ધને માટે ઉભેલા કૌરવોને જોઇને **શસ્ત્રસંપાતે-પ્રવૃત્તે**-શસ્ત્રનો ઝપાટો ચાલવા માંડયો, (તદા)-**કપિધ્વજઃ-પાંડવઃ**-(ત્યારે) મારૂતીની ધ્વજાવાળો અર્જુન

ધનુઃ-ઉદ્યમ્ય-ધનુષ્ય ઉઠાવીને.

શુ. અર્થ=હવે પછી યુધ્ધ માટે ઉભેલા કૌરવોને જોઇને શસ્ત્રનો પ્રહારો શરૂ થવા મંડયો (ત્યારે) મારૂતીની ધ્વજાવાળો અર્જુન ધનુષ્ય ઉઠાવીને.

હૃષીકેશં તદા વાકય, મિદમાહ મહીપતે ? ।
સેનયોરૂભયોર્મધ્યે, રથં સ્થાપય મેઽચ્યુત ?॥૨૧॥

પદ=હૃષીકેશં-તદા-વાકયં-ઇદં-આહ-મહીપતે ।
સેનયોઃ-ઉભયોઃ-મધ્યે-રથં-સ્થાપય-મે-અચ્યુત ॥

અન્વય-અર્થ=હે **મહીપતે-તદા-હૃષીકેશં-ઇદં-વાકયં-આહ**-હે ધૃતરાષ્ટ્ર રાજા ત્યારે શ્રીકૃષ્ણ પ્રતિ (અર્જુન) આ વચન બોલ્યો હે **અચ્યુત**-હે શ્રીકૃષ્ણ ? **ઉભયોઃ-સેનયોઃ-મધ્યે**-બન્ને સેનાઓની મધ્યમાં **મે-રથં-સ્થાપય**-મારા રથને ઉભો રાખો.

શુ. અ=હે ધૃતરાષ્ટ્ર ત્યારે શ્રીકૃષ્ણ પ્રતિ અર્જુન આ કહેવાશે તે વચન બોલ્યો. અર્જુન બોલ્યો—હે અચ્યુત-હે શ્રીકૃષ્ણ ? બેઉ સેનાઓની વચમા મારા રથને ઉભો રાખો.

યાવદેતાન્નિરીક્ષેઽહં, યોદ્ધુકામાનવસ્થિતાન્ ।
કૈર્મયાસહ યોદ્ધવ્ય, મસ્મિન્રણ સમુદ્યમે ॥ ૨૨ ॥

પદ=યાવત્-એતાન-નિરીક્ષે-અહં-યોદ્ધુકામાન્-અવસ્થિતાન્।
કૈઃ-મયા-સહ-યોદ્ધવ્યં-અસ્મિન્-રણસમુદ્યમે ॥

અન્વય-અર્થ=**યાવત્**-જ્યાંથી **અવસ્થિતાન્-એતાન્-યોદ્ધુકામાન્**-ઉભા રહેલા આ યુદ્ધની ઇચ્છાવાળાઓને-

**અહં-નિરીક્ષે**—હું બરાબર જોઉં (અને) **અસ્મિન્-રણસમુદ્યમે**-આ રણસંગ્રામમાં, **કૈઃ-મયા-સહ-યોદ્ધવ્યં**-કોની સાથે મારે અને મારી સાથે કોને યુદ્ધ કરવું છે-(તે જાણી શકું).

ગુ. અર્થ=જ્યાંથી ઉભા રહેલા આ યુદ્ધની ઇચ્છાવાળાઓને હું બરાબર જોઉં, અને આ રણસંગ્રામમા મારી સાથે કોને અને કોની સાથે મારે યુદ્ધ કરવું છે તે જાણી શકું.

**યોત્સ્યમાનાનવેક્ષેઽહં, ય એતેઽત્ર સમાગતાઃ ।**
**ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધે, ર્યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ ॥ ૨૩ ॥**

પદ-યોત્સ્યમાનાન્-અવેક્ષે-અહં-યે-એતે-અત્ર-સમાગતાઃ ।
ધાર્તરાષ્ટ્રસ્ય-દુર્બુદ્ધેઃ-યુદ્ધે-પ્રિયચિકીર્ષવઃ ॥

અન્વય-અર્થ=**દુર્બુદ્ધેઃ-ધાર્તરાષ્ટ્રસ્ય-યુદ્ધે-પ્રિય-ચિકીર્ષવઃ**-દુર્બુદ્ધિવાળા કૌરવોનું યુદ્ધમાં કલ્યાણ કરવાને ઇચ્છનારા **યે-એતે-અત્ર-સમાગતાઃ**-જેઓ આ અહીં-રણમાં-ભેગા થયેલા છે (તે) **યોત્સ્યમાનાન્-અહં-અવેક્ષે**-યુદ્ધ કરનારાઓને હું બરાબર જોઉં.

ગુ. અર્થ=દુષ્ટબુદ્ધિવાળા કૌરવોનું યુદ્ધમા શુભ ઇચ્છનારાઓ જેઓ અહીં કુરૂક્ષેત્રમા ભેગા થયા છે તેમને હું બરાબર જોઉં. (એવી રીતે મારો રથ ઉભો રાખો.)

સંજય ઉવાચ-સંજય બોલ્યો.

**એવમુક્તો હૃષીકેશો, ગુડાકેશેન ભારત ! ।**
**સેનયોરૂભયોર્મધ્યે, સ્થાપયિત્વા રથોત્તમમ્ ॥ ૨૪ ॥**

પદ=એવં-ઉક્તઃ-હૃષીકેશઃ-ગુડાકેશેન-ભારત ।
સેનયોઃ-ઉભયોઃ-મધ્યે-સ્થાપયિત્વા રથોત્તમમ્ ॥

અન્વય-અર્થ=હે **ભારત-એવં-ગુડાકેશેન-ઉક્તઃ-હૃષીકેશઃ**-હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે અર્જુને પ્રબોધેલા, શ્રીકૃષ્ણ **ઉભયોઃ-સેનયોઃ-મધ્યે** બન્ને સેનાની વચમાં **રથોત્તમં-સ્થાપયિત્વા**-ઉત્તમ રથને સ્થિર કરીને.

ગુ. અર્થ=હે ધૃતરાષ્ટ્ર ? એ પ્રમાણે અર્જુને પ્રબોધેલા શ્રીકૃષ્ણ બન્ને સેનાની મધ્યમા ઉત્તમ રથને સ્થિર કરીને.

ભીષ્મદ્રોણ પ્રમુખતઃ, સર્વેષાં ચ મહીક્ષિતામ્ ।
ઉવાચ પાર્થ ? પશ્યૈતાન્, સમવેતાન્કુરૂનિતિ ॥૨૫॥

પદ=ભીષ્મદ્રોણપ્રમુખતઃ-સર્વેષાં-ચ-મહીક્ષિતામ્ ।
ઉવાચ-પાર્થ-પશ્ય-એતાન્-સમવેતાન્-કુરૂન્-ઇતિ ।

અન્વય-અર્થ=**ભીષ્મદ્રોણપ્રમુખતઃ**-ભીષ્મ અને દ્રોણની સમક્ષ **સર્વેષાં-ચ-મહીક્ષિતામ્**-તથા સર્વ રાજાઓની સમક્ષ-હે **પાર્થ**-હે અર્જુન **એતાન્-સમવેતાન્-કુરૂન્-પશ્ય-ઇતિ-ઉવાચ**-આ એકઠા થયેલા કૌરવોને જો એ પ્રકારે બોલ્યા.

ગુ. અર્થ=ભીષ્મ અને દ્રોણની સમક્ષ તથા સર્વ રાજાઓની સમક્ષ હે અર્જુન ? આ એકઠા થયેલા કૌરવોને જો એ પ્રકારે (શ્રીકૃષ્ણ) બોલ્યા.

**તત્રાપશ્યત્સ્થિતાન્પાર્થઃ, પિતૄનથ પિતામહાન્ ।**
**આચાર્યાન્માતુલાન્ભ્રાતૄન્પુત્રાન્પૌત્રાન્સખીંસ્તથા॥૨૬॥**
**શ્વશુરાન્સુહૃદશ્ચૈવ, સેનયોરુભયોરપિ ।**

પદ=તત્ર–અપશ્યત્–સ્થિતાન્–પાર્થઃ–પિતૄન્–અથ–પિતામહાન્।
આચાર્યાન્–માતુલાન્–ભ્રાતૄન્–પુત્રાન્–પૌત્રાન્–સખીન્–તથા ॥
શ્વશુરાન્–સુહૃદઃ–ચ–એવ–સેનયોઃ–ઉભયોઃ–અપિ ।

અન્વય–અથ=**તત્ર–પાર્થઃ**–ત્યાં અર્જુન **ઉભયોઃ–સેનયોઃ**–બન્ને સેનાઓમાં, **અવસ્થિતાન્–પિતૄન્**–ઉભેલા કાકાઓને **અથ–પિતામહાન્–આચાર્યાન્–માતુલાન્ ભ્રાતૄન્–પુત્રાન્–પૌત્રાન્**–અને, દાદાઓને, આચાર્યોને, મામાઓને, ભાઇઓને, પુત્રોને અને પૌત્રોને **તથા–સખીન્**–તથા મિત્રોને–**શ્વસુરાન્–ચ–સુહૃદઃ**–સસરાઓને અને ઉપકાર કરનારાઓને **એવ–અપશ્યત્–અપિ**–જોવા લાગ્યો (પાદપૂર્ણ અપિ).

ગુ. અર્થ=ત્યાં અર્જુન બન્ને સેનામા ઉભેલા કાકાઓને, દાદાઓને, આચાર્યોને, ભાઇઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને, અને ઉપકાર કરનારાઓને જોવા લાગ્યો.

**તાન્સમીક્ષ્યસકૌન્તેયઃ, સર્વાન્બન્ધૂનવસ્થિતાન્ ॥૨૭॥**
**કૃપયા પરયા વિષ્ટો, વિષીદન્નિદમબ્રવીત્ ।**

પદ=તાન્–સમીક્ષ્ય–સઃ–કૌન્તેયઃ–સર્વાન્–બન્ધુન્–અવસ્થિતાન્।
કૃપયા–પરયા–આવિષ્ટઃ–વિષીદન્–ઇદં–અબ્રવીત્ ॥

અન્વય–અર્થ–સઃ–કૌન્તેય –તે અર્જુન–અવસ્થિતાન્ તાન્–સર્વાન–બંધૂન–યુદ્ધમા ઉભેલા તે સર્વ બધુઓને–સમીક્ષ્ય–સારી રીતે જોઇને પરયા–કૃપયા–આવિષ્ટ–પરમદયાથી વ્યાપ્ત થયો (અને) વિષીદન્–ઇદં–અબ્રવીત્–ખેદ કરતો સતો આ ( કહેવાશે તે) વચન બોલ્યો

ગુ અર્થ=તે અર્જુન યુદ્ધમા ઉભેલા તે સર્વ બધુઓને સારી રીતે જોઇને પરમદયાથી વ્યાપ્ત થયો અને ખેદ કરતો સતો આ વચન બોલ્યો

અર્જુન ઉવાચ–અર્જુન બોલ્યો

દૃષ્ટ્વેમંસ્વજનં કૃષ્ણ, યુયુત્સું સમુપસ્થિતમ્ ॥ ૨૮ ॥
સીદન્તિ મમ ગાત્રાણિ, મુખંચ પરિશુષ્યતિ ॥
વેપથુશ્ચ શરીરેમે, રોમહર્ષશ્ચ જાયતે ॥ ૨૯ ॥

પદ=દૃષ્ટ્વા–ઇમ –સ્વજન –કૃષ્ણ–યુયુત્સુ –સમુપસ્થિતમ્ ॥
સીદન્તિ–મમ–ગાત્રાણિ–મુખં–ચ–પરિશુષ્યતિ ।
વેપથુઃ–ચ–શરીરે–મે–રોમહર્ષઃ–ચ–જાયતે ॥

અન્વય–અર્થ=હેકૃષ્ણ–હેકૃષ્ણ–ઇમં–યુયુત્સું–સમુપસ્થિતં–સ્વજન–દૃષ્ટ્વા–આ યુદ્ધની ઇચ્છાવાળા પાસે ઉભેલા સ્વજનને જોઇને–મમ–ગાત્રાણિ–સીદન્તિ–મારાં ગાત્રો ગળી જાય છે. ચ–મુખં–પરિશુષ્યતિ–અને મુખ સૂકાઇ જાયછે મે–શરીરે–વેપથુ –ચ–રોમહર્ષ–જાયતે–મારા શરીરમા કંપારી છુટે છે અને રૂવા ઉભા થાય છે.

શુ. અર્થ=હેકૃષ્ણ ? આ યુદ્ધની પ્રરછાવાળા પાસે ઉભેલા સ્વજનને જોઇને મારા ગાત્રો ગળી જાય છે, મુખ સુકાઇ જાય છે, મારા શરીરમાંથી કંપારી છુટે છે, અને રૂંવાડા ઉભા થાય છે.

ગાંડીવંસ્ત્રંસતે હસ્તા, ત્વક્ચૈવ પરિદહ્યતે ।
નચશક્નોમ્યવસ્થાતું, ભ્રમતીવચમેમનઃ ॥ ૩૦ ॥

પદ=ગાંડીવં–સ્ત્રંસતે–હસ્તાત્–ત્વક્–ચ–એવ–પરિદહ્યતે ।
ન–ચ–શક્નોમિ–અવસ્થાતું–ભ્રમતિ–ઇવ–ચ–મે–મનઃ ॥

અન્વય–અર્થ=હસ્તાત્–ગાંડીવં–સ્ત્રંસતે–હાથથી ગાંડીવ–ધનુષ્ય સરી જાય છે–ચ–ત્વક્–એવ–પરિદહ્યતે–અને ચામડી ઘણી બળે છે. અવસ્થાતું–ન–શક્નોમિ–ઉભો રહેવાને કે બેસવાને હું શક્તિમાન્ નથી. મે–મનઃ–ભ્રમતિ–ઇવ–મારૂં મન જાણે ભમે છે.

શુ. અર્થ=મારા હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, અને મારી ચામડી ઘણીજ બળે છે, હું ઉભો રહેવાને કે બેસવાને શક્તિમાન્ નથી. મારૂં મન જાણે ઘણું ભમે છે.

નિમિત્તાનિ ચ પશ્યામિ, વિપરીતાનિ કેશવ ? ।
ન ચ શ્રેયોઽનુપશ્યામિ, હત્વા સ્વજનમાહવે ।।૩૧।।

પદ=નિમિત્તાનિ–ચ–પશ્યામિ–વિપરીતાનિ–કેશવ ।
ન–ચ–શ્રેયઃ–અનુપશ્યામિ–હત્વા–સ્વજનં–આહવે–।।

અન્વય–અર્થ=ચ કેશવ ?–વળી હે કેશવ ?–વિપરીતાનિ–નિમિત્તાનિ–પશ્યામિ–હું વિપરીત, અશુભ

ચિન્હો જોઉં છું ચ—અને આહવે—સ્વજનં—હત્વા—યુદ્ધમાં સગાઓને મારીને શ્રેય—ન—અનુપશ્યામિ—હું કલ્યાણ જોતો નથી

ગુ અર્થ=વળી હે કેશવ ? હું અશુભ ચિન્હો જોઉં છું અને યુદ્ધમાં સગાઓને મારી નાખીને હું કલ્યાણ જોતો નથી.

**ન કાંક્ષે વિજયં કૃષ્ણ ?, ન ચ રાજ્યં સુખાનિ ચ ।**
**કિન્નો રાજ્યેન ગોવિંદ, કિં ભોગૈર્જીવિતેન વા ॥૩૨॥**

પદ=ન—કાંક્ષે—વિજય—કૃષ્ણ—ન—ચ—રાજ્યં—સુખાનિ—ચ ।
કિ—ન—રાજ્યેન—ગોવિંદ—કિં—ભોગૈ—જીવિતેન—વા ॥

અન્વય—અર્થ=કૃષ્ણ ! હે કૃષ્ણ—( હું ) વિજયં—ન—કાંક્ષે—વિજયને ઈચ્છતો નથી, ચ—રાજ્યં—સુખાનિ—ચ—ન—અને રાજ્ય તથા સુખને પણ નથી (ઇચ્છતો) ગોવિંદ—હે ગોવિંદ ! ન—રાજ્યેન—કિં—અમને રાજ્યવડે શું છે ? ભોગૈ—વા—જીવિતેન—કિં—ભોગોવડે અથવા જીવિતવડે શું છે ?

ગુ અર્થ=હે શ્રીકૃષ્ણ ! હું વિજયને ઇચ્છતો નથી, હે ગોવિંદ ! અમને રાજ્ય વડે શુ છે ? ભોગ વડે શુ છે? અને જીવિત વડે શુ છે?

**યેષામર્થે કાંક્ષિતંનો, રાજ્યં ભોગાઃ સુખાનિ ચ ।**
**તઇમેઽવસ્થિતા યુદ્ધે, પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ ॥૩૩॥**

પદ=યેષાં—અર્થે—કાંક્ષિત—ન—રાજ્યં—ભોગા—સુખાનિ—ચ ।
તે—ઇમે—અવસ્થિતા—યુદ્ધે—પ્રાણાન્—ત્યક્ત્વા—ધનાનિ—ચ ॥

અન્વય—અર્થ=યેષાં—અર્થે—જેઓને માટે નઃ—અમારે

રાજ્યં–ભોગાઃ–ચ–સુખાનિ–રાજ્ય, ભોગો અને સુખ કાંક્ષિતં–ઇચ્છિત છે. તે–ઇમે–તે આ અધા–પ્રાણાન્–ચ–ધનાનિ–ત્યક્ત્વા–પ્રાણો અને ધનને ત્યજીને યુદ્ધે–અવસ્થિતાઃ–યુદ્ધમાં ઉભેલા છે.

શુ. અર્થ=જેઓને માટે અમારે રાજ્ય, ભોગો, અને સુખ ઇચ્છિત છે, તે આ બધા પ્રાણોને અને ધનને ત્યજીને યુદ્ધમાં ઉભેલા છે.

**આચાર્યાઃ પિતરઃ પુત્રા, સ્તથૈવચપિતામહાઃ ।**
**માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ, શ્યાલાઃ સંબંધિનસ્તથા॥૩૪॥**

પદ=આચાર્યાઃ–પિતરઃ–પુત્રાઃ–તથા–એવ–ચ–પિતામહાઃ ।
માતુલાઃ–શ્વશુરાઃ–પૌત્રાઃ–શ્યાલાઃ–સંબંધિનઃ–તથા ॥

અન્વય–અર્થ=આચાર્યાઃ–પિતરઃ–તથા–એવ–પુત્રાઃ–આચાર્યો, કાકાઓ તેમજ પુત્રો ચ–અને–પિતામહાઃ–માતુલાઃ–શ્વશુરાઃ–પૌત્રાઃ–શ્યાલાઃ–તથા–સંબંધિનઃ–દાદા, મામા, સસરા, પૌત્રો, સાળા (અને બીજા સંબંધીઓ (છે).

શુ. અર્થ=આચાર્યો, કાકાઓ, તેમજ પુત્રો, અને દાદા, મામા, સસરા, પૌત્રો, સાળા, અને બીજા સંબંધીઓ છે.

**એતાન્ન હંતુમિચ્છામિ, ઘ્નતોઽપિ મધુસૂદન ? ।**
**અપિત્રૈલોક્ય રાજ્યસ્ય, હેતોઃ કિંનુ મહીકૃતે ॥૩૫॥**

પદ=એતાન્–ન–હન્તું–ઇચ્છામિ–ઘ્નતઃ–અપિ–મધુસૂદન ।
અપિ–ત્રૈલોક્ય–રાજ્યસ્ય–હેતોઃ–કિં–નુ–મહીકૃતે ॥

અન્વય-અર્થ=મધુસુદન-હે મધુસુદન—શ્રીકૃષ્ણ ! ઘ્નત -અપિ-(એમનાથી) હણાએલો છતાં પણ એતાન્-એ આચાર્યાદિને ત્રૈલોક્યરાજ્યસ્ય-હેતો -અપિ-ત્રણ-લોકના રાજ્યના હેતુથી પણ હન્તું-ન-ઇચ્છામિ-હણવાને ઇચ્છતો નથી (તો પછી) મહીકૃતે-કિં-પૃથ્વીના રાજ્ય માટે શુ ?

શુ અર્થ=હે શ્રીકૃષ્ણ ! એમનાથી હણાયલો છતા પણ, એ આચાર્યાદિને ત્રણ લોકના રાજ્યના હેતુથી પણ હું હણવાને ઇચ્છતો નથી તો પછી પૃથ્વીના રાજ્ય માટે શુ ?

निहत्य धार्तराष्ट्रान्नः, का प्रीतिः स्याज्जनार्दन ? ।
पापमेवाश्रयेदस्मान्, हत्वैतानाततायिनः ॥ ३६ ॥

પદ=નિહત્ય-ધાર્તરાષ્ટ્રાન્-ન -કા-પ્રીતિ -સ્યાત્-જનાર્દન ।
પાપં-એવ-આશ્રયેત્-અસ્માન્-હત્વા-એતાન્-આતતાયિન।

અન્વય-અર્થ=જનાર્દન-હે જનાર્દન! ધાર્તરાષ્ટ્રાન્-નિહત્ય-કૌરવોને હણીને ન -કા-પ્રીતિઃ-સ્યાત્-અમને, શો આનદ થાય ? એતાન્-આતતાયિન -હત્વા-એ આતતાયીઓને હણીને (તો) અસ્માન્-પાપં-એવ-આશ્રયેત્-અમને પાપજ થાય

શુ અર્થ=હે જનાર્દન ! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને અમને શો આનદ થાય ? ઉલટું એ આતતાયીને હણીને તો અમને પાપજ થાય.

तस्मान्नार्हावयं हंतुं, धार्तराष्ट्रान्स्व बांधवान् ।
स्वजनं हि कथं हत्वा, सुखिनः स्याम माधवः॥३७।

પદ=તસ્માત્-ન-અર્હા -વયં-હંતું-ધાર્તરાષ્ટ્રાન્-સ્વબાંધવાના
સ્વજનં-હિ-કથં-હત્વા-સુખિન -સ્યામ-માધવ ॥

અન્વય-અર્થ=તસ્માત્-સ્વબાંધવાન્-ધાર્તરાષ્ટ્રાન્-તેટલા માટે પોતાના બધુ ધૃતરાષ્ટ્રના પુત્રોને હંતું-વયં-અર્હા-ન-હણવાને, અમે યોગ્ય નથી હિ-સ્વજનં-હત્વા-કારણ સ્વજનને હણીને માધવ-હે માધવ! કથં-સુખિનઃ-સ્યામ-અમે કેમ સુખી થઇએ

ગુ. અર્થ=તેટલા માટે પોતાના બંધુ ધૃતરાષ્ટ્ર પુત્ર કૌરવોને હણવાને અમે યોગ્ય નથી કારણકે સ્વજનને હણીને હે માધવ! અમે કેમ સુખી થઇએ ?

યદ્યપ્યેતે ન પશ્યંતિ, લોભોપહતચેતસઃ ।
કુલક્ષયકૃતં દોષં, મિત્રદ્રોહે ચ પાતકમ્ ॥ ૩૮ ॥

પદ=યદિ-અપિ-એતે-ન-પશ્યન્તિ-લોભોપહતચેતસ -।
-કુલક્ષયકૃત -દોષં-મિત્રદ્રોહે-ચ-પાતકમ્ ॥

અન્વય-અર્થ=યદ્યપિ-લોભોપહતચેતસ -એતે-જો કે લોભથી હણાયલી બુદ્ધિવાળા આ-(ભીષ્માદિ) કુલક્ષયકૃતં-દોષં-કુળનો નાશ કર્યાના પાપને ચ-મિત્રદ્રોહે-પાતકં-અને મિત્રદ્રોહ કરવામાં રહેલા પાપને ન-પશ્યન્તિ-જોતા નથી

ગુ અર્થ=જો કે લોભથી હણાયલી બુદ્ધિવાળા, આ-ભિષ્માદિ-કુળનો નાશ કર્યાના પાપને અને મિત્રદ્રોહ કરવામાં રહેલા પાપને નથી જોતા. ( તોપણ )

**કથં ન જ્ઞેયમસ્માભિઃ, પાપાદસ્માન્નિવર્તિતુમ્ ।**
**કુલક્ષયકૃતં દોષં, પ્રપશ્યદ્ભિર્જનાર્દન ? ॥ ૩૯ ॥**

પદ=કથં–ન–જ્ઞેયં–અસ્માભિ –પાપાત્–અસ્માત્–નિવર્તિતુમ
કુલક્ષયકૃતં–દોષ –પ્રપશ્યદ્ભિ –જનાર્દન ॥

અન્વય–અર્થ=જનાર્દન–હે જનાર્દન ! કુલક્ષયકૃતં–દોષં–કુલનો નાશ કર્યાના પાપને પ્રપશ્યદ્ભિ –અસ્માભિઃ–જોનાર અમોએ અસ્માત્–પાપાત્–આયુદ્ધરૂપી પાપથી નિવર્તિતું–કથં–ન–જ્ઞેયં–પાછા ફરવાને કેમ ન સમજવું.

ગુ. અર્થ=હે જનાર્દન ? કુળનો નાશ કર્યાના પાપને જોનાર અમોએ આયુદ્ધરૂપી પાપથી પાછા ફરવાને કેમ ન સમજવું

**કુલક્ષયે પ્રણશ્યન્તિ, કુલધર્માઃ સનાતનાઃ ।**
**ધર્મેનષ્ટે કુલં કૃત્સ્ન, મધર્મોઽભિભવત્યુત ॥ ૪૦ ॥**

પદ=કુલક્ષયે–પ્રણશ્યન્તિ–કુલધર્મા –સનાતના ।
ધર્મે–નષ્ટે–કુલં–કૃત્સ્નં–અધર્મ –અભિભવતિ–ઉત–॥

અન્વય–અર્થ=કુલક્ષયે–સનાતનાઃ–કુલધર્માઃ–પ્રણશ્યન્તિ–કુળનો નાશ થવામાં, પરંપરાથી ચાલતા કુલધર્મો નાશ પામે છે ( અને ) ધર્મે–નષ્ટે–કુળધર્મો નાશ થવાથી–અધર્મઃ–અધર્મ–કૃત્સ્નં–ઉત–કુલં–અભિભવતિ બાકી રહેલા બધા કુળને વશ કરે છે

ગુ. અર્થ=કુળનો નાશ થવામા પરંપરાથી ચાલતા કુળ ધર્મો નાશ પામે છે; અને કુળધર્મો નાશ પામ્યાથી અધર્મ, બાકી રહેલા બધા કુળને વશ કરે છે.

અધર્માભિભવાત્કૃષ્ણ ? પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ ।
સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય ?, જાયતે વર્ણસંકરઃ ॥ ૪૧ ॥

પદ=અધર્માભિભવાત્—કૃષ્ણ—પ્રદુષ્યન્તિ—કુલસ્ત્રિય ।
સ્ત્રીષુ—દુષ્ટાસુ—વાર્ષ્ણેય—જાયતે—વર્ણસંકર ॥

અન્વય–અર્થ=કૃષ્ણ—હે શ્રીકૃષ્ણ ! અધર્માભિભવાત્—અધર્મને વશ થતાં, કુલસ્ત્રિયઃ—પ્રદુષ્યંતિ—કુલની સ્ત્રીયો દૂષિત થાય છે સ્ત્રીષુ—દુષ્ટાસુ—ને સ્ત્રીયો દુષ્ટ થવાથી—વાર્ષ્ણેય ?—હે શ્રીકૃષ્ણ !—વર્ણસંકરઃ—જાયતે—વર્ણસંકર પેદા થાય છે.

શુ. અર્થ=હે શ્રીકૃષ્ણ ! અધર્મને વશ થતા કુલસ્ત્રિયો દુષિત થાય છે, ને સ્ત્રીઓ દુષ્ટ થવાથી હે વાર્ષ્ણેય!—વર્ણશંકર પેદા થાય છે.

સંકરો નરકાયૈવ, કુલઘ્નાનાં કુલસ્ય ચ ।
પતન્તિ પિતરો હ્યેષાં, લુપ્તપિંડોદકક્રિયાઃ ॥ ૪૨ ॥

પદ=સંકર —નરકાય—એવ—કુલઘ્નાનાં—કુલસ્ય—ચ ।
પતન્તિ—પિતરઃ—હિ—એષાં—લુપ્તપિંડોદકક્રિયા ॥

અન્વય–અર્થ=સંકરઃ—કુલઘ્નાનાં—નરકાય—એવ—વર્ણશંકર પ્રજા કુલનો ક્ષય કરનારના નરકને માટે જ (હોય છે) ચં—એષાં, અને એ કુલનો નાશ કરનારાઓના લુપ્ત પિંડોદકક્રિયાઃ—પિતરઃ—હિ—પતન્તિ—પિંડ તર્પણ વિનાના, પિતૃઓ, જરૂર (નરકમાં જ) પડે છે

શુ. અર્થ=વર્ણશંકર પ્રજા કુલનો નાશ કરનાર

થાય છે, અને એ કુળનો નાશ, કરનારઓના પિંડદાન અને તર્પણ વિનાના પિતૃઓ પણ નરકમાંજ પડે છે.

દોષૈરેતૈઃ કુલઘ્નાનાં, વર્ણસંકર કારકૈઃ ।
ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ કુલધર્માશ્ચશાશ્વતાઃ ॥૪૩॥

પદ=દોષૈ–એતૈ–કુલઘ્નાનાં–વર્ણસંકર–કારકૈ ।
ઉત્સાદ્યન્તે–જાતિધર્મા–કુલધર્મા–ચ–શાશ્વતા ॥

અન્વય-અર્થ=કુલઘ્નાનાં-કુલઘાતીઓના, વર્ણસંકર કારકૈઃ-એતૈઃ-દોષઃ-વર્ણશંકર ઉત્પન્ન કરનારા, આ દોષો વડે, સનાતનાઃ-જાતિધર્માઃ-ચ-કુલધર્માઃ-ઉત્સાદ્યન્તે પરંપરાથી ચાલતા આવેલા, જાતીના ધર્મો તથા કુલના ધર્મો નિર્મૂલ થઇ જાય છે.

શુ અર્થ=કુલ ઘાતીઓના વર્ણશંકર ઉત્પન્ન કરનારા આ દોષો વડે પરંપરાથી ચાલતા આવેલા જાતીના ધર્મો તથા કુલના ધર્મો નિર્મૂલ થઇ જાય છે

ઉત્સન્ન કુલધર્માણાં, મનુષ્યાણાં જનાર્દન ?।
નરકેઽનિયતંવાસો, ભવતીત્યનુ શુશ્રુમ ॥૪૪॥

પદ=ઉત્સન્નકુલધર્માણાં–મનુષ્યાણાં–જનાર્દન ।
નરકે–અનિયતં–વાસ–ભવતિ–ઇતિ–અનુશુશ્રુમ ॥

અન્વય-અર્થ=જનાર્દન-હે જનાર્દન ? ઉત્સન્નકુલધર્માણાં-"મનુષ્યાણાં-જેમનો કુલધર્મ નિર્મૂલ થયો છે. એવા માણસોનો વાસઃ-અનિયતં-નરકે-ભવતિ-વાસ, નિરંતર, નરકમા થાય છે. ઇતિ-અનુશુશ્રુમ-એમ સાંભળતા આવ્યા છીએ.

ગુ. અર્થ=હે જનાર્દન ! જેમના કુલધર્મો નિર્મૂલ થયા છે, એવા માણસોનો વાસ નિરંતર નરકમાં થાય છે એમ સાંભળતા આવ્યા છીએ.

અહો બત મહત્પાપં, કર્તું વ્યવસિતા વયમ્ ।
યદ્રાજ્ય સુખલોભેન, હન્તું સ્વજનમુદ્યતાઃ॥૪૫॥

પદ=અહો–બત–મહત્–પાપં–કર્તું–વ્યવસિતાઃ–વયમ્ ।
યત્–રાજ્ય સુખલોભેન–હન્તું–સ્વજનં–ઉદ્યતાઃ ॥

અન્વય-અર્થ=અહો-બત-અહો ! ખેદની વાત છે જુઓ ? વયં-મહત્પાપં-કર્તું=વ્યવસિતાઃ-અમે, મોટું પાપ કરવાને પ્રવૃત્ત થયા છીએ. યત્-રાજ્યસુખલોભેન કારણ કે જે રાજ્યસુખના લોભવડે સ્વજનં-હન્તું-ઉદ્યતાઃ -પોતાના બંધુઓને હણવાને (અમે) તૈયાર થયા છીએ-ઉક્ષા થયા છીએ.

ગુ. અર્થ=અહો ! ખેદની વાત છે જુઓ ! અમે મોટું પાપ કરવાને પ્રવૃત્ત થયા છીએ ! કારણ કે રાજ્ય સુખના લોભથી પોતાના બંધુઓને હણવાને અમે તૈયાર થયા છીએ.

યદિ મામ પ્રતીકાર, મશસ્ત્રં શસ્ત્ર પાણયઃ ।
ધાર્તરાષ્ટ્રા રણેહન્યુ, સ્તન્મે ક્ષેમતરં ભવેત્ ।૪૬।

પદ=યદિ–માં–અપ્રતીકારં–અશસ્ત્રં–શસ્ત્રપાણયઃ ।
ધાર્તરાષ્ટ્રાઃ–રણે–હન્યુઃ–તત્–મે–ક્ષેમતરં–ભવેતુ ॥

અન્વય-અર્થ=યદિ-શસ્ત્રપાણયઃ-ધાર્તરાષ્ટ્રાઃ-જો શસ્ત્રવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો-અપ્રતીકારં-અશસ્ત્રં-માં-બ-

ચાવનો ઉપાય નહિં કરનાર-હથિયાર વગરના મને રણે-હન્યુઃ-રણસંગ્રામમાં મારી નાખે (તો) તત્-મે-ક્ષેમતરં-ભવેત્-તે મરીજવું મને ભારે કલ્યાણ કરનારૂં થાય.

શુ.અર્થ=જો શસ્ત્રવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો બચાવનો ઉપાય નહિ કરનારા-હથિયાર વગરના મને રણસંગ્રામમા મારી નાખે તો તે મરી જવું મને ભારે કલ્યાણ કરનારૂં થાય

સંજય ઉવાચ-સંજય બોલ્યો.

એવમુક્ત્વાઽર્જુનઃ સંખ્યે, રથોપસ્થઉપાવિશત્ ।
વિસૃજ્ય સશરંચાપં, શોકસંવિગ્નમાનસઃ ॥૪૭॥

પદ=એવં-ઉક્ત્વા-અર્જુનઃ-સંખ્યે-રથોપસ્થે-ઉપાવિશત્ ।
વિસૃજ્ય-સશરં-ચાપં-શોકસંવિગ્નમાનસઃ ॥

અન્વય-અર્થ=એવં-ઉક્ત્વા-સંખ્યે-એમ કહીને રણસંગ્રામમાં સશરં-ચાપં-વિસૃજ્ય-બાણસહિત ધનુષ્યને છોડી દઇને શોકસંવિગ્નમાનસઃ-અર્જુનઃ-શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન. રથોપસ્થે-ઉપાવિશત્-રથ ઉપર બેશી ગયો.

શુ. અર્થ=એમ કહીને રણસંગ્રામમા બાણસહિત ધનુષ્યને છોડી દઇને, શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન રથ ઉપર બેસી ગયો.

ઇતિ શ્રી. મ. ભ. ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયા શ્રીકૃષ્ણાર્જુન સંવાદે અર્જુન વિષાદ યોગોનામ પ્રથમોઽધ્યાય.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# સાંખ્યયોગ-અધ્યાય ૨ જો.

સંજય ઉવાચ-સંજય બોલ્યો.

તં તથા કૃપયાવિષ્ટ, મશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ।
વિષીદંતમિદં વાક્ય, મુવાચ મધુસૂદનઃ ॥ ૧ ॥

પદ=તં-તથા-કૃપયા-આવિષ્ટં-અશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ।
વિષીદંતં-ઇદં-વાક્યં-ઉવાચ-મધુસૂદનઃ ॥

અન્વય-અર્થઃ=તથા-કૃપયા-આવિષ્ટં-એવી રીતે કૃપાવડે વ્યાપ્ત થયેલા અશ્રુપૂર્ણાકુલેક્ષણં આંસુ વડે પૂર્ણ આકુલ નેત્રવાળા વિષીદંતં-તં ખેદ કરતા તે અર્જુનને મધુસૂદનઃ-ઇદં-વાક્યં-ઉવાચ-મધુસૂદન ભગવાન્ શ્રીકૃષ્ણ આ (કહેવાશે તે) વાક્યને કહેવા લાગ્યા.

ગુ.-અર્થ=એવી રીતે કૃપાવડે વ્યાપ્ત થયેલાં આંસુવડે પૂર્ણ આકુલ નેત્રવાળા ખેદકરતા તે અર્જુનને શ્રી ભગવાન આ-હવે પછી કહેવાશે તે વચન કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ ઉવાચ-શ્રીભગવાન બોલ્યા.

કુતસ્ત્વા કશ્મલમિદં, વિષમેસમુપસ્થિતમ્ ।
અનાર્યજુષ્ટ મસ્વર્ગ્ય, મકીર્તિકરમર્જુન ॥ ૨ ॥

પદ=કુતઃ-ત્વા-કશ્મલમ્-ઇદં-વિષમે-સમુપસ્થિતમ્ ।
અનાર્યજુષ્ટં-અસ્વર્ગ્યં-અકીર્તિકરં-અર્જુન ॥

અન્વય-અર્થઃ=અર્જુન-વિષમે-ત્વાં-

અર્થની કામનાવાળા ગુરૂઓને મારીને ઇહ-એવ-રૂધિર-પ્રદિગ્ધાન્-ભોગાન્-ભુંજીય-આ લોકમા જ લોહીથી ખરડાયેલા-ભોગોને ભોગવવા (એ ઠીક નથી)

શુ. અર્થ=નક્કી મોટી કીર્તિવાળા ગુરૂઓને ન હણીને, આ લોકમાં ભિક્ષાન્ન ભોજન કરવુ એ ઠીક છે-(પણ) અર્થની કામનાવાળા ગુરૂઓને મારીને આ લોકમાં જ લોહીથી ખરડાયેલા ભોગોને ભોગવવા એ ઠીક નથી.

નચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયો,
યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ ।
યાનેવ હત્વા ન જિજીવિષામ-
સ્તેઽવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ ॥ ૬ ॥

પદ=ન-ચ-એતત્-વિદ્મ-કતરત્-ન-ગરીય-યત્-વા-જયેમ-યદિ-વા-ન-જયેયુ ।  યાન્-એવ-હત્વા-ન-જિજીવિષામઃ-તે-અવસ્થિતા-પ્રમુખે-ધાર્ત્તરાષ્ટ્ર ॥

અન્વય અર્થ--ચ-નઃ-કતરત્-ગરીયઃ-એતત્-ન-વિદ્મઃ-તથા અમને (ભીક્ષા અને યુદ્ધ બેમાં) કોણ શ્રેષ્ઠ છે એને (અમે) નથી જાણતા યત્-વા-જયેમ-યદિ-વા-નઃ-જયેયુઃ-(યુધ્ધમા) અમે જીતીશુ ? અથવા અમને કૌરવો જીતશે (તે પણ અમે જાણતા નથી) યાન્-હત્વા-ન-જિજીવિષામ-જેઓને હણીને અમે જીવવા ઇચ્છતા નથી. તે-ધાર્તરાષ્ટાઃ-એવ-પ્રમુખે-અવસ્થિતાઃ-તે કૌરવો તો મોખરેજ-સન્મુખજ ઉભા છે.

ગુ. અર્થ:=તથા અમને ભિક્ષા અને યુદ્ધમાં કોણ શ્રેષ્ઠ છે, એને અમે નથી જાણતા, યુધ્ધમાં અમે જીતીશું કે કૌરવો જીતશે તે પણ અમે નથી જાણતા, જેઓને હણીને અમે જીવવા ઇચ્છતા નથી તે કૌરવો તો મોખરે જ-ઉભા છે.

કાર્પણ્યદોષો પહતસ્વભાવ:,
પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતા: ।
યચ્છ્રેય: સ્યાન્નિશ્ચિતં બ્રૂહિતન્મે,
શિષ્યસ્તેઽહં શાધિમાં ત્વાં પ્રપન્નમ્ ॥૭॥

પદ=કાર્પણ્યદોષોપહતસ્વભાવ:-પૃચ્છામિ-ત્વાં-ધર્મસંમૂઢચેતા:-। યત્-શ્રેય:-સ્યાત્-નિશ્ચિતં-બ્રૂહિ-તત્-મે-શિષ્ય:-તે-અહં-શાધિ-માં-ત્વાં-પ્રપન્નમ્ ॥

અન્વય અર્થ:=કાર્પણ્યદોષોપહતસ્વભાવ:-કાર્પણ્ય અને દોષ વડે તિરસ્કારને પ્રાપ્ત થયો છે સ્વભાવ જેનો (તથા) ધર્મસંમૂઢચેતા:-ત્વાં-પૃચ્છામિ-ધર્મમાં સંમૂઢ ચિત્તવાળો (હું) તમને પુછુ છું-યત્-નિશ્ચિતમ્-શ્રેય:-સ્યાત્-જે નક્કી કલ્યાણકારક હોય તત્-મે-બ્રૂહિ-તેમને કહો. અહં-તે-શિષ્ય:-હું તમારો શિષ્ય છું-ત્વાં-પ્રપન્નં-માં-શાધિ-આપને શરણ થયેલા મને શિક્ષા કરો.

ગુ. અર્થ:=કાર્પણ્ય-દિનતાદિ દોષોવડે તિરસ્કારને પ્રાપ્ત થયો છે સ્વભાવ જેનો તથા ધર્મમા મૂઢચિત્તવાળો હું તમને પુછુંછું. જે નક્કી કલ્યાણકારક હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું. આપને શરણ આવેલા મને ઉપદેશ કરો.

નહિ પ્રપશ્યામિ મમાપનુદ્યા-
દ્યચ્છોકમુચ્છોષણમિંદ્રયાણામ્ ।
અવાપ્યભૂમાવસપત્નમૃદ્ધં,
રાજ્યં સુરાણામપિ ચાધિપત્યમ્ ॥ ૮ ॥

પદ=ન-હિ-પ્રપશ્યામિ-મમ-અપનુદ્યાત્-યત્-શોકં-ઉચ્છો-
ષણ-ઇંદ્રિયાણાં । અવાપ્ય-ભૂમૌ-અસપત્ન-રૂદ્ધં-
રાજ્ય-સુરાણાં-અપિ-ચ-આધિપત્યમ્ ॥

અન્વય અર્થ=યત્-મમ-ઇન્દ્રિયાણાં-જે મારી ઇ-
દ્રિયોને, ઉચ્છોષણં-શોકં-અપનુદ્યાત્-સંતાપ કરનારા
શોકને નિવૃત્ત કરે (તેને) ન-હિ-પ્રપશ્યામિ-હું જોતો
જ નથી ભુમૌ-અસપત્નં-રૂદ્ધં-રાજ્યં-અવાપ્ય-
પૃથ્વીમા શત્રુ હીન સમૃધ્ધિવાળા રાજ્યને પામીને ચ-
સુરાણાં-અધિપત્યં-અપિ-તથા દેવતાના અધિપતીપ
ણાને પામીને પણ ( હું કલ્યાણ દેખતો નથી.)

શુ અર્થ=જે મારી ઇંદ્રિયોને સતાપ કરનારા શોકને નિવૃત્ત
કરે, તે શ્રેયને તો હુ જોતો જ નથી પૃથ્વીમા શત્રુહીન સમૃદ્ધિવાળા
રાજ્યને પામીને પણ ( હું કલ્યાણ દેખતો નથી )

સંજય ઉવાચ-સંજય બોલ્યો.

એવ મુક્ત્વા હૃષીકેશં, ગુડાકેશઃ પરંતપઃ ।
ન યોત્સ્ય ઇતિ ગોવિંદ, મુક્ત્વા તૂષ્ણીં બભૂવહ ॥૯॥

પદ=એવ-ઉક્ત્વા-હૃષીકેશ-ગુડાકેશઃ-પરતપ ।
ન-યોત્સ્યે-ઇતિ-ગોવિંદં-ઉક્ત્વા-તૂષ્ણી-બભૂવ-હ ॥

અન્વય અર્થઃ=પરંતપઃ-ગુડાકેશઃ-હૃષીકેશં-એવં-ઉક્ત્વા-શત્રુઓને તપાવનાર તથા નિદ્રાને જીતનારો અર્જુન-ભગવાન પ્રત્યે એ પ્રકારે કહીને (અંતમાં) ન-યોત્સ્યે-ઇતિ-ગોવિંદં-ઉક્ત્વા-હું યુધ્ધ નહીં કરૂં એ રીતે ગોવિંદને કહીને-હ-તૂષ્ણીં-બભુવ-નક્કી મૌન થયો.

ગુ. અર્થઃ=શત્રુને તપાવનાર અને નિદ્રાને જીતનાર અર્જુન, ભગવાન પ્રત્યે એ પ્રકારે કહીને છેવટ હું યુદ્ધ નહીં કરૂં. એ રીતે ગોવિંદને કહીને નક્કી મૌન થયો.

તમુવાચ હૃષીકેશઃ, પ્રહસન્નિવ ભારત ? ।
સેનયોરૂભયોર્મધ્યે, વિષીદંતમિદંવચઃ ॥૧૦॥

પદ=તં-ઉવાચ-હૃષીકેશઃ-પ્રહસન્-ઈવ-ભારત ।
સેનયોઃ-ઉભયોઃ-મધ્યે-વિષીદંતં-ઇદં-વચઃ ।

અન્વય અર્થઃ=ભારત-હૃષીકેશઃ-હે ધૃતરાષ્ટ્ર ! શ્રી કૃષ્ણુભગવાન્ ઉભયોઃ-સેનયોઃ-મધ્યે-વિષીદંતં-તં-બેઉ સેનાના મધ્યમાં વિષાદ કરતા તે અર્જુનને પ્રહસન્-ઇવ-ઇદં-વચઃ-ઉવાચ-જાણે હસતા હોય એમ આ કહેવાશે તે વચન કહેવા લાગ્યા.

ગુ. અર્થઃ=હે ધૃતરાષ્ટ્ર ! શ્રી કૃષ્ણુભગવાન બેઉ સેનાના મધ્યમાં વિષાદ કરતા તે અર્જુન પ્રત્યે જાણે હસતા હોય એમ આ (કહેવાશે તે) વચન કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ ઉવાચ-શ્રીભગવાન્ બોલ્યા.

અશોચ્યાનન્વશોચસ્ત્વં, પ્રજ્ઞાવાદાંશ્ચભાષસે, ।
ગતાસૂનગતાસૂંશ્ચ, નાનુ શોચંતિ પંડિતાઃ ॥૧૧॥

પદ=અશોચ્યાન્—અન્વશોચઃ—ત્વં—પ્રજ્ઞાવાદાન્—ચ—ભાષસે ।
ગતાસૂન્—અગતાસૂન્—ચ—ન—અનુશોચન્તિ—પંડિતાઃ ॥

અન્વય અર્થઃ=**અશોચ્યાન્—ત્વં—અન્વશોચઃ**—નહીં શોક કરવા યોગ્યનો તું શોક કરે છે. **ચ—પ્રજ્ઞાવાદાન્—ભાષસે**—અને બુધ્ધિમાન્ પુરૂષોની પેઠે બોલે છે. (પણ) **પંડિતાઃ—ગતાસૂન્—ચ—અગતાસૂન્—ન—અનુશોચંતિ**—પંડિતો, પ્રાણરહિત અને પ્રાણવાળાઓનો શોક કરતા નથી.

ગુ. અર્થઃ=નહિ શોક કરવા યોગ્યનો તું શોક કરે છે. અને બુદ્ધિમાન્ પુરૂષોની પેઠે વાતો કરે છે. પણ પંડિતો પ્રાણરહિત અને પ્રાણવાળાઓનો શોક કરતા નથી.

**નત્વેવાહં જાતુનાસં, નત્વં નેમે જનાધિપાઃ ।**
**ન ચૈવ ન ભવિષ્યામઃ, સર્વે વયમતઃ પરમ્ ॥૧૨॥**

પદ=ન—તુ—એવ—અહં—જાતુ—ન—આસં—ન—ત્વં—ન—ઇમે—જનાધિપાઃ । ન—ચ—એવ—ન—ભવિષ્યામઃ—સર્વે—વયં—અતઃ—પરમ્ ॥

અન્વય અર્થઃ=**અહં—જાતુ—ન—તુ—એવ—આસં—ન—ત્વં—ન—ન** હું કૃષ્ણ આથી પૂર્વે કોઈ વખત ન હતો એમ નથી, તું અર્જુન પણ નહોતો એમ નથી. **ઇમે—જનાધિપાઃ—ન**—આ રાજાઓ પણ ન હતા એમ નથી. **એવ—ચ—અતઃ—પરં**—તેમ જ આ થકી આગળ, **વયં—સર્વે—ન—ભવિષ્યામઃ**—અમે સર્વ નહિ થશું એમ પણ નથી.

શુ. અર્થઃ–હું કૃષ્ણ આથી પૂર્વે કોઇ વખત નહોતો એમ નથી. તું પણ નહોતો એમ નથી. અને આ રાજાઓ પણ ન હતા એમ નથી. તેમજ આથકી આગળ અમે સર્વ નહિ હોઇશું એમ પણ નથી.

દેહિનોઽસ્મિન્યથાદેહે, કૌમારં યૌવનં જરા ।
તથા દેહાન્તર પ્રાપ્તિ, ર્ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥૧૩॥

પદ=દેહિનઃ–અસ્મિન્–યથા–દેહે–કૌમારં–યૌવનં–જરા ।
તથા–દેહાંતરપ્રાપ્તિ–ધીરઃ–તત્ર–ન–મુહ્યતિ ॥

અન્વય અર્થ=યથા–દેહિનઃ–અસ્મિન્–દેહે–કૌમારં–યૌવનં–જરા–જેમ દેહી આત્માને આ દેહમાં કૌમાર, યૌવન અને વૃધ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે–તથા–દેહાન્તરપ્રાપ્તિઃ–તેવી રીતે અન્ય દેહની પ્રાપ્તિ થાય છે તત્ર–ધીરઃ–ન–મુહ્યતિ–તેમાં ધીર પુરૂષ મોહ પામતો નથી.

શુ. અર્થઃ–જેમ આત્માને આ દેહમા કૌમાર, યૌવન–અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તેવી રીતે અન્ય દેહની પ્રાપ્તિ થાય છે. તેમા ધીર પુરૂષ મોહ પામતો નથી.

માત્રાસ્પર્શાસ્તુ કૌંતેય, શીતોષ્ણ સુખદુઃખદાઃ, ।
આગમાપાયિનોઽનિત્યા, સ્તાંસ્તિતિક્ષસ્વભારત ॥૧૪॥

પદ=માત્રાસ્પર્શાઃ–તુ–કૌંતેય–શીતોષ્ણસુખદુઃખદા. ।
આગમાપાયિનઃ–અનિત્યાઃ–તાન્–તિતિક્ષસ્વ–ભારત ॥

અન્વય–અર્થ=કૌંતેય–ભારત–અનિત્યાઃ–માત્રાસ્પર્શાઃ–તુ–હે કુંતાના પુત્ર–હે અર્જુન ? અનિત્યસ્વભાવવાળા

ઇંદ્રિયોના સ્પર્શો તો **આગમાપાયિનઃ** ઉત્પત્તિનાશવાળા **શીતોષ્ણસુખદુઃખદાઃ**-શીત, ઉષ્ણ અને સુખ દુઃખ આપનારા છે **તાન્-તિતિક્ષસ્વ**-તેઓને તું સહન કર.

શુ અર્થ=હે કુંતાના પુત્ર-હે અર્જુન? અનિત્યસ્વભાવવાળા ઇંદ્રિયોના સ્પર્શો તો, ઉત્પત્તિનાશવાળા, શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ આપનારા છે. તેઓને તું સહન કર.

**યંહિ ન વ્યથયંત્યેતે, પુરૂષં પુરૂષર્ષભ ?–**
**સમદુઃખ સુખંધીરં, સોઽમૃતત્વાય કલ્પતે ॥૧૫॥**

પદ=યં–હિ–ન–વ્યથયંતિ–એતે–પુરૂષં–પુરૂષર્ષભ ।
સમદુઃખસુખં–ધીરં–સ –અમૃતત્વાય–કલ્પતે ॥

અન્વય-અર્થ =**હિ-પુરૂષર્ષભ-સમદુઃખસુખં-યં-ધીરં-પુરૂષં**-કેમકે હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન? સુખ દુઃખ જેને સમાન છે એવા જે ધીર પુરૂષને **એતે-ન-વ્યથયન્તિ** એમાત્રાસ્પર્શ અને શીતોષ્ણાદિ વ્યથા કરતા નથી. **સઃ-અમૃતત્વાય-કલ્પતે**-તે પુરૂષ મોક્ષ પામવાને યોગ્ય થાયછે.

શુ અર્થ=કેમકે હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન? સુખ દુઃખ જેને સમાન છે એવા જે ધીરપુરૂષને એ માત્રાસ્પર્શાદિ વ્યથા કરતા નથી તે પુરૂષ મોક્ષ પામવાને લાયક થાય છે.

**નાસતો વિદ્યતે ભાવો, ના ભાવો વિદ્યતે સતઃ ।**
**ઉભયોરપિ દૃષ્ટોઽત, સ્ત્વનયોસ્તત્ત્વ દર્શિભિઃ ॥૧૬॥**

પદ=ન–અસત –વિદ્યતે–ભાવ –ન–અભાવ –વિદ્યતે–સત ।
ઉભયો –અપિ–દૃષ્ટ –અંત –તુ–અનયો –તત્વદર્શિભિઃ ॥

અન્વય-અર્થ=અસતઃ-ભાવઃ-ન-વિદ્યતે-મિથ્યા વસ્તુનું ભાવ-સત્પણું નથી હોતું સતઃ-અભાવઃ-ન-વિદ્યતે-સત્ વસ્તુનો અભાવ-ન હોવાપણું નથી હોતું-અનયોઃ-ઉભયોઃ-અપિ-અન્તઃ તત્ત્વદર્શિભિઃ-તુ-દૃષ્ટઃ આ બન્નેનો પણ નિર્ણય તત્ત્વદર્શિઓએ તો જોયો છે.

શુ. અર્થ=મિથ્યા વસ્તુનું સત્પણું અને સત્વસ્તુનો અભાવ નહોવાપણું નથી હોતું. આ બન્નેનો પણ નિર્ણય તત્ત્વ દર્શિઓએ તો જોયો છે

**અવિનાશિતુ તદ્વિદ્ધિ, યેન સર્વમિદં તતમ્**
**વિનાશમવ્ય યસ્યાસ્ય, ન કશ્ચિત્કર્તુ મર્હતિ ॥૧૭॥**

પદ=અવિનાશિ-તુ-તત્-વિદ્ધિ-યેન-સર્વં-ઇદં-તતમ્ ।
વિનાશં-અવ્યયસ્ય-અસ્ય-ન-કશ્ચિત્-કર્તું-અર્હતિ ॥

અન્વય-અર્થ=તુ-યેન-ઇદં-સર્વં-તતં-વળી જેણે આ સર્વ વ્યાપ્ત છે. તત્-અવિનાશિ-વિદ્ધિ-તેને અવિનાશી જાણ-અસ્ય-અવ્યયસ્ય-વિનાશં-કર્તું-કશ્ચિત્-ન-અર્હતિ-આ વધઘટના વિકાર રહિતનો વિનાશ કરવાને કોઇ પણ સમર્થ નથી.

શુ. અર્થ=વળી જેણે આ સર્વ વ્યાપ્ત છે. તેને અવિનાશી જાણ-આ અવ્યય-વધઘટના વિકાર રહિતનો વિનાશ કરવાને કોઇ પણ સમર્થ નથી.

**અંતવંત ઇમે દેહા, નિત્યસ્યોક્તાઃ શરીરિણઃ ।**
**અનાશિનોઽપ્રમેયસ્ય, તસ્માદ્યુધ્યસ્વ ભારત ॥૧૮॥**

પદ=અન્તવંતઃ-ઇમે-દેહાઃ-નિત્યસ્ય-ઉક્તાઃ-શરીરિણ઼ઃ ।
અનાશિનઃ-અપ્રમેયસ્ય-તસ્માત્-યુધ્યસ્વ-ભારત ॥

અન્વય-અર્થ=નિત્યસ્ય-અનાશિનઃ-અપ્રમેયસ્ય-શરીરિણઃ-નિત્ય, અવિનાશી, ને અપ્રમેય શરીરના, ઇમે-દેહાઃ-અન્તવન્તઃ-ઉક્તાઃ-આ દેહો નાશવાન્ કહેલા છે. તસ્માત્-ભારત-યુધ્યસ્વ-તેટલા માટે હે ભારત? (તું) યુદ્ધ કર

શુ. અર્થ=નિત્ય, અવિનાશી ને અપ્રમેય શરીરના આ દેહો નાશવાન્ કહેલા છે. તેટલા માટે હે ભારત તું યુદ્ધ કર.

યએનં વેત્તિ હંતારં, યશ્ચૈનં મન્યતે હતમ્ ।
ઉભૌ તૌ ન વિજાનીતો, નાયં હંતિ ન હન્યતે ॥૧૯॥

પદ=યઃ-એનં-વેત્તિ-હંતારં-યઃ-ચ-એનં-મન્યતે-હતં ।
ઉભૌ-તૌ-ન-વિજાનીતઃ-ન-અયં-હંતિ-ન-હન્યતે ॥

અન્વય અર્થઃ=યઃ-એનં-હંતારં-વેત્તિ-જે આને હણનારો જાણે છે, ચ-યઃ-એનં-હતં-મન્યતે-અને જે આને હણાયલો (છે) એમ જાણે છે-તૌ-ઉભૌ-ન-વિજાનીતઃ-તે બન્ને નથી જાણતા-અયં-ન-હન્તિ-ન-હન્યતે-આ નથી હણતો અને નથી હણાતો.

શુ. અર્થ=જે આ આત્માને હણનારો છે એમ જાણે છે. અને જે આને હણાયલો છે એમ માને છે. તે બન્ને નથી જાણતા. આ આત્મા નથી હણતો અને નથી હણાતો.

**ન જાયતે મ્રિયતે વા કદાચિત્–**
**નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ ।**
**અજો નિત્યઃ શાશ્વતોઽયં પુરાણો,**
**ન હન્યતે હન્યમાને શરીરે ॥ ૨૦ ॥**

પદ=ન–જાયતે–મ્રિયતે–વા–કદાચિત્–ન–અયં–ભૂત્વા–ભવિતા–વા–ન–ભૂયઃ। અજઃ–નિત્યઃ–શાશ્વતઃ–અયં–પુરાણઃ–ન–હન્યતે–હન્યમાને–શરીરે ॥

અન્વય-અર્થ=**અયં–કદાચિત્–જાયતે–વા–મ્રિયતે–ન**–આ આત્મા કયારે પણ ઉત્પન્ન થતો ને મરતો નથી. **વા–ન–ભૂત્વા–ભૂયઃ–અભવિતા–ન**–અથવા, પ્રથમ ન હોઇને, ફરીથી ન હોનારો નથી. **અયં–અજઃ–નિત્યઃ–શાશ્વતઃ–પુરાણઃ**–આ અજ, નિત્ય, શાશ્વત, અને પુરાણ છે. **હન્યમાને–શરીરે–ન–હન્યતે**–અને હણાતા શરીરમાં આ આત્મા નથી હણાતો.

- ગુ. અર્થ=આ આત્મા કદીપણ ઉત્પન્ન થતો નથી ને મરતો નથી, અથવા આ પૂર્વે ન હોઇને ફરીથી ન હોનારો નથી, આ અજ, નિત્ય, શાસ્વત અને પુરાણ છે તથા હણાતા શરીરમાં હણાતો નથી.

**વેદાવિનાશિનં નિત્યં, ય એનમજમવ્યયમ્ ।**
**કથં સ પુરૂષઃ પાર્થ, કં ઘાતયતિ હંતિ કમ્ ॥૨૧॥**

પદ=વેદ–અવિનાશિનં–નિત્યં–યઃ–એનં–અજં–અવ્યયમ્ ।
કથં–સઃ–પુરૂષઃ–પાર્થ–કં–ઘાતયતિ–હંતિ–કમ્ ॥

અન્વય-અર્થઃ=પાર્થ-યઃ-એનં-અવિનાશિનં-નિત્યં-અજં-અવ્યયં-હે અર્જુન ? જે આ આત્માને અવિનાશી, નિત્ય, અજ, અને અવિકારી વેદ જાણે છે. સઃ-પુરૂષઃ-કં-કથં-હન્તિ-કં-ઘાતયતિ-તે પુરૂષ કોને કેવી રીતે હણે છે ? (અને) કોને હણાવે છે ?

ગુ. અર્થ=હે અર્જુન ? જે પુરૂષ આ આત્માને અવિનાશી નિત્ય, અજ અને અવિકારી જાણે છે-તે પુરૂષ કોને કોરીતે હણે અને કોને હણાવે ? એટલે કોઇને હણતો નથી અને હણાવતોએ નથી.

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય,
નવાનિ ગૃહ્‌ણાતિ નરોઽપરાણિ ।
તથા શરીરાણિ વિહાય જીર્ણા-
ન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી ॥૨૨॥

પદ=વાસાંસિ-જીર્ણાનિ-યથા-વિહાય-નવાનિ-ગૃહ્‌ણાતિ-નરઃ-અપરાણિ । તથા-શરીરાણિ-વિહાય-જીર્ણાનિ-અન્યાનિ-સંયાતિ-નવાનિ-દેહી ॥

અન્વય-અર્થઃ=નરઃ-યથા-જીર્ણાનિ-વાસાંસિ-વિહાય-પુરૂષ જેમ જૂનાં લુગડાંને છોડીને-અપરાણિ-નવાનિ-ગૃહ્‌ણાતિ-બીજાં નવાંને લે છે. તથા-દેહી-જીર્ણાનિ-શરીરાણિ-વિહાય-અન્યાનિ-નવાનિ-સંયાતિ-તેમ જીવાત્મા જીર્ણ થયેલાં શરીરાને છોડીને બીજાં નવાં શરીરાને પામે છે.

ગુ અર્થ=પુરૂષ જેમ જુનાં લુગડાંને છોડીને, બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ જીવાત્મા ઘસાઇ ગયેલાં શરીરોને છોડીને બીજાં નવાં શરીરોને પામે છે.

નૈનં છિંદંતિ શસ્ત્રાણિ, નૈનં દહતિ પાવકઃ ।
ન ચૈનં કલેદયંત્યાપો, ન શોષયતિ મારૂતઃ ॥૨૩॥

પદ=ન—એનં—છિંદંતિ—શસ્ત્રાણિ—ન—એનં—દહતિ—પાવકઃ ।
ન—ચ—એનં—કલેદયંતિ—આપઃ—ન- શોષયતિ—મારૂતઃ ॥

અન્વય-અર્થઃ=એનં--શસ્ત્રાણિ-ન-છિન્દન્તિ-એનં-પાવકઃ—ન—દહતિ—આ આત્માને શસ્ત્રો છેદતાં નથી, આને અગ્નિ બાળતો નથી. એનં—આપઃ—ન—કલેદયંતિ—ચ—મારૂતઃ—ન—શોષયતિ—આને પાણી પલાળતાં નથી. અને વાયુ સૂકવતો નથી.

ગુ. અર્થ=આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, આ આત્માને અગ્નિ બાળી શકતો નથી. આને પાણી પલાળી શકતાં નથી અને પવન સૂકાવી શકતો નથી.

અચ્છેદ્યોઽયમદાહ્યોઽય, મકલેદ્યોઽશોષ્ય એવચં ।
નિત્યઃ સર્વગતઃ સ્થાણુ, રચલોઽયંસનાતનઃ ॥૨૪॥

પદ=અચ્છેદ્યઃ—અયં—અદાહ્ય-અયં-અકલેદ્યઃ-અશોષ્યઃ—એવ—ચ—।
નિત્યઃ—સર્વગતઃ—સ્થાણુઃ—અચલઃ—અયં—સનાતનઃ ॥

અન્વય-અર્થઃ=અયં—અચ્છેદ્યઃ—એવ—આ આત્મા ન છેદી શકાય તેવો જ છે. અયં—અદાહ્યઃ—અયં—અકલે-

દાહ્ય:-ચ-અશોષ્ય:-આ ન બાળી શકાય તેવો (છે.) આ ન પલાળી શકાય તેવો (છે) અને ન શોષી શકાય તેવો (છે) અયં-નિત્ય:-સર્વગત:-સ્થાણુ:-અચલ-સનાતન:-આ નિત્ય, સર્વવ્યાપી, સ્થીર, અચલ (અને) અનાદિ છે.

ગુ. અર્થ=આ આત્મા ન છેદી શકાય તેવોજ છે, આ આત્મા ન બાળી શકાય તેવો, આ આત્મા ન પલાળી શકાય તેવો અને ન શોષી શકાય તેવો છે. આ નિત્ય છે, સર્વમાં વ્યાપી રહેલો છે, સ્થીર છે. અચલ છે અને અનાદિ છે.

અવ્યક્તોઽયમચિંત્યોઽય, મવિકાર્યોઽયમુચ્યતે ।
તસ્માદેવં વિદિત્વૈનં, નાનુશોચિતુમર્હસિ ॥૨૫॥

પદ=અવ્યક્ત -અયં-અચિંત્ય -અયં-અવિકાર્ય -અયં-ઉચ્યતે।
તસ્માત્-એવં-વિદિત્વા-એનં-ન-અનુશોચિતું-અર્હસિ ॥

અન્વય-અર્થ=અયં-અવ્યક્ત:-અયં-અચિંત્ય: અયં-અવિકાર્ય-ઉચ્યતે-આ, ઇદ્રિયોથી ન જાણી શકાય તેવો, આ મન વડે ન ચિંતવી શકાય તેવો આ અવિકારી કહેવાય છે. તસ્માત્-એનં-એવં-વિદિત્વા-અનુશોચિતું-ન-અર્હસિ-તેટલા માટે આ આત્માને એમ જાણીને (તું) શોક કરવાને યોગ્ય નથી.

ગુ અર્થ=આ આત્મા ઇદ્રિયોથી ન જાણી શકાય તેવો, મન વડે ન ચિંતવી શકાય તેવો, અવિકારી કહેવાય છે, તેટલા માટે આ આત્માને એમ જાણીને તું શોક કરવાને યોગ્ય નથી.

અથચૈનં નિત્યજાતં, નિત્યં વા મન્યસે મૃતમ્ ।
તથાપિ ત્વં મહાબાહો, નૈનંશોચિતુ મર્હસિ ॥૨૬॥

પદ=અથ–ચ–એનં–નિત્યજાતં–નિત્યં–વા–મન્યસે–મૃતમ્ ।
તથા–અપિ–ત્વં–મહાબાહો–ન–એનં–શોચિતું–અર્હસિ

અન્વય–અર્થ=અથ–ચ–એનં–નિત્યજાતં–વા–નિત્યં–મૃતં–મન્યસે–છતાં પણ આ આત્માને, નિત્ય જન્મેલો, અથવા નિત્ય મુએલો (તું) માને તથાપિ–મહાબાહો–ત્વં–એવં–શોચિતું–ન–અર્હસિ–તો પણ હે મોટા હાથવાળા અર્જુન ? તું આ પ્રમાણે શોક કરવાને યોગ્ય નથી.

શુ. અર્થ=છતાં પણ આ આત્માને તું નિત્ય જન્મેલો, અથવા નિત્ય મુએલો, માને તોપણ હે અર્જુન ? તું આ પ્રમાણે શોક કરવાને યોગ્ય નથી.

જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ, ર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ।
તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ ॥૨૭॥

પદ=જાતસ્ય–હિ–ધ્રુવઃ–મૃત્યુઃ–ધ્રુવં–જન્મ મૃતસ્ય–ચ।
તસ્માત્–અપરિહાર્યે–અર્થે–ન–ત્વં–શોચિતું–અર્હસિ ॥

અન્વય–અર્થ=હિ–જાતસ્ય–મૃત્યુઃ–ધ્રુવઃ–ચ–મૃતસ્ય–જન્મ–ધ્રુવં–કેમકે ઉત્પન થયેલાને મરણ નક્કી (છે) અને મરેલાને જન્મ નક્કી (છે) તસ્માત્–અપરિહાર્યે–અર્થે–ત્વં–શોચિતું–ન–અર્હસિ–તેટલા માટે અનિવાર્ય વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી.

શુ. અર્થ=કેમકે ઉત્પન્ન થયેલાને મરણ નક્કી છે, અને મરેલાને જન્મ નક્કી છે તેટલા માટે ન અટકાવી શકાય એવા વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી.

**અવ્યક્તાદીનિભૂતાનિ, વ્યક્તમધ્યાનિ ભારત ।**
**અવ્યક્તનિધનાન્યેવ, તત્ર કા પરિ દેવના ॥૨૮॥**

પદ=અવ્યક્તાદીનિ–ભૂતાનિ–વ્યક્તમધ્યાનિ–ભારત ।
અવ્યક્તનિધનાનિ–એવ–તત્ર–કા–પરિદેવના ॥

અન્વય–અર્થઃ=ભારત–ભૂતાનિ–અવ્યક્તાદીનિ–હે અર્જુન ? શરીરો આદિમાં અપ્રત્યક્ષ વ્યક્તમધ્યાનિ–અવ્યક્તનિધનાનિ–એવ–મધ્યમાં સ્પષ્ટ (અને) મૃત્યુ વખતે પાછાં અપ્રત્યક્ષજ (છે) તત્ર-કા–પરિદેવના–તેમાં શો પ્રલાપ?

શુ. અર્થ=હે અર્જુન ? ભૂતો–શરીરો આદિમાં અપ્રત્યક્ષ, મધ્યમાં સ્પષ્ટ અને મૃત્યુ વખતે પાછાં અદ્રશ્ય–અપ્રત્યક્ષજ છે માટે એવાં શરીરોમાં શો પ્રલાપ ?

**આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેન,–**
**માશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ ।**
**આશ્ચર્ય વચ્ચૈન મન્યઃ શૃણોતિ–**
**શ્રૃત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્ ॥૨૯॥**

પદ=આશ્ચર્યવત્–પશ્યતિ–કશ્ચિત્–એનં–આશ્ચર્યવત્–વદતિ –તથા–એવ–ચ–અન્યઃ । આશ્ચર્યવત્–ચ–એનં–અન્યઃ- શૃણોતિ–શ્રુત્વા–અપિ–એનં–વેદ–ન–ચ–એવ–કશ્ચિત્॥

અન્વય–અર્થઃ=કશ્ચિત્–એનં-આશ્ચર્યવત્–પશ્યતિ–તથા–એવ–ચ–અન્યઃ–આશ્ચર્યવત્–વદતિ–કોઇ આને આશ્ચર્ય જેવો જુએ છે; તેમજ વળી બીજો આશ્ચ-

યે જેવો કહે છે. ચ-અન્યઃ-એનં-આશ્ચર્યવત્-શૃણોતિ-અને બીજો આને આશ્ચર્ય જેવો સાંભળે છે, ચ-કશ્ચિત્-શ્રુત્વા-અપિ-એનં-ન-એવ-વેદ--અને કોઈ સાંભળીને પણ આને નથીજ જાણતો.

શુ. અર્થ=કોઇ આ આત્માને આશ્ચર્ય જેવો જુવે છે, તેમજ વળી બીજો આ આત્માને આશ્ચર્ય જેવો કહે છે, અને બીજો આને આશ્ચર્ય જેવો સાંભળે છે, અને કોઇતો સાંભળીને પણ આ આત્માને નથીજ જાણતો.

દેહી નિત્ય મવધ્યોઽયં, દેહે સર્વસ્ય ભારત ।
તસ્માત્સર્વાણિ ભૂતાનિ, ન ત્વં શોચિતુમર્હસિ ॥૩૦॥

પદ=દેહી-નિત્યં-અવધ્યઃ-અયં-દેહે-સર્વસ્ય-ભારત ।
તસ્માત્-સર્વાણિ-ભૂતાનિ-ન-ત્વં-શોચિતું-અર્હસિ ॥

અન્વય-અર્થ=ભારત-સર્વસ્ય-દેહે-અયં--દેહી-નિત્યં-અવધ્યઃ-હે અર્જુન ? સર્વના શરીરમાં આ દેહી-આત્મા નિત્ય-અવધ્ય છે. તસ્માત્-સર્વાણિ-ભૂતાનિ-શોચિતું-ત્વં-ન-અર્હસિ-તેટલા માટે સર્વ પ્રાણીઓનો શોક કરવાને તું યોગ્ય નથી.

શુ. અર્થ=હે અર્જુન ? સર્વના શરીરમા આ દેહી-આત્મા નિત્ય અવધ્ય છે. તેટલા માટે સર્વ પ્રાણીઓનો શોક કરવાને તું યોગ્ય નથી.

સ્વધર્મમપિ ચાવેક્ષ્ય, નવિકંપિતુ મર્હસિ, ।
ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્,-ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥૩૧॥

પદ=સ્વધર્મં-અપિ-ચ-અવેક્ષ્ય-ન-વિકંપિતું-અર્હસિ ।
ધર્મ્યાત્-હિ-યુદ્ધાત્-શ્રેયઃ-અન્યત્-ક્ષત્રિયસ્ય-ન-વિદ્યતે।

અન્વય અર્થઃ=ચ-સ્વધર્મં-અવેક્ષ્ય-અપિ વળી સ્વધર્મને વિચારીને પણ, વિકંપિતું-ન-અર્હસિ-ડગવાને (તું) યોગ્ય નથી. હિ-ક્ષત્રિયસ્ય-ધર્મ્યાત્-યુદ્ધાત્-અન્યત્-શ્રેયઃ-ન-વિદ્યતે-કેમકે ક્ષત્રિયને ધર્મયુદ્ધથી બીજું શ્રેય નથી.

ગુ. અર્થ=વળી સ્વધર્મ વિચારીને પણ યુદ્ધથી ડગવાને તું યોગ્ય નથી, કેમકે ક્ષત્રિયને ધર્મયુદ્ધથી બીજું શ્રેય-કલ્યાણકારક નથી.

યદૃચ્છયા ચોપપન્નં, સ્વર્ગદ્વાર મપાવૃતમ્ ।
સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ, લભંતે યુદ્ધમીદૃશમ્ ॥૩૨॥

પદ=યદૃચ્છયા-ચ-ઉપપન્નં-સ્વર્ગદ્વારં-અપાવૃતં ।
સુખિનઃ-ક્ષત્રિયાઃ-પાર્થ-લભંતે-યુદ્ધં-ઇદૃશમ્ ॥

અન્વય-અર્થ=પાર્થ-યદૃચ્છયા-ચ-ઉપપન્નં-અપાવૃતં-સ્વર્ગદ્વારં-ઇદૃશં-યુદ્ધં-હે અર્જુન ? વિનાપ્રયાસે પ્રાપ્ત થયેલું ઉઘાડેલા સ્વર્ગદ્વારરૂપ આ પ્રકારનું યુદ્ધ સુખિનઃ-ક્ષત્રિયાઃ-લભંતે-સુખી ક્ષત્રિઓ મેળવે છે.

ગુ. અર્થ=હે અર્જુન? વિના પ્રયાસે પ્રાપ્ત થયેલું ઉઘાડેલા સ્વર્ગ દ્વારરૂપ આ પ્રકારનું યુદ્ધ સુખી ક્ષત્રિયો મેળવે છે.

અથ ચેત્ત્વ મિમંધર્મ્યં, સંગ્રામં ન કરિષ્યસિ ।
તતઃ સ્વધર્મં કીર્તિંચ, હિત્વા પાપમવાપ્સ્યસિ ॥૩૩॥

પદ=અથ–ચેત્–ત્વં ઈમં–ધર્મ્યં–સંગ્રામં–ન–કરિષ્યસિ ।
તતઃ–સ્વધર્મં–કીર્તિં–ચ–હિત્વા–પાપં–અવાપ્સ્યસિ ॥

અન્વય–અર્થ=અથ–ચેત્–ત્વં–ઇમં–ધર્મ્યં–સંગ્રામં–ન–કરિષ્યસિ–એમ છતાં જો તું આ ધર્મયુદ્ધ નહિ કરીશ. તતઃ–સ્વધર્મં–કીર્તિં–ચ–હિત્વા–પાપં–અવાપ્સ્યસિ–તો સ્વધર્મ અને કીર્તિને ગુમાવીને પાપને પામીશ.

ગુ. અર્થ=એમ છતાં જો તું આ ધર્મયુદ્ધ નહિ કરીશ, તો સ્વધર્મ અને કીર્તિને ગુમાવીને પાપને પામીશ.

**અકીર્તિં ચાપિ ભૂતાનિ, કથયિષ્યંતિ તેઽવ્યયામ્ ।**
**સંભાવિતસ્ય ચા કીર્તિ, ર્મરણા દતિ રિચ્યતે ॥૩૪॥**

પદ=અકીર્તિં–ચ–અપિ–ભૂતાની–કથયિષ્યંતિ–તે–અવ્યયામ્।
સંભાવિતસ્ય–ચ–અકીર્તિઃ–મરણાત્–અતિરિચ્યતે ॥

અન્વય અર્થઃ=ચ–ભૂતાનિ–અપિ–તે–અવ્યયામ્–અકીર્તિ–કથયિષ્યંતિ–વળી દેવાદિ સઘળા પણ તારી ઘણા કાળ સુધી અપકીર્તિ બોલશે–સંભાવિતસ્ય–ચ–અકીર્તિઃ–મરણાત્–અતિરિચ્યતે–પ્રતિષ્ઠા સંપન્ન પુરૂષને અપકીર્તિ એ મરણથી વધારે છે.

ગુ. અર્થ=વળી દેવાદિ બધા પણ તારી ઘણા કાળસુધી અપકીર્તિ બોલશે; પ્રતિષ્ઠા સંપન્ન પુરૂષને અપકીર્તિ એ મરણથી વધારે દુઃખદ છે.

**ભયાદ્રણાદુપરતં, મંસ્યંતે ત્વાં મહારથાઃ ।**
**યેષાં ચત્વં બહુમતો, ભૂત્વા યાસ્યસિ લાઘવમ્ ॥૩૫॥**

પદ-ભયાત્-રણાત્-ઉપરતં-મંસ્યંતે-ત્વાં-મહારથાઃ ।
યેષાં-ચ-ત્વં-બહુમતઃ-ભૂત્વા-યાસ્યસિ-લાઘવમ્ ॥

અન્વય અર્થ=મહારથાઃ-ત્વાં-ભયાત્-રણાત્-ઉપરતં-મંસ્યન્તે-મહારથીઓ તને ભયથી રણમાંથી પાછો ફરેલો માનશે. ચ-યેષાં-ત્વં-બહુમતઃ-ભૂત્વા-લાઘવં-યાસ્યસિ-અને જેઓમાં તું બહુ માન પામેલો હોઇને (હતો તેઓમાં) તું હલકાઇ પામીશ.

શુ. અર્થ=મહારથીઓ તને ભયથી રણમાંથી પાછો ફરેલો માનશે, અને જેઓમાં તું બહુ માન પામેલો છે તેઓમાં તું હલકાઇ પામીશ.

અવાચ્યવાદાંશ્ચબહૂન્, વદિષ્યંતિ તવાહિતાઃ ।
નિંદંતસ્તવ સામર્થ્યં, તતો દુઃખતરં નુ કિમ્ ॥૩૬॥

પદ=અવાચ્યવાદાન્-ચ-બહૂન્-વદિષ્યંતિ-તવ-અહિતાઃ ।
નિન્દંતઃ-તવ-સામર્થ્યં-તતઃ-દુઃખતરં-નુ-કિમ્॥

અન્વય-અર્થ=ચ-તવ-સામર્થ્યં-નિંદન્તઃ-અને તારી શક્તિની નિંદા કરતા તવ-અહિતાઃ-બહૂન્-અવાચ્યવાદાન્-વદિષ્યન્તિ-તારા શત્રુઓ ઘણા ન બોલવાના બોલો બોલશે. તતઃ-દુઃખતરં-નુ-કિમ્-તેથી વધારે દુઃખ શું ?

શુ. અર્થ=અને તારી શક્તિની નિંદા કરતા, તારાં શત્રુઓ ઘણા ન બોલવાના બોલો બોલશે. તેથી વધારે દુઃખ શું ?

હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં, જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્।
તસ્માદુત્તિષ્ઠ કૌંતેય, યુદ્ધાય કૃત [illegible] ॥૩૭॥

પદ=હતઃ-વા-પ્રાપ્સ્યસિ-સ્વર્ગં-જિત્વા-વા-ભોક્ષ્યસે-મહીમ્ ।
તસ્માત્-ઉત્તિષ્ઠ-કૌંતેય-યુદ્ધાય-કૃતનિશ્ચયઃ ॥

અન્વય-અર્થ=વા-હતઃ-સ્વર્ગં-પ્રાપ્સ્યસિ-જો કદી હણાયો તો સ્વર્ગ પામીશ વા-જિત્વા-મહીં-ભોક્ષ્યસે અથવા જીતીને પૃથ્વીને ભોગવીશ. તસ્માત્-કૌન્તેય-યુદ્ધાય-કૃતનિશ્ચયઃ ઉત્તિષ્ઠ-તેટલા માટે હે અર્જુન ? યુધ્ધને માટે કરેલા નિશ્ચયવાળો તું ઉભો થા.

શુ. અર્થ=જો કદી હણાયો તો સ્વર્ગ પામીશ, અથવા જીતીને પૃથ્વીને ભોગવીશ, તેટલા માટે હે અર્જુન યુદ્ધને માટે કરેલા નિશ્ચયવાળો તું ઉભો થા

સુખ દુઃખે સમેકૃત્વા, લાભાલાભૌ જયાજયૌ ।
તતો યુદ્ધાય યુજ્યસ્વ, નૈવં પાપમવાપ્સ્યસિ ॥૩૮॥

પદ=સુખદુઃખે-સમે-કૃત્વા-લાભાલાભૌ-જયાજયૌ ।
તતઃ-યુદ્ધાય-યુજ્યસ્વ-ન-એવં-પાપં-અવાપ્સ્યસિ ॥

અન્વય અર્થ=સુખદુઃખે-લાભાલાભૌ-જયાજયૌ-સમે-કૃત્વા-સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય (એમને) સરખાં કરીને તતઃ-યુદ્ધાય-યુજ્યસ્વ-પછી યુધ્ધને માટે જોડા, એવં-પાપં-ન-અવાપ્સ્યસિ-એમ (કરવાથી) (તું) પાપને નહીં પામે.

શુ. અર્થ=સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય એ સર્વને સરખાં માનીને પછી તું યુદ્ધને માટે જોડા-એમ કરવાથી તું પાપને નહીં પામે.

એષાતેઽભિહિતા સાંખ્યે, બુદ્ધિર્યોગેત્વિમાં શૃણુ ।
બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ, કર્મબંધં પ્રહાસ્યસિ ॥૩૯॥
પદ=એષા–તે–અભિહિતા–સાંખ્યે–બુદ્ધિઃ–યોગે–તુ–ઇમાં–શૃણુ
બુદ્ધ્યા–યુક્ત –યયા–પાર્થ–કર્મબંધં–પ્રહાસ્યસિ ॥

અન્વય–અર્થ=એષા–બુદ્ધિઃ–તે–સાંખ્યે–અભિહિતા–આ બુદ્ધિ તને આત્મામાં જ્ઞાનમાં કહી–તુ–યોગે–ઈમાં શૃણુ–તો પણ યોગમાં આને સાંભળ. પાર્થ–યયા–બુદ્ધ્યા –યુક્તઃ–કર્મબંધં–પ્રહાસ્યસિ–હે અર્જુન જે બુદ્ધિએ યુક્ત થયેલો તું કર્મબંધને ત્યજી શકીશ.

ગુ. અર્થ=આ બુદ્ધિ તને આત્મામા–જ્ઞાનમાર્ગમા કહી–તોપણ યોગમાર્ગમા આને સાભળ, હે અર્જુન? જે બુદ્ધિએ યુક્ત થયેલો તું કર્મબંધને સેજી શકીશ.

નેહાભિ ક્રમનાશોઽસ્તિ, પ્રત્યવાયો ન વિદ્યતે ।
સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય, ત્રાયતે મહતો ભયાત્ ॥૪૦॥
પદ=ન–ઇહ–અભિક્રમનાશઃ–અસ્તિ–પ્રત્યવાયઃ–ન–વિદ્યતે ।
સ્વલ્પં–અપિ–અસ્ય–ધર્મસ્ય–ત્રાયતે–મહત–ભયાત્ ॥

અન્વય અર્થ=ઈહ–અભિક્રમનાશઃ–ન–અસ્તિ–આ કર્મયોગમાં આરંભનો નાશ નથી. (હે) પ્રત્યવાયઃ–ન–વિદ્યતે–દોષ નથી. અસ્ય–ધર્મસ્ય–સ્વલ્પં–અપિ–મહતઃ–ભયાત્–ત્રાયતે–આ ધર્મનું થોડું પણ (આચરણ) મોટા ભયથી બચાવે છે.

શુ. અર્થ=આ કર્મયોગમા આરંભનો નાશ નથી, કે દોષ નથી–આં ધર્મનું થોડું પણ આચરણ મોટા ભયથી બચાવે છે.

**વ્યવસાયાત્મિકાબુદ્ધિ, રેકેહ કુરૂનંદન ।**
**બહુશાખા હ્યનંતાશ્ચ, બુદ્ધયોઽવ્યવસાયિનામ્ ॥૪૧॥**

પદ=વ્યવસાયાત્મિકા–બુદ્ધિઃ–એકા–ઇહ–કુરૂનંદન ।
બહુશાખાઃ–હિ–અનંતાઃ–ચ–બુદ્ધયઃ–અવ્યવસાયિનામ્ ॥

અન્વય–અર્થ=કુરૂનંદન–ઇહ–વ્યવસાયાત્મિકા–બુદ્ધિઃ–એકા–હિ–હે અર્જુન ? આ શ્રેયમાર્ગમાં નિશ્ચય સ્વરૂપવાળી બુદ્ધિ એકજ ( છે પરંતુ ) અવ્યવસાયિનાં–બુદ્ધયઃ–બહુશાખાઃ–ચ–અનંતાઃ–નિશ્ચય વિનાના સકામ પુરૂષની બુદ્ધિઓ બહુ શાખાવાળી અને અનંત છે.

શુ. અર્થ=હે અર્જુન ? આ શ્રેયમાર્ગમા નિશ્ચયસ્વરૂપવાળી બુદ્ધિ એકજ છે. પરંતુ નિશ્ચયવિનાના સકામપુરૂષની બુદ્ધિઓ બહુ શાખાવાળી અને અનંત છે.

**યામિમાં પુષ્પિતાં વાચં, પ્રવદંત્ય વિપશ્ચિતઃ ।**
**વેદ વાદ રતાઃ પાર્થ, નાન્યદસ્તીતિ વાદિનઃ ॥૪૨॥**

પદ=યાં–ઈમાં–પુષ્પિતાં–વાચં–પ્રવદંતિ–અવિપશ્ચિતઃ ।
વેદવાદરતા–પાર્થ–ન–અન્યત્–અસ્તિ–ઇતિ–વાદિનઃ ॥

અન્વય–અર્થ=પાર્થ–વેદવાદરતાઃ–અન્યત્–ન–અસ્તિ–ઇતિ–વાદિનઃ–હે અર્જુન ? વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, બીજું નથી એમ બોલનારા અવિપશ્ચિતઃ–યાં–

ઇમાં–પુષ્પિતાં–વાચં–પ્રવદન્તિ–અવિવેકીઓ જે આ ફુલથી ઢંકાયલી વાણીને બોલે છે.

ગુ. અર્થ=હે અર્જુન? વેદના અર્થવાદમા પ્રીતિવાળા બીજું નથી એમ બોલનારા અવિવેકીઓ જે આ ફુલથી ઢંકાયેલી વાણીને બોલે છે.

**કામાત્માનઃ સ્વર્ગપરા, જન્મ કર્મ, ફલ પ્રદામ્ ।**
**ક્રિયાવિશેષ બહુલાં, ભોગૈશ્વર્યગતિં પ્રતિ ॥૪૩॥**

પદ=કામાત્માન –સ્વર્ગપરા.–જન્મકર્મફલપ્રદામ્ ।
ક્રિયાવિશેષબહુલાં–ભોગૈશ્વર્યગતિં–પ્રતિ–॥

અન્વય–અર્થ=કામાત્મનઃ–સ્વર્ગપરાઃ–જન્મકર્મ-ફલપ્રદાં–ભોગૈશ્વર્યગતિં–પ્રતિ–ક્રિયાવિશેષ બહુલામ્–કામનાવાળા સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા જન્મકર્મ તથા ફળને આપનારી ભોગ અને ઐશ્વર્ય મેળવવા માટે, નાના પ્રકારની ક્રિયાઓવાળી ( વાતો કરે છે.)

ગુ અર્થ=કામનાવાળા સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા, જન્મ કર્મ તથા ફળને આપનારી ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે નાના પ્રકારની ક્રિયાઓવાળી ( વાતો કરે છે ).

**ભોગૈશ્વર્ય પ્રસકતાનાં, તયા પહ્રત ચેતસામ્ ।**
**વ્યવસાયાત્મિકા બુધ્ધિઃ; સમાધૌ ન વિધીયતે ॥૪૪॥**

પદ=ભોગૈશ્વર્યપ્રસકતાનાં–તયા–અપહૃતચેતસામ્ ।
વ્યવસાયાત્મિકા–બુદ્ધિઃ–સમાધૌ–ન–વિધીયતે ॥

અન્વય–અર્થ=ભોગૈશ્વર્યપ્રસકતાનાં–તયા–અપહૃ-

**તચેતસામ્**-ભોગ અને ઐશ્વર્યમાં આસકતચિત્તવાળા. (તથા) -તે કામના બુધ્ધિ વડે મોહ પામેલાં ચિત્તવાળાને **વ્યવસાયાત્મિકા-બુદ્ધિઃ-સમાધૌ-ન-વિધીયતે**-આત્મતત્વનાં નિશ્ચયવાળી બુદ્ધિ અંતઃકરણમાં નથી હોતી.

ગુ. અર્થ=ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત ચિત્તવાળા તથા તે કામના બુદ્ધિવડે મોહ પામેલા ચિત્તવાળાને આત્મતત્વના નિશ્ચયવાળી બુદ્ધિ અંતઃકરણમાં નથી હોતી.

**ત્રૈગુણ્ય વિષયાવેદા, નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન ।**
**નિર્દ્વંદ્વો નિત્યસત્વસ્થો, નિર્યોગક્ષેમ આત્મવાન્ ॥૪૫॥**

પદ=ત્રૈગુણ્યવિષયાઃ-વેદાઃ-નિસ્ત્રૈગુણ્યઃ-ભવ-અર્જુન ।
નિર્દ્વંદ્વઃ-નિત્યસત્વસ્થઃ-નિર્યોગક્ષેમઃ-આત્મવાન્ ॥

અન્વય અર્થઃ=**વેદાઃ-ત્રૈગુણ્યવિષયાઃ**-વેદો ત્રણ ગુણને વિષય કરનારા-**અર્જુન-નિસ્ત્રૈગુણ્યઃ-ભવ**-હે અર્જુન ? તું નિર્ગુણ થા, **નિર્દ્વંદ્વઃ-નિત્યસત્વસ્થઃ-નિર્યોગક્ષેમઃ-આત્મવાન્**-સુખદુઃખ રહિત અડગધૈર્યવાળો યોગ અને ક્ષેમવગરનો, (અને) આત્મનિષ્ઠ થા.

ગુ. અર્થ=વેદો ત્રણ ગુણને વિષય કરનારા છે, હે અર્જુન ? તું નિર્ગુણ થા, સુખદુઃખ વગરનો અડગ ધૈર્યવાળો યોગ અને ક્ષેમવગરનો તથા આત્મનિષ્ઠ થા.

**યાવાનર્થ ઉદપાને, સર્વતઃ સંપ્લુતોદકે ।**
**તાવાન્સર્વેષુ વેદેષુ, બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥૪૬॥**

પદ=યાવાન્—અર્થઃ—ઉદપાને—સર્વતઃ—સંપ્લુતોદકે ।
તાવાન્—સર્વેષુ—વેદેષુ—બ્રાહ્મણસ્ય—વિજાનતઃ ॥

અન્વય અર્થ=યાવાન્—અર્થ—ઉદપાને—તાવાન્—સર્વતઃ—સંપ્લુતોદકે—જેટલો અર્થ નહાના જળાશયમાં. તેટલો ચારે તરફથી ભરેલો મોટા જળાશયમાં (સરે છે તેમ) સર્વેષુ—વેદેષુ—વિજાનતઃ—બ્રાહ્મણસ્ય—સર્વ વેદોમાં બ્રહ્મજાણનાર બ્રાહ્મણને ( પણ મળે છે )

શુ અર્થ=જેટલો અર્થ નહાના જળાશયમાંથી સરે છે તેટલોજ અર્થ ચોતરફ જળથી ભરેલા મોટા જળાશયમાંથી પણ સરે છે. તેમ સર્વ વેદોમા બ્રહ્મ જાણનાર બ્રાહ્મણને પણ મળે છે.

કર્મણ્યેવાધિકારસ્તે, મા ફલેષુ કદાચન ।
મા કર્મફલહેતુર્ભૂ, માં તે સંગોઽસ્ત્વ કર્માણિ ॥૪૭॥

પદ=કર્મણિ—એવ—અધિકારઃ—તે—મા—ફલેષુ—કદાચન ।
મા—કર્મફલહેતુ—ભૂ—મા—તે—સંગ —અસ્તુ—અકર્મણિ ॥

અન્વય—અર્થ=તે—કમણિ—એવ—અધિકારઃ—કદાચન—ફલેષુ—મા—તારે કર્મમાંજ અધિકાર છે કોઇ દિવસ ફલમાં ન (હોય) કર્મફલહેતુઃ—મા—ભૂઃ—તે—સંગઃ—અકર્મણિ—મા—અસ્તુ—(તું) કર્મફલના હેતુવાળો ન થા, તારી ઈચ્છા, કર્મ ન કરવા વાળી ન થાઓ.

શુ. અર્થ=તારે કર્મમાજ અધિકાર છે, કોઇ દિવસ ફલમા તારો અધિકાર ન હોય. તું કર્મના ફળનો હેતુવાળો ન થા. તારી ઇચ્છા કર્મ ન કરવાવાળી ન થાઓ.

યોગસ્થઃ કુરૂકર્માણિ, સંગંત્યક્ત્વા ધનંજય ।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમોભૂત્વા, સમત્વં યોગ ઉચ્યતે॥૪૮॥

પદ=યોગસ્થઃ-કુરૂ-કર્માણિ-સંગં-ત્યક્ત્વા-ધનંજય ।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ-સમઃ-ભૂત્વા-સમત્વં-યોગઃ-ઉચ્યતે ॥

અન્વય-અર્થ=ધનંજય-યોગસ્થઃ-સંગં-ત્યક્ત્વા-હે અર્જુન ? યોગવાળો થઇને, સંગત્યજીને-સિદ્ધ્યસિદ્ધ્યોઃ-સમઃ-ભૂત્વા-સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન થઇને કર્માણિ-કુરૂ-કર્મો કર-સમત્વં-યોગઃ-ઉચ્યતે--સમાનપણું યોગ કહેવાય છે.

ગુ. અર્થ=હે અર્જુન ? (તું) યોગવાળો થઇને, સંગ ત્યજીને, સિદ્ધિ અને અસિદ્ધિમા સમાન થઇને કર્મો કર. સમાનપણું યોગ કહેવાય છે.

દૂરેણહ્યવરં કર્મ, બુદ્ધિયોગાદ્ધનંજય ।
બુદ્ધૌ શરણમન્વિચ્છ, કૃપણાઃ ફલહેતવઃ ॥૪૯॥

પદ=દૂરેણ-હિ-અવરં-કર્મ-બુદ્ધિયોગાત્-ધનંજય ।
બુદ્ધૌ-શરણં-અન્વિચ્છ-કૃપણાઃ-ફલહેતવઃ ॥

અન્વય અર્થ=ધનંજય-હિ-બુદ્ધિયોગાત્-કર્મ-દૂરેણ-અવરં-હે અર્જુન ? નક્કી નિષ્કામ કર્મથી સકામકર્મ ઘણું અધમ-હલકું છે. બુદ્ધૌ-શરણં-અન્વિચ્છ-ફલહેતવઃ-કૃપણાઃ ( તેથી તું ) નિષ્કામકર્મમાં શરણ મેળવ કારણ કે ફળના હેતુવાળા સકામ પુરૂષો તો પામર છે.

શુ. અર્થ=હે અર્જુન? નક્કી નિષ્કામ કર્મથી સકામ કર્મ ઘણું અધમ છે, તેથી તું નિષ્કામ કર્મમાં શરણ મેળવ કારણ કે સકામ કર્મવાળા પુરૂષો તો પામર છે

**બુદ્ધિયુક્તો જહાતીહ, ઉભેસુકૃતદુષ્કૃતે ।**
**તસ્માદ્યોગાય યુજ્યસ્વ, યોગઃ કર્મસુ કૌશલમ્ ॥૫૦॥**

પદ—બુદ્ધિયુક્ત—જહાતિ—ઈહ—ઉભે—સુકૃતદુષ્કૃતે ।
તસ્માત્—યોગાય—યુજ્યસ્વ—યોગઃ—કર્મસુ—કૌશલમ્ ॥

અન્વય—અર્થ=ઇહ—બુદ્ધિયુક્તાઃ—સુકૃતદુષ્કૃતે—ઉભે—જહાતિ—આ લોકમાં, સમાન બુધ્ધિવાળો પુણ્ય અને પાપ બન્નેને ત્યજી દે છે. તસ્માત્—યોગાય—યુજ્યસ્વ—કર્મસુ—કૌશલં—યોગઃ તેથી (તું) યોગ માટે તૈયાર થા કર્મમાં કુશળતા એજ યોગ છે.

શુ. અર્થ=આ લોકમાં સમાન બુદ્ધિવાળો પુણ્ય અને પાપ બન્નેને ત્યજી દે છે. તેથી તું યોગ માટે તત્પર થા કર્મમાં કુશળતા એજ યોગ છે.

**કર્મજંબુદ્ધિયુક્તાહિ, ફલંત્યકત્વા મનીષિણઃ ।**
**જન્મબંધવિનિર્મુક્તાઃ પદં ગચ્છંત્યનામયમ્ ॥૫૧॥**

પદ=કર્મજં—બુદ્ધિયુક્તાઃ—હિ—ફલં ત્યકત્વા—મનીષિણ. ।
જન્મબંધવિનિર્મુક્તા—પદં—ગચ્છંતિ—અનામયમ્ ॥

અન્વય અર્થ=હિ—કર્મજં—ફલં—ત્યકત્વા—કારણ કે કર્મથી ઉત્પન્ન થતાં ફલનો ત્યાગ કરીને—બુદ્ધિયુક્તાઃ—મનીષિણઃ—જન્મબંધવિનિર્મુક્તાઃ—અનામયં—પદં—ગ-

રછ'તિ સમાનબુદ્ધિવાળા, આત્મજ્ઞાનવાળા (થઇને) જન્મબંધ મુક્ત થયેલા ઉપદ્રવ રહિત મોક્ષપદને પામે છે.

ગુ. અર્થ:=કારણ કે કર્મથી ઉત્પન્ન થતાં ફ્ળોનો ત્યાગ કરીને, સમાન બુદ્ધિવાળા, આત્મજ્ઞાનવાળા થઇને, જન્મબંધથી મુક્ત થયેલા ઉપાધી-ઉપદ્રવ રહિત થઇને મોક્ષપદને પામે છે.

યદાતેમોહકલિલં, બુદ્ધિર્વ્યતિ તરિષ્યતિ ।
તદા ગંતાસિ નિર્વેદં, શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥૫૨॥

પદ=યદા-તે-મોહકલિલં-બુદ્ધિ:-વ્યતિતરિષ્યતિ ।
તદા-ગંતાસિ-નિર્વેદં-શ્રૌતવ્યસ્ય-શ્રુતસ્ય-ચ ॥

અન્વય અર્થ:=યદા-તે-બુદ્ધિ:-મોહકલિંલ-વ્યતિતરિષ્યતિ-જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને ત્યજી દેશે તદા-શ્રોતવ્યસ્ય-ચ-શ્રુતસ્ય-નિર્વેદં-ગંતાસિ-ત્યારે ( તું ) સાંભળવા યોગ્ય કર્મફ્લના અને સાંભળેલા કર્મફ્લના વિરાગને પામેલો થઈશ.

ગુ. અર્થ=જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને તજી દેશે, ત્યારે તું સાંભળવા યોગ્ય કર્મફ્લનો અને સાંભળેલા કર્મફ્લના વિરાગને પામેલો થઇશ.

શ્રુતિવિપ્રતિપન્નાતે, યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।
સમાધાવચલાબુદ્ધિ, સ્તદાયોગમવાપ્સ્યસિ ॥૫૩॥

પદ=શ્રુતિવિપ્રતિપન્ના-તે-યદા-સ્થાસ્યતિ-નિશ્ચલા ।
સમાધૌ-અચલા-બુદ્ધિ:-તદા-યોગં-અવાપ્સ્યસિ ॥

અન્વય અર્થ=શ્રુતિવિપ્રતિપન્ના-તે-બુદ્ધિઃ-યદા-સમાધૌ-નિશ્ચલા-નાના પ્રકારનાં શ્લોના શ્રવણથી સંશયવાળી તારી બુદ્ધિ જ્યારે આત્મામાં વિક્ષેપ વગરની (અને) અચલા-સ્થાસ્યતિ-અચલા—ચંચળતા વગરની સ્થિર થશે. તદા-યોગં-અવાપ્સ્યસિ-ત્યારે યોગને (તું) પામીશ.

ગુ. અર્થ=નાના પ્રકારના કર્મનાં ફલોના શ્રવણથી સંશયવાળી થયેલી ત્હારી બુદ્ધિ જ્યારે સમાધિમાં-આત્મામાં વિક્ષેપ વગરની અને ચંચળતા રહિત થશે ત્યારે તું યોગને પામીશ.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો.

**સ્થિતપ્રજ્ઞસ્યકા ભાષા, સમાધિસ્થસ્ય**
**સ્થિતધીઃ કિં પ્રભાષેત, કિમાસીત**

૫૯=સ્થિતપ્રજ્ઞસ્ય-કા-ભાષા-સમાધિસ્થસ્ય-
સ્થિતધીઃ-કિં-પ્રભાષેત,-કિં-આસી

અન્વય અર્થઃ=કેશવ-સમાધિસ્
સ્ય-કા-ભાષા-હે કેશવ ? સમાધિમાં
વાળા માણસની શી ભાષા ? સ્થિતધી
સ્થિરબુદ્ધિવાળો માણસ શું બોલે ?
વ્રજેત-કેવી રીતે બેસે, (અને) કેવી

ગુ. અર્થ=હે કૃષ્ણ ? સમાધિમાં રહેલા
સની ભાષા કેવી-લક્ષણ શું હોય. સ્થિરબુદ્ધિ
બોલે તે કેવી રીતે બેસે અર્થાત્ ઇંદ્રિયનિગ્રહ
રીતે તે જાય એટલે ઇંદ્રિયોના વિષયોને કેવ

શ્રીભગવાનુવાચ-શ્રીભગવાન્ બોલ્યા.

પ્રજહાતિ યદા કામાન્, સર્વાન્પાર્થ મનોગતાન્ ।
આત્મન્યેવાત્મનાતુષ્ટઃ, સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥૫૫॥

પદ=પ્રજહાતિ–યદા–કામાન્–સર્વાન્–પાર્થ–મનોગતાન્ ।
આત્મનિ–એવ–આત્મના–તુષ્ટઃ–સ્થિતપ્રજ્ઞઃ–તદા–ઉચ્યતે।

અન્વય અર્થ=પાર્થ-યદા-મનોગતાન્-સર્વાન્-કામાન્-પ્રજહાતિ-હે પાર્થ ? જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને (તે યોગી) ત્યજી દે છે (અને) આત્મનિ-આત્મના-એવ-તુષ્ટઃ-આત્મમાં આત્માવડેજ સંતુષ્ટ થયેલો (રહે છે) તદા-સ્થિતપ્રજ્ઞઃ-ઉચ્યતે-ત્યારે (તે) સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

ગુ. અર્થ=હે પાર્થ ? જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને, તે યોગી તજી દે છે. અને આત્મામાં આત્માવડેજ સંતુષ્ટ થાય છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ, સુખેષુ વિગત સ્પૃહઃ ।
વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરૂચ્યતે ॥૫૬॥

પદ=દુઃખેષુ–અનુદ્વિગ્નમનાઃ–સુખેષુ–વિગતસ્પૃહઃ ।
વીતરાગભયક્રોધઃ–સ્થિતધીઃ–મુનિઃ–ઉચ્યતે ॥

અન્વય–અર્થ=દુઃખેષુ–અનુદ્વિગ્નમનાઃ–સુખેષુ–વિગતસ્પૃહઃ–દુઃખમાં ઉદ્વેગ રહિત મનવાળો, સુખોમાંથી ગયેલી ઈચ્છાવાળો વીતરાગભયક્રોધઃ–મુનિઃ–સ્થિત-

ધીઃ-ઉચ્યતે-ગયો છે રાગ, ભય, ક્રોધ જેનો એવો મુનિ સ્થિરબુદ્ધિવાળો કહેવાય છે.

શુ અર્થ=દુઃખમા ઉદ્વેગ રહિત મનવાળો, સુખોમાથી ગયેલી ઇચ્છાવાળો, ગયો છે, રાગ, ભય, ક્રોધ જેનો એવો મુનિ-સ્થિર-બુદ્ધિવાળો કહેવાય છે.

યઃ સર્વત્રાનભિસ્નેહ, સ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।
નાભિનંદતિ ન દ્વેષ્ટિ, તસ્યપ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥

પદ=યઃ સર્વત્ર-અનભિસ્નેહઃ-તત્-તત-પ્રાપ્ય-શુભાશુભમ્ ।
ન-અભિનંદતિ-ન-દ્વેષ્ટિ-તસ્ય-પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા ॥

અન્વય અર્થ=યઃ-સર્વત્ર-અનભિસ્નેહઃ-જે સર્વ ઠેકાણે સ્નેહ રહિત (છે) તત્-તત્-શુભાશુભં-પ્રાપ્ય-ન અભિનન્દતિ-તે તે પ્રિય અને અપ્રિયને પામીને વખાણતો નથી. (અને) ન-દ્વેષ્ટિ-તસ્ય-પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા-દ્વેષ કરતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે.

શુ અર્થ=જે માણસ સર્વ ઠેકાણે સ્નેહરહિત છે. તે તે પ્રિય અને અપ્રિયને પામીને, વખાણતો નથી અને દ્વેષ કરતો નથી તેની બુદ્ધિ સ્થિર છે.

યદા સંહરતે ચાયં, કૂર્મોઽગાનીવ સર્વશઃ ।
ઇંદ્રિયાણીંદ્રિયાર્થેભ્ય, સ્તસ્યપ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૮॥

પદ=યદા-સંહરતે-ચ-અયં-કૂર્મ-અંગાનિ-ઇવ-સર્વશ ।
ઇંદ્રિયાણિ-ઇંદ્રિયાર્થેભ્ય-તસ્ય-પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા ॥

અન્વય અર્થઃ=ચ-યદા-અયં-સર્વશઃ-ઈંદ્રિયાર્થેભ્યઃ-ઈંદ્રિયાણિ-કૂર્મઃ-અંગાનિ-ઇવ-અને જ્યારે આ પુરૂષ બધી તરફથી ઇંદ્રિયોના અર્થથી ઇંદ્રિયોને કાચબો અંગોને ખેંચે છે તેમ સંહરતે-ખેંચી લે છે. (ત્યારે) તસ્ય-પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા-તેની બુદ્ધિ સ્થિર છે.

ગુ. અર્થ=અને જ્યારે આ પુરૂષ બધી તરફથી ઈંદ્રિયોના અર્થથી ઇંદ્રિયોને જેમ કાચબો પોતાનાં અંગોને ખેંચી લે છે તેમ ખેંચી લે છે. ત્યારે તેની બુદ્ધિ સ્થિર છે.

**વિષયા વિનિવર્તંતે, નિરાહારસ્ય દેહિનઃ ।**
**રસ વર્જં રસોઽપ્યસ્ય, પરં દૃષ્ટ્વા નિવર્ત્તતે ॥૫૯॥**

પદ=વિષયાઃ-વિનિવર્તંતે-નિરાહારસ્ય-દેહિનઃ ।
રસવર્જં-રસઃ અપિ-અસ્ય-પરં-દૃષ્ટ્વા-નિવર્ત્તતે ॥

અન્વય અર્થઃ=નિરાહારસ્ય-દેહિનઃ-વિષયાઃ-રસવર્જં-વિનિવર્ત્તન્તે-રોગમાં સપડાયેલા નિરાહાર દેહીઓના-પામરોના-ઇંદ્રિયોના વિષયો કે ઇંદ્રિયો, રાગ વિનાજ નિવૃત્ત થાય છે. અપિ-અસ્ય-રસઃ-પરં-દૃષ્ટ્વા-નિવર્ત્તતે-પણ આના સ્થિતપ્રજ્ઞના રાગ (તો) પરંબ્રહ્મને જોઇને નિવૃત થાય છે.

ગુ. અર્થ=રોગમાં સપડાયેલા નિરાહાર દેહી પામરોના વિષયો ઇંદ્રિયોના ધર્મો તો રાગવિનાજ નિવૃત્ત થાય છે-પણ આ સ્થિતપ્રજ્ઞના રાગ (તો) પરબ્રહ્મને જોઇને નિવૃત્ત થાય છે.

યતતોહ્યપિ કૌંતેય, પુરૂપસ્ય વિપશ્ચિતઃ ।
ઇંદ્રિયાણિ પ્રમાથીનિ, હરંતિ પ્રસભં મનઃ ॥૬૦॥

પદ=યતત –હિ–અપિ–કૌંતેય–પુરૂપસ્ય–વિપશ્ચિત ।
ઇંદ્રિયાણિ–પ્રમાથીનિ–હરંતિ–પ્રસભં–મન॰

અન્વય–અર્થ=કૌંતેય–યતતઃ-વિપશ્ચિત--પુરૂપ-સ્ય–મનઃ–અપિ–હે અર્જુન? યત્ન કરનાગ વિવેકી પુરૂપના મનને પણ પ્રમાથીનિ–ઇન્દ્રિયાણિ,–પ્રસભં–હરંતિ–હિ–સર્વને મથી નાખનાર ઇંદ્રિયો બળાત્કારે (ભોગ તરફ) ખેંચી જાય છેજ.

શુ અર્થ=હે અર્જુન? યત્ન કરનારા વિવેકી પુરૂપના મનને પણ, સર્વને મથી નાખનાર ઇંદ્રિયો બળાત્કારે ભોગો તરફ ખેંચી જાય છે જ.

તાનિ સર્વાણિ સંયમ્ય, યુક્ત આસીત મત્પરઃ ।
વશેહિ યસ્યેંદ્રિયાણિ, તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૧॥

પદ=તાનિ–સર્વાણિ–સંયમ્ય–યુક્તઃ–આસીત–મત્પર॰ ।
વશે–હિ–યસ્ય–ઇંદ્રિયાણિ–તસ્ય–પ્રજ્ઞા–પ્રતિષ્ઠિતા॥

અન્વય અર્થ=તાનિ–સર્વાણિ–સંયમ્ય–મત્પરઃ-યુક્તઃ–આસીત–તે સર્વ ઇંદ્રિયોને વશ કરીને, મને શ્રેષ્ઠ માનનારો મારો અન્યન્ય ભકત સ્થિરચિત્ત (પુરૂપ) રહે–બેસે-યસ્ય–ઈંદ્રિયાણિ--વશે–હિ--તસ્ય–પ્રજ્ઞા--પ્રતિ-ષ્ઠિતા–જેની ઇંદ્રિયો, વશજ વર્તે તેની બુદ્ધિ સ્થિર છે.

ગુ. અર્થ=તે સર્વે ઇંદ્રિયોને વશ કરીને, મને શ્રેષ્ઠ માનનારો મારો અનન્ય ભક્ત સ્થિરચિત્ત પુરૂષ રહે-એસે, જેની ઈંદ્રિયો વશજ વર્તે તેની બુદ્ધિ સ્થિર છે.

ધ્યાયતો વિષયાન્પુંસઃ, સંગસ્તેષૂપજાયતે ।
સંગાત્સંજાયતે કામઃ, કામાત્ક્રોધોઽભિ જાયતે ॥૬૨॥

પદ=ધ્યાયતઃ-વિષયાન્-પુંસઃ-સંગઃ-તેષુ-ઉપજાયતે ।
સંગાત્-સંજાયતે-કામઃ-કામાત્-ક્રોધઃ-અભિજાયતે ॥

અન્વય અર્થ=વિષયાન્-ધ્યાયતઃ-પુંસઃ-તેષુ-સંગઃ-ઉપજાયતે વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયોમાં પ્રીતિ ઉપજે છે.સંગાત્-કામઃ-સંજાયતે-કામાત્-ક્રોધઃ-અભિજાયતે-સંગ-પ્રેમથી કામ ઉત્પન્ન થાય છે, (અને) કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

ગુ. અર્થ=વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયોમા પ્રીતિ ઉપજે છે, પ્રીતિ-સંગથી કામ ઉત્પન્ન થાય છે, અને કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

ક્રોધાદ્ભવતિસંમોહઃ, સંમોહાત્સ્મૃતિવિભ્રમઃ ।
સ્મૃતિભ્રંશાદ બુદ્ધિનાશો, બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥૬૩॥

પદ=ક્રોધાત્-ભવતિ-સંમોહ-સંમોહાત્-સ્મૃતિવિભ્રમઃ ।
સ્મૃતિભ્રંશાત્-બુદ્ધિનાશ-બુદ્ધિનાશાત્-પ્રણશ્યતિ ॥

અન્વય અર્થ=ક્રોધાત્-સંમોહઃ-ભવતિ-સંમોહાત્-સ્મૃતિવિભ્રમઃ-ક્રોધથી-મોહ થાય છે સંમોહથી સ્મૃતિનો

નાશ, થાય છે-સ્મૃતિભ્રંશાત્-બુદ્ધિનાશઃ-બુદ્ધિનાશાત્-પ્રણશ્યતિ-સ્મૃતિનાશથી બુદ્ધિનો નાશ, (અને) બુદ્ધિના નાશથી (માણસ) નાશ પામે છે.

ગુ. અર્થ=ક્રોધથી સંમોહ થાય છે, સંમોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી માણસ પોતે નાશ પામે છે.

**રાગદ્વેષ વિયુક્તૈસ્તુ, વિષયાનિંદ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા, પ્રસાદમધિગચ્છતિ ॥૬૪॥**

પદ=રાગદ્વેષવિયુક્તૈઃ-તુ-વિષયાન્-ઇંદ્રિયૈઃ-ચરન્ ।
આત્મવશ્યૈઃ-વિધેયાત્મા-પ્રસાદં-અધિગચ્છતિ ॥

અન્વય અર્થ=રાગદ્વેષવિયુક્તૈઃ-આત્મવશ્યૈઃ-ઇંદ્રિયૈઃ-વિષયાન્-ચરન્-રાગદ્વેષથી રહિત, મનને વશ એવી ઇંદ્રિયોવડે વિષયોને આચરતો વિધેયાત્મા-તુ-પ્રસાદં-અધિગચ્છતિ-વશ અંતઃકરણવાળો (પુરૂષ) તો ચિત્તની નિર્મળતાને પામે છે.

ગુ. અર્થ=રાગદ્વેષથી રહિત મનને વશ એવી ઇંદ્રિયોવડે વિષયોને આચરતો, વશ અંતઃકરણવાળો પુરૂષ તો ચિત્તની નિર્મળતાને પામે છે.

**પ્રસાદે સર્વ દુઃખાનાં, હાનિરસ્યોપજાયતે ।**
**પ્રસન્ન ચેતસોહ્યાશુ, બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥ ૬૫ ॥**

પદ=પ્રસાદે-સર્વદુઃખાનાં-હાનિઃ-અસ્ય-ઉપજાયતે ।
પ્રસન્નચેતસઃ-હિ-આશુ-બુદ્ધિઃ-પર્યવતિષ્ઠતે ॥

અન્વય-અર્થ=પ્રસાદે=અસ્ય-સર્વદુઃખાનાં-હાનિઃ ઉપજાયતે-ચિત્તની નિર્મળતામાં આ (યોગી) નાં સર્વ દુઃખોનો નાશ થાય છે. પ્રસન્નચેતસઃ-બુદ્ધિઃ-આશુ-હિ-પર્યવતિષ્ઠતિ નિર્મળચિત્તવાળાની બુદ્ધિ તરતજ, સ્થિર થાય છે.

શુ. અર્થ=ચિત્તની નિર્મળતામાં આ યોગીનાં સર્વ દુઃખોનો નાશ થાય છે. નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તરતજ સ્થિર થાય છે.

**નાસ્તિ બુદ્ધિ રયુક્તસ્ય, ન ચાયુક્તસ્ય ભાવના ।**
**ન ચા ભાવયતઃ શાંતિ, રશાંતસ્ય કુતઃ સુખમ્॥૬૬ ॥**

પદ=ન-અસ્તિ-બુદ્ધિઃ-અયુક્તસ્ય-ન-ચ-અયુક્તસ્ય-ભાવના।
ન-ચ-અભાવયતઃ-શાંતિઃ-અશાંતસ્ય-કુતઃ-સુખમ્॥

અન્વય-અર્થ=અયુક્તસ્ય-બુદ્ધિઃ-ન-અસ્તિ-જેણે ચિત્તને વશ કર્યું નથી તેને બુદ્ધિ નથી. ચ-અયુક્તસ્ય-ભાવના-ન-અને અયુક્તને ભાવના નથી ચ-અભાવયતઃ શાંતિઃ-ન-વળી ભાવના રહિતને શાંતિ નથી ( રહેતી ) તો અશાંતસ્ય-સુખં-કુતઃ-અશાંતને સુખ કયાંથી હોય ?

શુ. અર્થ=જેણે ચિત્તને વશ કર્યું નથી તેને બુદ્ધિ નથી, અને અયુક્તને ભાવના નથી, વળી ભાવના રહિતને શાંતિ નથી હોતી તો અશાંતને સુખ કયાંથી હોય?

**ઇંદ્રિયાણાંહિ ચરતાં, યન્મનોઽનુવિધીયતે ।**
**તદસ્ય હરતિ પ્રજ્ઞાં, વાયુર્નાવ મિવાંભસિ ॥૬૭॥**

પદ=ઇંદ્રિયાણાં–હિ–ચરતાં–યત્–મન –અનુવિધીયતે ।
તત્–અસ્ય–હરતિ=પ્રજ્ઞાં–વાયુ–નાવં–ઇવ–અંભસિ ॥

અન્વય અર્થ=**હિ–ચરતાં–ઈંદ્રિયાણાં–યત્–મનઃ–અનુવિધીયતે**–કારણ કે ફરતી ઇંદ્રિયોને જે મન જોડાય છે,–**તત્**–તે મન **અસ્ય–પ્રજ્ઞાં–હરતિ**–આ સાધકની બુધ્ધિને હરે છે. ખેંચે છે–**ઇવ–અંભસિ–નાવં–વાયુઃ**–જેમ જળમા નાવને વાયુ ખેંચી જાય છે તેમ.

ગુ. અર્થ=કારણ કે ફરતી ઇંદ્રિયોને જે મન જોડાય છે તે મન આ સાધકની બુદ્ધિને હરે–ખેંચે છે. જેમ જળમા નાવને વાયુ ખેંચી જાય છે તેમ.

**તસ્માદ્યસ્ય મહાબાહો, નિગૃહીતાનિ સર્વશઃ ।**
**ઇંદ્રિયાણીંદ્રિયાર્થેભ્ય, સ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૮॥**

પદ–તસ્માત્–યસ્ય–મહાબાહો–નિગૃહીતાનિ–સર્વશ ।
ઇંદ્રિયાણિ–ઇંદ્રિયાર્થેભ્યઃ–તસ્ય–પ્રજ્ઞા–પ્રતિષ્ઠિતા ॥

અન્વય અર્થ=**તસ્માત્–મહાબાહો–યસ્ય–ઈંદ્રિયાણિ**–તેટલા માટે હે મોટા હાથવાળા અર્જુન ? જેની ઇંદ્રિયો–**સર્વશઃ–ઈંદ્રિયાર્થેભ્યઃ–નિગૃહીતાનિ**–બધી તરફથી ઇંદ્રિયોના અર્થોથી નિગ્રહ કરાયેલી છે. **તસ્ય–પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા**–તેની બુદ્ધિ સ્થિર થયેલી છે.

ગુ. અર્થ=તેટલા માટે હે મોટા બાહુવાળા 'અર્જુન ? જેની ઇંદ્રિયો બધી તરફથી ઇંદ્રિયોના અર્થોથી નિગ્રહ કરાયેલી છે–તેની બુદ્ધિ સ્થિર થએલી છે.

**યા નિશા સર્વભૂતાનાં, તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિભૂતાનિ, સા નિશા પશ્યતો મુનેઃ ॥૬૯॥**

પદ—યા—નિશા—સર્વભૂતાનાં=તસ્યાં—જાગર્તિ—સંયમી ।
યસ્યાં—જાગ્રતિ—ભૂતાનિ—સા—નિશા—પશ્યતઃ—મુનેઃ ॥

અન્વય અર્થ =સર્વભૂતાનાં—યા—નિશા—તસ્યાં—સંયમી—જાગર્તિ—સર્વ ભૂતોની જે રાત્રી (છે) તેમા યોગી (પુરૂષ) જાગે છે. (ને) યસ્યાં—ભૂતાનિ—જાગ્રતિ—સા—પશ્યતઃ—મુનેઃ—નિશા—જેમા ભૂતો જાગે છે, તે જેનારા વિવેકી મુનીની રાત્રી છે.

શુ અર્થ=સર્વ ભૂતોની જે રાત્રી છે, તેમા યોગી પુરૂષ જાગે છે અને જેમા ભૂતો જાગે છે તે જેનારા વિવેકી મુનીની રાત્રી છે

**આપૂર્યમાણમચલ પ્રતિષ્ઠં,**
**સમુદ્રમાપઃ પ્રવિશંતિ યદ્વત્ ।**
**તદ્વત્કામા યં પ્રવિશંતિ સર્વે,**
**સ શાંતિમાપ્નોતિ ન કામકામી ॥૭૦॥**

પદ=આપૂર્યમાણં—અચલપ્રતિષ્ઠં—સમુદ્રં—આપઃ—પ્રવિશંતિ—યદ્વત્ । તદ્વત્—કામાઃ—યં—પ્રવિશંતિ—સર્વે—સઃ—શાંતિ—આપ્નોતિ—ન—કામકામી ॥

અન્વય અર્થ=યદ્વત્—આપૂર્યમાણં—અચલપ્રતિષ્ઠં—જેવી રીતે ચોતરફથી પૂરાતા અચલ પ્રતિષ્ઠાવાળા—સમુદ્રં

આપઃ—પ્રવિશંતિ—સમુદ્ર પ્રત્યે સઘળાં જળ પ્રવેશ કરે છે. તદ્વત્—સર્વેકામાઃ—યં—પ્રવિશંતિ—તે પ્રમાણે સર્વ કામના—વિષયો જે પુરૂષ પ્રત્યે પ્રવેશ કરે છે. સઃ—શાંતિં આપ્નોતિ—કામકામી—ન—તે શાંતિને પામે છે વિષયોની ઇચ્છાવાળો નથી પામતો.

ગુ. અર્થ=જેવી રીતે ચોમાસાથી પુરાતા અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્ર પ્રત્યે સઘળાં—જળ—પાણી પ્રવેશ કરે છે. તેવી રીતે સર્વ કામના ઓ—વિષયો જે પુરૂષ પ્રત્યે પ્રવેશ કરે છે—તે પુરૂષ શાંતિને પામે છે. વિષયોની ઇચ્છાવાળો નથી પામતો.

વિહાય કામાન્યઃ સર્વાન્, પુમાંશ્ચરતિ નિસ્પૃહઃ ।
નિર્મમો નિરહંકારઃ, સ શાંતિમધિ ગચ્છતિ ॥૭૧॥

પદ=વિહાય—કામાન્—યં—સર્વાન્—પુમાન્—ચરતિ—નિઃસ્પૃહં ।
નિર્મમ —નિરહંકારઃ—સ —શાંતિં—અધિગચ્છતિ ॥

અન્વય અર્થ=યઃ—પુમાન્—સર્વાન્—કામાન્—વિહાય—જે પુરૂષ સર્વ કામનાઓને છોડીને, નિસ્પૃહઃ—નિર્મમઃ—નિરહંકારઃ—ચરતિ—ઇચ્છા વિનાનો, મમતા વિનાનો, અને અહંકાર વગરનો (થઇને) વિચરે છે. સઃ—શાંતિં—અધિગચ્છતિ—તે શાંતિને પામે છે.

ગુ અર્થ=જે પુરૂષ સર્વ કામનાઓને છોડીને ઇચ્છાવિનાનો, મમતાવિનાનો, અને અહંકારવિનાનો થઇને વિચરે છે તે પુરૂષ શાંતિ—મોક્ષ—સુખને પામે છે.

-એષા બ્રાહ્મીસ્થિતિઃ પાર્થ, નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।
સ્થિત્વાઽસ્યામંતકાલેઽપિ, બ્રહ્મ નિર્વાણ મૃચ્છતિ॥૭૨॥

પદ=એષા–બ્રાહ્મી–સ્થિતિઃ–પાર્થ–ન–એનાં–પ્રાપ્ય–વિમુહ્યતિ ।
સ્થિત્વા–અસ્યાં–અંતકાલે–અપિ–બ્રહ્મનિર્વાણં–રૃચ્છતિ॥

અન્વય અર્થ=પાર્થ–એષા–બ્રાહ્મી–સ્થિતિઃ–હે અર્જુન ? આ બ્રહ્મનિષ્ઠા રૂપ સ્થિતિ એનાં–પ્રાપ્ય–ન–વિમુહ્યતિ–આને પામીને મોહ પામતો નથી. અસ્યાં–અંતકાલે–અપિ–સ્થિત્વા–બ્રહ્મનિર્વાણં–રૃચ્છતિ–આમાં અંતકાળે પણ રહીને બ્રહ્મનિર્વાણ–મોક્ષને પામે છે.

ગુ. અર્થ=હે અર્જુન ? આ બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિ–આ સ્થિતિને પામીને પુરૂષ મોહ પામતો નથી. આ સ્થિતિમા અંતકાળે પણ રહીને મનુષ્ય બ્રહ્મનિર્વાણ–મોક્ષ–સુખને પામે છે.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુન સંવાદે–સાંખ્યયોગો નામ દ્વિતીયોઽધ્યાયઃ–
શ્રી કૃષ્ણાર્પણમસ્તુ.

# કર્મયોગ-અધ્યાય ૩ જો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો.

**જ્યાયસી ચેત્કર્મણસ્તે, મતા બુદ્ધિર્જનાર્દન ! ।**
**તત્કિં કર્મણિ ઘોરેમાં, નિયોજયસિ કેશવ ! ॥ ૧ ॥**

પદ=જ્યાયસી-ચેત્-કર્મણઃ-તે-મતા-બુદ્ધિઃ-જનાર્દન ।
તત્-કિં-કર્મણિ-ઘોરે-માં-નિયોજયસિ-કેશવ ॥

અન્વય-અર્થ=**જનાર્દન**-હે જનાર્દન ? **કર્મણઃ-બુદ્ધિઃ-તે**-કર્મથી બુદ્ધિ તમે **ચેત્-જ્યાયસી-મતા**-જો શ્રેષ્ઠ માનેલી (છે) **તત્-કેશવ**-તો હે કેશવ ? **મામ્-ઘોરે-કર્મણિ-કિં-નિયોજયસિ**-મને ઘોર કર્મમાં શા માટે જોડો છો ?

શુ. અર્થ=હે જનાર્દન ? કર્મથી બુદ્ધિ જો શ્રેષ્ઠ-માનેલી છે, તો હે કેશવ ? મને ઘોર કર્મમા શામાટે જોડો છો ?

**વ્યામિશ્રેણેવ વાક્યેન, બુદ્ધિં મોહયસીવમે ।**
**તદેકં વદ નિશ્ચિત્ય, યેન શ્રેયોઽહમાપ્નુયામ્ ॥૨॥**

પદ=વ્યામિશ્રેણ-ઇવ-વાક્યેન-બુદ્ધિં-મોહયસિ-ઇવ-મે ।
તત-એકં-વદ-નિશ્ચિત્ય-યેન-શ્રેયઃ-અહં-આપ્નુયામ॥

અન્વય-અર્થ=**વ્યામિશ્રેણ-ઇવ-વાક્યેન**-જાણે મિશ્ર વાક્ય વડે **મે-બુદ્ધિં-મોહયસિ-ઇવ**-મારી બુદ્ધિને મોહ પમાડતા હો એમ (કરો છો) **તત્-એકં-નિશ્ચિત્ય-વદ**-

તે એક નિશ્ચય કરી કહો યેન–અહં–શ્રેયઃ–આપ્નુયામ્–જેણે હું કલ્યાણ પામું.

શુ. અર્થ=જાણે મિશ્ર વાક્યવડે મારી બુદ્ધિને મોહ પમાડતા હો એમ કરો છો તેમ ન કરતાં બેમાથી એક નિશ્ચય કરીને કહો કે જેથી હું કલ્યાણ પામું.

શ્રી ભગવાનુવાચ–શ્રી ભગવાન્ બોલ્યા.

લોકેઽસ્મિન્દ્વિવિધાનિષ્ઠા, પુરાપ્રોક્તા મયાનઘ ! ।
જ્ઞાનયોગેન સાંખ્યાનાં, કર્મયોગેન યોગિનામ્ ॥૩॥

પદ=લોકે–અસ્મિન્–દ્વિવિધા–નિષ્ઠા–પુરા–પ્રોક્તા–માયા–અનઘ । જ્ઞાનયોગેન–સાંખ્યાનાં–કર્મયોગેન–યોગિનામ્ ॥

અન્વય અર્થ=અનઘ–અસ્મિન્–લોકે—હે નિષ્પાપ અર્જુન ? આ લોકમાં, પુરા–મયા–દ્વિવિધા–નિષ્ઠા–પ્રોક્તા–પ્રથમ મેં બે પ્રકારની નિષ્ઠા કહી છે. (તેમાં) સાંખ્યાનાં–જ્ઞાનયોગેન તત્વજ્ઞાનીઓને જ્ઞાનયોગ વડે (અને) યોગિનામ્–કર્મયોગેન–કર્મઠોને કર્મયોગ વડે (કહી છે)

શુ. અર્થ=હે નિષ્પાપ–અર્જુન ? આ લોકમા, પ્રથપ મેં બે પ્રકારની નિષ્ઠા કહી છે. તેમા તત્વજ્ઞાનીઓને જ્ઞાનયોગવડે અને કર્મઠોને કર્મ યોગવડે કહી છે.

ન કર્મણા મનારંભા, ન્નૈષ્કર્મ્યં પુરૂષોઽશ્નુતે ।
ન ચ સંન્યસનાદેવ, સિદ્ધિં સમધિ ગચ્છતિ ॥ ૪ ॥

પદ=ન–કર્મણાં–અનારંભાત્–નૈષ્કર્મ્યં–પુરૂષઃ–અશ્નુતે ।
ન–ચ–સંન્યસનાત્–એવ–સિદ્ધિં–સમધિગચ્છતિ ॥

અન્વય અર્થઃ=કર્મણાં-અનારંભાત્ (નિષ્કામ) કર્મના અનારંભથી, પુરૂષઃ-નૈષ્કર્મ્યં-ન-અશ્નુતે-અધિકારી પુરૂષ નિષ્કામ ભાવ નથી પામતો. ચ-સંન્યસનાત્-એવ-સિદ્ધિં-ન-સમધિગચ્છતિ-અને કેવળ સંન્યાસથીજ સિદ્ધિને નથી પામતો.

શુ. અર્થ=નિષ્કામ કર્મના અનારંભથી, અધિકારી પુરૂષ, નિષ્કામભાવ નથી પામતે અને કેવળ સંન્યાસથીજ સિદ્ધિને નથી પામતો.

નહિ કશ્ચિત્ક્ષણ . પ, જાતુતિષ્ઠત્યકર્મકૃત્ ।
કાર્યતે હ્યવશઃ કર્મ, સર્વઃ પ્રકૃતિજૈર્ગુણૈઃ ॥ ૫ ॥

પદ=ન-હિ-કશ્ચિત્-ક્ષણં-અપિ-જાતુ-તિષ્ઠતિ-અકર્મકૃત્ ।
કાર્યતે-હિ-અવશઃ-કર્મ-સર્વઃ-પ્રકૃતિજૈઃ-ગુણૈઃ ॥

અન્વય અર્થઃ=હિ-કશ્ચિત્-ક્ષણં-અપિ-કેમકે કોઈ પણ-પુરૂષ ક્ષણ પણ-જાતુ-અકર્મકૃત્-ન-તિષ્ઠતિ-કદાપિ કર્મ કર્યા વગરનો રહી શકતો નથી. હિ-કારણ કે પ્રકૃતિજૈઃ-ગુણૈઃ-અવશઃ-સર્વઃ-કર્મ-કાર્યતે-પ્રકૃતિથી ઉપજેલા ગુણો અવશ એવા સર્વ-પ્રાણી (પાસે) કર્મ કરાવે છે.

શુ. અર્થ=કેમકે કોઇપણ પુરૂષ એક ક્ષણ પણ, કદાપિ કર્મ કર્યા વગરનો રહી શકતો નથી. કારણ કે પ્રકૃતિથી ઉપજેલા ગુણો અવશ એવા સર્વ-પ્રાણી પાસે કર્મ કરાવે છે.

કર્મેન્દ્રિયાણિ સંયમ્ય, ય આસ્તે મનસા સ્મરન્ ।
ઇંદ્રિયાર્થાન્વિમૂઢાત્મા, મિથ્યાચારઃ સ ઉચ્યતે ॥૬॥

પદ=કર્મેન્દ્રિયાણિ–સંયમ્ય–યઃ–આસ્તે–મનસા–સ્મરન્ ।
ઇન્દ્રિયાર્થાન્–વિમૂઢાત્મા–મિથ્યાચારઃ–સઃ–ઉચ્યતે ॥

અન્વય–અર્થ=**કર્મેન્દ્રિયાણિ–સંયમ્ય–ઈંદ્રિયાર્થાન્ મનસા–સ્મરન્**–કર્મેંદ્રિયોને વશ કરીને, ઇંદ્રિયોના વિષયોને મન વડે સંભારતો. **યઃ–વિમૂઢાત્મા–આસ્તે**–જે મહામૂઢ રહે છે. **સઃ–મિથ્યાચારઃ–ઉચ્યતે**–તે મિથ્યા આચારવાળો–ધૂર્ત કહેવાય છે.

શુ. અર્થ=કર્મેંદ્રિયોને વશ કરીને, ઇંદ્રિયોના વિષયોને મનવડે, સંભારતો, જે મહામૂઢ રહે છે, તે મિથ્યા આચારવાળો પુરૂષ ધૂર્ત કહેવાય છે.

**યસ્ત્વિંદ્રિયાણિમનસા, નિયમ્યા રભતેઽર્જુન–।**
**કર્મેંદ્રિયૈઃ કર્મયોગ, મસક્તઃ સવિશિષ્યતે ॥ ૭ ॥**

પદ=યઃ–તુ–ઇંદ્રિયાણિ–મનસા–નિયમ્ય–આરભતે–અર્જુન ।
કર્મેન્દ્રિયૈઃ–કર્મયોગં–અસક્તઃ–સઃ–વિશિષ્યતે ॥

અન્વય–અર્થ=**તુ–અર્જુન–યઃ**–પણ હે અર્જુન ? જે પુરૂષ **ઈંદ્રિયાણિ–મનસા–નિયમ્ય**–ઇંદ્રિયોને મન વડે નિયમમાં રાખીને, **અસક્તઃ–કર્મેન્દ્રિયૈઃ–કર્મયોગં–આરભતે**–ફળની ઈચ્છા વિનાનો થઇને, કર્મેંદ્રિયોવડે કર્મયોગને આચરે છે. **સઃ–વિશિષ્યતે**–તે શ્રેષ્ઠ થાય છે.

શુ. અર્થ=પણ હે અર્જુન ? જે પુરૂષ ઇંદ્રિયોને મનવડે નિયમમાં રાખીને ફળની ઇચ્છાવિનાનો થઇને, કર્મેંદ્રિયોવડે કર્મયોગને આચરે છે; તે પુરૂષ શ્રેષ્ઠ થાય છે.

**નિયતં કુરુ કર્મત્વં, કર્મજ્યાયોહ્ય કર્મણઃ ।**
**શરીરયાત્રાપિ ચ તે, ન પ્રસિદ્ધ્યેદ કર્મણઃ ॥ ૮ ॥**

પદ=નિયતં–કુરુ–કર્મ–ત્વં–કર્મ–જ્યાયઃ–હિ–અકર્મણઃ ।
શરીરયાત્રા–અપિ–ચ–તે–ન–પ્રસિદ્ધ્યેત્=અકર્મણઃ ॥

અન્વય–અર્થ=ત્વં–નિયતં–કર્મ–કુરુ–તું નિત્ય નૈમિત્તિક કર્મ કર. હિ–અકર્મણઃ–કર્મ–જ્યાયઃ–કેમકે કર્મ ન કરવાથી કર્મ (કરવું તે) શ્રેષ્ઠ (છે) ચ–અકર્મણઃ–તે–વળી કર્મ રહિત એવા ત્હારી **શરીરયાત્રા–અપિ–ન–પ્રસિદ્ધ્યેત્**–શરીર યાત્રા પણ સિદ્ધ થશે નહિ.

ગુ. અર્થ=તું નિત્ય નૈમિત્તિક કર્મ કર, કેમકે કર્મ ન કરવાથી, કર્મ કરવું તે શ્રેષ્ઠ છે. વળી કર્મરહિત એવા ત્હારી શરીર યાત્રા પણ સિધ્ધ થશે નહિ.

**યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર, લોકોઽયં કર્મબંધનઃ ।**
**તદર્થં કર્મ કૌંતેય, મુક્તસંગઃ સમાચર ॥ ૯ ॥**

પદ=યજ્ઞાર્થાત્–કર્મણઃ–અન્યત્ર–લોકઃ–અયં–કર્મબંધનઃ ।
તદર્થં–કર્મ–કૌન્તેય–મુક્તસંગઃ–સમાચર ॥

અન્વય–અર્થઃ=યજ્ઞાર્થાત્–કર્મણ
અર્થવાળાં, કર્મથી બીજાં કર્મ કરવા
**ર્મબંધનઃ**–આ લોક કર્મ વડે બંધ
(તેથી) હે કૌંતેય ? **મુક્તસં**
**તદર્થં–કર્મ–સમાચર**–તેને માટે

શુ. અર્થ=યજ્ઞના અર્થવળાં કર્મથી બીજાં કર્મ કરવાથી, આલોક કર્મવડે બંધન પામે છે તેથી હે કૌંતેય ? સંગરહિત થઇને તું તેને માટે-યજ્ઞને માટે કર્મ કર.

**સહ યજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા, પુરોવાચ પ્રજાપતિઃ ।**
**અનેન પ્રસવિષ્યધ્વ, મેષવોઽસ્ત્વિષ્ટ કામધુક્ ॥ ૧૦॥**

પદ=સહયજ્ઞાઃ-પ્રજાઃ-સૃષ્ટ્વા-પુરા-ઉવાચ-પ્રજાપતિઃ ।
અનેન-પ્રસવિષ્યધ્વં-એષઃ-વઃ-અસ્તુ-ઇષ્ટકામધુક્ ॥

અન્વય-અર્થ=**પુરા-સહયજ્ઞાઃ-પ્રજાઃ-સૃષ્ટ્વા**-પૂર્વે સર્ગારંભમાં યજ્ઞ સાથેની પ્રજા સૃજીને **પ્રજાપતિઃ-ઉવાચ** બ્રહ્મા બોલ્યા (કે) **અનેન-પ્રસવિષ્યધ્વમ્**-આ યજ્ઞ વડે વૃદ્ધિ પામો (અને) **એષઃ-વઃ-ઇષ્ટકામધુક્-અસ્તુ**-આ યજ્ઞ તમને ઈચ્છિત ફલ આપનારો થાઓ.

શુ. અર્થ=પુર્વે સર્ગારંભમાં યજ્ઞ સાથેની પ્રજાને સૃજીને, બ્રહ્મા બોલ્યા કે આ યજ્ઞવડે તમે વૃધ્ધિ પામો અને આ યજ્ઞ તમને ઇચ્છિત ફલ આપનારો થાઓ.

**દેવાન્ભાવયતાનેન, તે દેવા ભાવયંતુ વઃ ।**
**પરસ્પરં ભાવયંતઃ, શ્રેયઃ પરમવાપ્સ્યથ ॥ ૧૧ ॥**

પદ=દેવાન્-ભાવયત-અનેન-તે-દેવાઃ-ભાવયંતુ-વઃ ।
પરસ્પરં-ભાવયંતઃ-શ્રેયઃ-પરં-અવાપ્સ્યથ ॥

અન્વય અર્થ=**અનેન-દેવાન્-ભાવયત**-આ યજ્ઞ વડે (તમે) દેવોને વૃદ્ધિ પમાડો. (અને) **તે-દેવાઃ-વઃ-ભાવયન્તુ**-તે દેવો તમને સંતુષ્ટ કરે (એમ) **પરસ્પરં-ભા-**

વયન્તઃ-પરં-શ્રેયઃ-અવાપ્સ્યથ-પરસ્પર સંતોષ પમાડતા (તમે) પરમ શ્રેય પામશો.

શુ અર્થ=આ યજ્ઞવડે તમે દેવોને વૃદ્ધિ પમાડો, અને તે દેવો તમને સંતુષ્ટ કરે. એમ પરસ્પર સંતોષ પમાડતા તમે પરમશ્રેય પામશો.

ઇષ્ટાન્ભોગાન્હિવો દેવા, દાસ્યંતે યજ્ઞભાવિતાઃ ।
તૈર્દત્તાન પ્રદાયૈભ્યો, યોભુંકતે સ્તેન એવસઃ ॥૧૨॥

પદ=ઈષ્ટાન્-ભોગાન્-હિ-વઃ-દેવા -દાસ્યન્તે-યજ્ઞભાવિતાઃ ।
તૈ -દત્તાન્-અપ્રદાય-એભ્ય -ય -ભુંકતે-સ્તેનઃ-એવ-સઃ॥

અન્વય અર્થ=હિ-યજ્ઞભાવિતાઃ-દેવાઃ-જેથી યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો વઃ-ઇષ્ટાન્-ભોગાન્-દાસ્યંતે-તમને ઇચ્છિત ભોગો આપશે (તેથી) તૈઃ-દત્તાન્-એભ્યઃ-અપ્રદાય-તે દેવોએ આપેલા ભોગોને આ દેવોને નહિ આપીને યઃ-ભુંક્તે-સઃ-સ્તેનઃ-એવ-જે ભોગવે છે, તે ચોરજ (છે)

શુ. અર્થ=જેથી યજ્ઞવડે સંતુષ્ટ થયેલા દેવો, તમને ઇચ્છિત ભોગો આપશે, તેથી તે દેવોએ આપેલા ભોગોને આ દેવોને નહીં આપીને જે ભોગવે છે તે ચોરજ કહેવાય છે.

યજ્ઞશિષ્ટાશિનઃ સંતો, મુચ્યંતે સર્વકિલ્બિષૈઃ ।
ભુંજતે તે ત્વઘં પાપા, યે પચંત્યાત્મકારણાત્ ॥૧૩॥

પદ=યજ્ઞશિષ્ટાશિન -સંન્ત -મુચ્યન્તે-સર્વકિલ્બિષૈ. ।
ભુંજતે-તે-તુ-અઘં-પાપાઃ-યે-પચંતિ-આત્મકારણાત્॥

અન્વય અર્થ=યજ્ઞશિષ્ટાશિનઃ—સંતઃ—સર્વકિલ્બિષૈઃ—મુચ્યન્તે—યજ્ઞશેષને જમનારા, સંતપુરૂષો, સર્વ પાપોથી મુકાઈ જાય છે. તુ—યે—પાપાઃ—આત્મકારણાત્—પચંતિ અને જે પાપીઓ પોતાને માટે રાંધે છે, તે—અઘં—ભુંજતે—તેઓ પાપને ખાય છે.

શુ. અર્થ=યજ્ઞ શેષ—પ્રસાદને જમનારા સંત—સજ્જન પુરૂષો સર્વ પાપોથી મુકાઇ જાય છે—પણ જે પાપીઓ ફક્ત પોતાને માટેજ રાંધે છે. તેઓ તો પાપનેજ ખાય છે.

અન્નાદ્ભવંતિ ભૂતાનિ, પર્જન્યાદન્નસંભવઃ ॥
યજ્ઞાદ્ભવતિ પર્જન્યો, યજ્ઞઃ કર્મસમુદ્ભવઃ ॥ ૧૪ ॥

પદ=અન્નાત્—ભવતિ—ભૂતાનિ—પર્જન્યાત્—અન્નસભવ ।
યજ્ઞાત્—ભવતિ—પર્જન્યઃ—યજ્ઞઃ—કર્મસમુદ્ભવઃ ॥

અન્વય—અર્થ=અન્નાત્—ભૂતાનિ—ભવન્તિ—અન્નથી પ્રાણીઓ થાય છે. પર્જન્યાત્—અન્નસંભવ —વૃષ્ટિથી અન્નનો સંભવ છે. યજ્ઞાત્—પર્જન્ય —ભવતિ—યજ્ઞથી વૃષ્ટિ થાય છે અને યજ્ઞઃ—કર્મસમુદ્ભવ —યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે.

શુ અર્થ=અન્નથી પ્રાણીઓ થય છે વૃષ્ટિથી અન્નનો સંભવ છે યજ્ઞથી વૃષ્ટિ થાય છે, અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે.

કર્મબ્રહ્મોદ્ભવં વિદ્ધિ, બ્રહ્માક્ષર સમુદ્ભવમ્।
તસ્માત્સર્વગતં બ્રહ્મ, નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્ ॥૧૫॥

પદ=કર્મ—બ્રહ્મોદ્ભવં—વિદ્ધિ—બ્રહ્મ—અક્ષરસમુદ્ભવમ્ ।
તસ્માત્—સર્વગતં—બ્રહ્મ—નિત્યં—યજ્ઞે—પ્રતિષ્ઠિતમ્ ॥

અન્વય અર્થ=**કર્મ-બ્રહ્મોદ્ભવં-વિદ્ધિ**-કર્મ, બ્રહ્મ-વેદ-થી-ઉત્પન્ન થયેલું જાણ. **બ્રહ્મ-અક્ષરસમુદ્ભવં**-બ્રહ્મ-વેદ અક્ષર-પરમાત્માથી ઉત્પન્ન થયેલ જાણ. **તસ્માત્-સર્વગતં**-તેથી સર્વમાં ગયેલા-**બ્રહ્મ-યજ્ઞે-નિત્યં-પ્રતિષ્ઠિતં**-વેદ, યજ્ઞમા નિત્ય રહેલ છે.

શુ. અર્થ=કર્મ બ્રહ્મ-વેદથી ઉત્પન્ન થયેલું જાણ, બ્રહ્મ-વેદ અક્ષર-પરમાત્માથી ઉત્પન્ન થયેલ જાણ-તેથી સર્વમા ગયેલા સર્વને પ્રકાશ કરનારા વેદ યજ્ઞમા નિત્ય રહેલા છે.

એવં પ્રવર્તિતં ચક્રં, નાનુવર્તયતીહયઃ ।
અઘાયુરિંદ્રિયારામો, મોઘં પાર્થ સજીવતિ ॥૧૬॥

પદ=એવં-પ્રવર્તિતં-ચક્રં-ન-અનુવર્તયતિ-ઈહ-યઃ ।
અઘાયુઃ-ઈંદ્રિયારામઃ-મોઘં-પાર્થ-સઃ-જીવતિ ॥

અન્વય-અર્થ=**પાર્થ-એવં-પ્રવર્તિતં-ચક્રં**-હે પાર્થ એ પ્રમાણે પ્રવૃત્ત થએલા ચક્રને **ઇહ-યઃ-ન-અનુવર્ત્તયતિ**-આ લોકમાં જે પુરૂષ નથી અનુસરતો **સઃ-અઘાયુઃ**-તે પાપરૂપ જીવનવાળો **ઈંદ્રિયારામઃ-મોઘં-જીવતિ**-ઇંદ્રિયોમાંજ રમનારો મિથ્યા જીવે છે.

શુ-અર્થ=હે પાર્થ એ પ્રમાણે પ્રવૃત્ત થએલા ચક્રને આ લોકમા જે પુરૂષ નથી અનુસરતો તે પાપરૂપ જીવનવાળો ઇંદ્રિયોમાંજ રમનારો મિથ્યા જીવે છે.

**યસ્ત્વાત્મરતિરેવસ્યા, દાત્મ તૃપ્તશ્ચ માનવઃ ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટ, સ્તસ્ય કાર્યંન વિદ્યતે ॥૧૭॥**

પદ=યઃ–તુ–આત્મરતિઃ–એવ–સ્યાત્–આત્મતૃપ્તઃ–ચ–માનવઃ ।
આત્મનિ–એવ–ચ–સંતુષ્ટઃ–તસ્ય–કાર્યં–ન–વિદ્યતે ॥

અન્વય–અર્થ=**તુ–યઃ–માનવઃ–આત્મરતિઃ–એવ–સ્યાત્**–પણ જે પુરૂષ આત્મામાંજ પ્રીતિવાળો હોય **ચ**–અને **આત્મતૃપ્તઃ**–આત્મામાંજ તૃપ્ત થયેલો હોય. **ચ–આત્મનિ–એવ–સંતુષ્ટઃ**–તથા આત્મામાંજ સંતોષ પામેલો (હોય) **તસ્ય–કાર્યં–ન–વિદ્યતે**–તેને કંઇ પણ કરવાનું હોતું નથી.

ગુ.–અર્થ=પણ જે પુરૂષ આત્મામાંજ પ્રીતિવાળો હોય, અને આત્મામાજ તૃપ્ત થયેલો હોય, તથા આત્મામાજ સંતોષ પામેલો હોય તેને કંઇ પણ કરવાનું રહેતું નથી.

**નૈવ તસ્ય કૃતેનાર્થો, નાકૃતેનેહ કશ્ચન ।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ, કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥૧૮॥**

પદ=ન–એવ–તસ્ય–કૃતેન–અર્થ–ન–અકૃતેન–ઇહ–કશ્ચન ।
ન–ચ–અસ્ય–સર્વભૂતેષુ–કશ્ચિત્–અર્થવ્યપાશ્રયઃ ॥

અન્વય–અર્થ=**ઇહ–તસ્ય–કૃતેન–અર્થઃ–ન–એવ**–આ લોકમાં તેને કરેલા કર્મવડે કંઇપણ પ્રયોજન નથીજ. (તેમ) **અકૃતેન–કશ્ચન–ન**–ન કરવા વડે કંઈપણ પ્રયોજન નથી. **ચ–અસ્ય–સર્વભૂતેષુ**–કેમકે આને સર્વ પ્રાણીઓમાં ક-

અજ્ઞાની જનો કર્મ કરે છે—તેની રીતે લોક સંગ્રહ કરવાને ઇચ્છતો વિદ્વાન્ અસક્ત થઇને કર્મ કરે.

**ન બુદ્ધિભેદં જનયે, દજ્ઞાનાં કર્મસંગિનામ્ ।**
**જોષયેત્સર્વકર્માણિ, વિદ્વાન્યુકતઃ સમાચરન્ ॥ ૨૬ ॥**

પદ=ન–બુદ્ધિભેદં–જનયેત્–અજ્ઞાનાં–કર્મસંગિનામ્ ।
જોષયેત્–સર્વકર્માણિ–વિદ્વાન્–યુક્ત–સમાચરન્ ॥

અન્વય અર્થ=**વિદ્વાન્**–જ્ઞાની પુરૂષ **કર્મસંગીનાં–અજ્ઞાનાનાં**–કર્મમાં આસક્તિવાળા અજ્ઞાનીઓની **બુદ્ધિભેદં–ન–જનયેત્**–બુદ્ધિના ભેદને ન ઉત્પન્ન કરે (પણ પોતે) **યુક્તઃ–સમાચરન્**–અસક્ત થઇને સારી રીતે કર્મ આચરતો **સર્વં કર્માણિ–જોષયેત્** (અજ્ઞાનીઓને) સર્વ કર્મ સાથે જોડે.

શુ અર્થ=જ્ઞાની પુરૂષ કર્મમાં આસક્તિ વાળા અજ્ઞાનીઓની બુદ્ધિના ભેદને ઉત્પન્ન ન કરે. પણ પોતે કર્મ આચરતો અજ્ઞાનીઓને સર્વ કર્મમા જોડે.

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ, ગુણૈઃ કર્માણિ સર્વશઃ ।**
**અહંકાર વિમૂઢાત્મા, કર્તાહમિતિ મન્યતે ॥ ॥ ૨૭ ॥**

પદ –પ્રકૃતેઃ–ક્રિયમાણાનિ–ગુણૈઃ–કર્માણિ–સર્વશ. ।
અહંકારવિમૂઢાત્મા–કર્તા–અહં–ઈતિ–મન્યતે ॥

અન્વય અર્થ=**પ્રકૃતેઃ–ગુણૈઃ**–પ્રકૃતિના ગુણોવડે સ-ર્વશઃ–કર્માણિ–ક્રિયમાણાનિ–બધી રીતે કર્મો કરાય છે

(છતાં) અહંકારવિમૂઢાત્મા—અહંકારથી મૂઢ થઇ ગયેલા ચિત્તવાળો અહં-કર્ત્તા-ઇતિ-મન્યતે-હું કર્ત્તા છું એમ માને છે.

ગુ. અર્થ=પ્રકૃતિના ગુણોવડે બધી રીતે કર્મો કરાય છે. છતાં અહંકારથી મૂઢ થઇ ગયેલા ચિત્તવાળો હું કર્તા છું એમ માને છે.

તત્ત્વવિત્તુ મહાબાહો, ગુણકર્મ વિભાગયોઃ ।
ગુણા ગુણેષુ વર્તંત, ઇતિ મત્વા ન સજ્જતે ॥૨૮॥

પદ=તત્ત્વવિત્—તુ—મહાબાહો—ગુણકર્મ વિભાગયોઃ ।
ગુણાઃ—ગુણેષુ—વર્તન્તે—ઇતિ—મત્વા—ન—સજ્જતે ॥

અન્વય અર્થ=મહાબાહો—ગુણકર્મવિભાગયોઃ—હે અર્જુન ? ગુણ કર્મના વિભાગના તત્વવિત્—તુ—તત્વને જાણનાર તો ગુણાઃ—ગુણેષુ—વર્તંતે—ઇંદ્રિયો વિષયોમાં વર્ત્તે છે. ઇતિ—મત્વા—ન—સજ્જતે—એમ માનીને બંધાતો નથી.

ગુ. અર્થ=હે અર્જુન ? ગુણ કર્મના વિભાગના તત્વને જાણનાર તો ઇંદ્રિયો વિષયોમાં વર્તે છે. એમ માનીને બંધાતો નથી.

પ્રકૃતે ર્ગુણસંમૂઢાઃ, સજ્જંતે ગુણકર્મસુ ।
તાનકૃત્સ્નવિદો મંદા, ન્કૃત્સ્નવિન્ન વિચાલયેત્॥૨૯॥

પદ=પ્રકૃતેઃ—ગુણસંમૂઢાઃ—સજ્જન્તે—ગુણકર્મસુ ।
તાન્—અકૃત્સ્નવિદઃ—મન્દાન્—કૃત્સ્નવિત્—ન—વિચાલયેત્

અન્વય અર્થ=પ્રકૃતેઃ—ગુણસંમુઢાઃ—પ્રકૃતિના ગુણો વડે મૂઢ થયેલા જેઓ [illegible]

કર્મમાં આસક્ત થાય છે. તાન્-અકૃત્સ્નવિદઃ-મંદાન્-તે આત્માને નહિ જાણનાર મંદપુરૂષોને-કૃત્સ્નવિત્-ન-વિચાલયેત્-આત્મજ્ઞાની ચલાયમાન ન કરે.

ગુ. અર્થ=પ્રકૃતિના ગુણોવડે મૂઢ થએલા જનો ગુણ અને કર્મમાં આસક્ત થાય છે. તે આત્માને નહિ જાણનાર મંદ પુરૂષોને આત્મજ્ઞાની ચલાયમાન ન કરે.

મયિ સર્વાણિ કર્માણિ, સંન્યસ્યાધ્યાત્મચેતસા, ।
નિરાશીર્નિર્મમો ભૂત્વા, યુદ્ધયસ્વ વિગતજ્વરઃ ॥૩૦॥

પદ=મયિ-સર્વાણિ-કર્માણિ-સંન્યસ્ય-અધ્યાત્મચેતસા ।
નિરાશીઃ-નિર્મમઃ-ભૂત્વા-યુદ્ધયસ્વ-વિગતજ્વરઃ ॥

અન્વય અર્થ=અધ્યાત્મચેતસા-વિવેક બુદ્ધિવડે સર્વાણિ-કર્માણિ-મયિ-સંન્યસ્ય-સર્વ કર્મો મારામાં અર્પણ કરીને-નિરાશીઃ-નિર્મમઃ-આશારહિત મમતા વિનાનો (અને) વિગતજ્વરઃ-ભૂત્વા-યુધ્યસ્વ-શોક વિનાનો થઈને (તું) યુદ્ધ કરઃ

ગુ. અર્થ=વિવેક બુદ્ધિવડે સર્વ કર્મો મારામાં અર્પણ કરીને, આશા રહિત, મમતા વિનાનો, અને શોક વિનાનો થઇને તું યુદ્ધ કર.

યે મે મતમિદં નિત્ય, મનુતિષ્ઠંતિ માનવાઃ ।
શ્રદ્ધાવંતોઽનસૂયંતો, મુચ્યંતે તેઽપિ કર્મભિઃ ॥૩૧॥

પદ=યે-મે-મતં-ઈદં-નિત્યં-અનુતિષ્ઠન્તિ-માનવાઃ ॥
શ્રદ્ધાવંતઃ-અનસૂયંતઃ-મુચ્યન્તે-તે-અપિ-કર્મભિઃ ॥

અન્વય અર્થ=યે-માનવાઃ-મે-ઈદં-મતં-જે માણસો મારા આ મતને શ્રદ્ધાવંતઃ-અનસૂયંતઃ શ્રદ્ધાવાળા અને અસૂયા રહિત થઈને. નિત્યં-અનુતિષ્ઠન્તિ-નિત્ય અનુષ્ઠાન કરે છે. તે-અપિ-તેઓ પણ કર્મભિઃ-મુચ્યન્તે-કર્મોથી મુકાઈ જાય છે.

શુ અર્થ=જે માણસો મારા આ મતને, શ્રદ્ધાવાળા અને અસૂયા રહિત થઇને, નિત્ય અનુષ્ઠાન કરે છે. તેઓ પણ કર્મોથી મુકાઇ જાય છે.

યે ત્વે તદભ્ય સૂયંતો, નાનુ નિષ્ઠંતિ મેમતમ્ ।
સર્વજ્ઞાન વિમૂઢાંસ્તા, ન્વિદ્ધિ નષ્ટાન ચેતસઃ ॥૩૨॥

પદ=યે-તુ-એતત્-અભ્યસૂયન્ત -ન-અનુતિષ્ઠન્તિ-મે-મતમ્।
સર્વજ્ઞાનવિમૂઢાન્-તાન્-વિદ્ધિ-નષ્ટાન્-અચેતસ ॥

અન્વય અર્થ=તુ-યે-અભ્યસૂયંતઃ-પણ જેઓ અસૂયા કરનારા. મે-એતત્-મતં-ન-અનુતિષ્ઠંતિ-મારા આ મતને અનુષ્ઠાન કરતા નથી. તાન્-સર્વજ્ઞાનવિમૂઢાન્-અચેતસઃ-નષ્ટાન્-વિદ્ધિ-તેઓને સર્વજ્ઞાનમા મૂઢ, દુષ્ટ ચિત્તવાળા (અને) નાશ પામેલા જાણ

શુ અર્થ=પણ જેઓ અસૂયા કરનારા, મારા આ મતને, આચરતા નથી તેઓને સર્વ જ્ઞાનમા મૂઢ, દુષ્ટ ચિત્તવાળા અને નાશ પામેલા જાણ

સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ, પ્રકૃતે ર્જ્ઞાનવાનપિ ।
પ્રકૃતિં યાંતિ ભૂતાનિ, નિગ્રહઃ કિં કરિષ્યતિ ॥૩૩॥

પદ=સદૃશં–ચેષ્ટતે–સ્વસ્યાઃ–પ્રકૃતેઃ–જ્ઞાનવાન્–અપિ ।
પ્રકૃતિં–યાન્તિ–ભૂતાનિ–નિગ્રહઃ–કિં–કરિષ્યતિ ॥

અન્વય–અર્થ=**જ્ઞાનવાન્–અપિ**–જ્ઞાની પણ **સ્વસ્યાઃ–પ્રકૃતેઃ–સદૃશં–ચેષ્ટતે**–પોતાની પ્રકૃતિને અનુસાર ચેષ્ટા કરે છે. **ભૂતાનિ–પ્રકૃતિં–યાંતિ**–સર્વ પ્રાણીઓ પોતાની પ્રકૃતિને પામે છે. (ત્યાં) **નિગ્રહઃ–કિં–કરિષ્યતિ**–નિગ્રહ શું કરી શકશે?

શુ અર્થ=જ્ઞાની પણ પોતાની પ્રકૃતિને અનુસાર ચેષ્ટા કરે છે. સર્વ ભૂતો–પ્રાણીઓ પોતાની પ્રકૃતિને પામે છે. ત્યા નિગ્રહ શું કરી શકશે?

**ઇંદ્રિયસ્યેંદ્રિયસ્યાર્થે, રાગ દ્વેષૌ વ્યવસ્થિતૌ ।**
**તયોર્નવશમાગચ્છેત્, તૌહ્યસ્ય પરિપંથિનૌ ॥ ૩૪ ॥**

પદ=ઇંદ્રિયસ્ય–ઇંદ્રિયસ્ય–અર્થે–રાગદ્વેષૌ–વ્યવસ્થિતૌ ।
તયોઃ–ન–વશં–આગચ્છેત્–તૌ–હિ–અસ્ય–પરિપન્થિન ॥

અન્વય–અર્થ=**ઇંદ્રિયસ્ય–ઇંદ્રિયસ્ય–અર્થે**–ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં **રાગદ્વેષૌ–વ્યવસ્થિતૌ**–રાગ અને દ્વેષ, વ્યવસ્થિત થયેલા (છે) **તયોઃ–વશં–ન–આગચ્છેત્**–તેને વશ ન થવું. **હિ**–કેમકે **તૌ**–તે રાગ દ્વેષ **અસ્ય–પરિપન્થિનૌ**–આ પ્રાણીના શત્રુઓ છે.

શુ. અર્થ=ઇંદ્રિયોના વિષયોમાં રાગ અને દ્વેષ વ્યવસ્થિત થયેલા છે–તેને વશ ન થવું. કેમકે તે રાગ દ્વેષ, આ પ્રાણીના શત્રુ છે.

**શ્રેયાન્સ્વધર્મો વિગુણ:, પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।**
**સ્વધર્મે નિધનં શ્રેય:, પરધર્મો ભયાવહ: ॥૩૫॥**

પદ=શ્રેયાન્–સ્વધર્મ:–વિગુણ:–પરધર્માત્–સ્વનુષ્ઠિતાત્ ।
સ્વધર્મે–નિધનં–શ્રેય:–પરધર્મ:–ભયાવહ: ॥

અન્વય–અર્થ=**સ્વનુષ્ઠિતાત્–પરધર્માત્**–સારી રીતે આચરણ કરેલા પરધર્મ કરતાં **વિગુણ:–સ્વધર્મ:–શ્રેયાન્** ઓછા ગુણવાળો પોતાનો ધર્મ ઉત્તમ છે. **સ્વધર્મે–નિધનં–શ્રેય:**–સ્વધર્મમાં મરવું સારૂં છે. (પરંતુ) **પરધર્મ:–ભયાવહ:**–પરધર્મ ભય ઉપજાવનાર છે.

ગુ. અર્થ=સારી રીતે આચરણ કરેલા પરધર્મ કરતાં, ઓછા ગુણવાળો પોતાનો ધર્મ ઉત્તમ છે. સ્વધર્મમાં મરવું સારૂં છે. પરંતુ પરધર્મ તો ભય ઉપજાવનાર છે.

અર્જુન ઉવાચ–અર્જુન બોલ્યો.

**અથ કેન પ્રયુક્તોઽયં, પાપં ચરતિ પૂરૂષ: ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય, બલાદિવ નિયોજિત: ॥૩૬॥**

પદ=અથ–કેન–પ્રયુક્ત:–અયં–પાપં–ચરતિ–પૂરૂષ: ।
અનિચ્છન્–અપિ–વાર્ષ્ણેય–બલાત્–ઇવ–નિયોજિત: ॥

અન્વય અર્થ=**વાર્ષ્ણેય**–હે શ્રીકૃષ્ણ ? **અથ–કેન–પ્રયુક્ત:**–ત્યારે કોણે પ્રેરણા કરેલો **બલાત્–ઈવ–નિયોજિત:** જાણે બળથી જોડયો હોય એમ–વેઠીયા જેવો **અયં–પુરૂષ:**

આ પુરૂષ અનિચ્છન્–અપિ–નહિ ઇચ્છતો છતો પણ પાપં–ચરતિ–પાપ કરે છે.

ગુ અર્થ=હે શ્રીકૃષ્ણ ? ત્યારે કોણે પ્રેરણા કરેલો, જાણે બળથી જોડાયો હોય એમ–વેઠીયા જેવો આ પુરૂષ નહિ ઇચ્છતો છતો પણ પાપ કરે છે.

શ્રીભગવાન ઉવાચ–શ્રીભગવાન્ બોલ્યા.

કામ એષ ક્રોધ એષ, રજોગુણસમુદ્ભવઃ ।
મહાશનો મહાપાપ્મા, વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥૩૭॥

પદ=કામઃ–એષઃ–ક્રોધઃ–એષઃ–રજોગુણસમુદ્ભવઃ ।
મહાશનઃ–મહાપાપ્મા–વિદ્ધિ–એનં–ઇહ–વૈરિણમ્ ॥

અન્વય અર્થ=એષઃ–કામઃ આ કામ (છે) એષઃ–ક્રોધઃ–આ ક્રોધ (છે) રજોગુણસમુદ્ભવઃ–(તે) રજોગુણથી ઉત્પન્ન થયેલો મહાશનઃ–મહાપાપ્મા–મોટો ખાઉધરો મોટો પાપી (છે) ઇહ–એનં–વૈરિણં–વિદ્ધિ–અહીં આં એને વેરી જાણ.

ગુ. અર્થ=આ કામ છે. આ ક્રોધ છે તે રજોગુણથી ઉત્પન્ન થયેલો મોટો ખાઉધરો મોટો પાપી છે. આ સંસારમાં એને વેરી જાણ.

ધૂમેનાવ્રિયતે વન્હિ, ર્યથાઽઽદર્શોમલેન ચ ।
યથોલ્બેના વૃતો ગર્ભ, સ્તથા તેનેદમાવૃતમ્ ॥૩૮॥

પદ=ધૂમેન–આવ્રિયતે–વન્હિઃ–યથા–આદર્શઃ–મલેન–ચ ।
યથા–ઉલ્બેન–આવૃતઃ–ગર્ભઃ–તથા–તેન–ઇદં–આવૃતમ્ ।

અન્વય-અર્થ=યથા-ધૂમેન-વન્હિઃ-આવ્રિયતે-જેમ ધૂમાડાથી અગ્નિ (ઢંકાય છે) ચ-મલેન-આદર્શઃ તથા મેલ વડે આરસી (ઢંકાય છે) યથા-ઉલ્બેન-ગર્ભઃ-આવૃત્તઃ-જેમ ઓર વડે ગર્ભ ઢંકાયેલો (છે) તથા-તેન-તેવી રીતે આ કામ વડે ઇદં-આવૃતં-આ જ્ઞાન ઢંકાયલું (છે)

શુ. અર્થ=જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાયેલો છે, તથા મેલ વડે આરસી ઢંકાય છે. જેમ ઓરવડે ગર્ભ ઢંકાયેલો છે, તેવી રીતે આ કામ વડે આ જ્ઞાન ઢંકાયલું છે.

આવૃતં જ્ઞાન મેતેન, જ્ઞાનિનો નિત્યવૈરિણા ।
કામરૂપેણ કૌંતેય, દુષ્પૂરેણાનલેન ચ ॥ ૩૯ ॥

પદ=આવૃતં-જ્ઞાનં-એતેન-જ્ઞાનિનઃ-નિત્યવૈરિણા ।
કામરૂપેણ-કૌન્તેય-દુષ્પૂરેણ-અનલેન-ચ ॥

અન્વય અર્થ=કૌંતેય-હે અર્જુન ? જ્ઞાનિનઃ-નિત્યવૈરિણા-જ્ઞાનીના નિત્ય શત્રુ ચ-અને દુષ્પૂરેણ-અનલેન-એતેન-કામરૂપેણ-દુષ્પૂર, અનલ આ કામ રૂપે જ્ઞાનં-આવૃતં-જ્ઞાનને ઢાંકી દીધું છે.

શુ. અર્થ=હે અર્જુન ? જ્ઞાનીના નિત્ય શત્રુ અને દુષ્પૂર અનલ આ કામરૂપે જ્ઞાનને ઢાંકી દીધું છે.

ઇંદ્રિયાણિ મનોબુદ્ધિ, રસ્યાધિષ્ઠાન મુચ્યતે ।
એતૈ ર્વિમોહયત્યેષ, જ્ઞાનમાવૃત્ય દેહિનામ્ ॥૪૦॥

પદ=ઇંદ્રિયાણિ-મનઃ-બુદ્ધિઃ-અસ્ય-અધિષ્ઠાનં-ઉચ્યતે ।
એતૈઃ-વિમોહયતિ-એષઃ-જ્ઞાનં-આવૃત્ય-દેહિનમ્ ॥

અન્વય અર્થ=ઈંદ્રિયાણિ-મનઃ-બુદ્ધિઃ-ઇંદ્રિયો, મન અને બુદ્ધિ અસ્ય-અધિષ્ઠાનં-ઉચ્યતે-આનું-કામનું અધિષ્ઠાન કહેવાય છે. એતૈઃ-આ સાધનો વડે જ્ઞાનં-આવૃત્ય-જ્ઞાનને ઢાંકી દઇને એષઃ-દેહિનં-વિમોહયતિ-આ કામ જીવાત્માને મોહ પમાડે છે.

શુ. અર્થ=ઇંદ્રિયો મન અને બુદ્ધિ આ કામનું અધિષ્ઠાન કહેવાય છે. આ સાધનો વડે જ્ઞાનને ઢાંકી દઇને એ કામ જીવાત્માને મોહ પમાડે છે.

તસ્માત્ત્વમિંદ્રિયાણ્યાદૌ, નિયમ્ય ભરતર્ષભ ।
પાપ્માનં પ્રજહિ હ્યેનં, જ્ઞાનવિજ્ઞાનનાશનમ્ ॥૪૧॥

પદ=તસ્માત્-ત્વં-ઇંદ્રિયાણિ-આદૌ-નિયમ્ય-ભરતર્ષભ ।
પાપ્માનં-પ્રજહિ-હિ-એનં-જ્ઞાનવિજ્ઞાનનાશનમ્ ॥

અન્વય અર્થ=તસ્માત્-આદૌ-ત્વં-ઈંદ્રિયાણિ-નિયમ્ય-તેટલા માટે પ્રથમ તું ઈંદ્રિયોનો નિગ્રહ કરીને-ભરતર્ષભ-ભરત વંશમાં શ્રેષ્ઠ હે અર્જુન? જ્ઞાનવિજ્ઞાનનાશનમ્-જ્ઞાન અને વિજ્ઞાનને નાશ કરનારા, એનં-પાપ્માનં-આ પાપરૂપ કામને હિ-પ્રજહિ-નક્કી હણ.

શુ. અર્થ=તેટલા માટે પ્રથમ તું ઈંદ્રિયોને નિગ્રહ કરીને, ભરત વંશમાં શ્રેષ્ઠ હે અર્જુન? જ્ઞાન અને વિજ્ઞાનને નાશ કરનારા આ પાપ રૂપ કામને નક્કી હણ.

**ઇંદ્રિયાણિ પરાણ્યાહુ, રિંદ્રિયેભ્યઃ પરંમનઃ ।**
**મનસસ્તુ પરા બુદ્ધિ, ર્યોબુદ્ધેઃ પરતસ્તુ સઃ ॥૪૨॥**

પદ=ઇંદ્રિયાણિ–પરાણિ–આહુઃ–ઇંદ્રિયેભ્યઃ–પરં–મનઃ ।
મનસઃ–તુ–પરા–બુદ્ધિઃ–યઃ–બુદ્ધેઃ–પરતઃ–તુ–સઃ ॥

અન્વય–અર્થ=**ઇંદ્રિયાણિ–પરાણિ–આહુઃ**–ઇંદ્રિયોને (સ્થૂલ શરીરથી) શ્રેષ્ઠ કહે છે. **ઇંદ્રિયેભ્યઃ–મનઃ–પરં**–ઇંદ્રિયો કરતાં મન શ્રેષ્ઠ (છે) **તુ–મનસઃ–પરા–બુદ્ધિઃ** અને મન કરતાં શ્રેષ્ઠ બુદ્ધિ (છે) **તુ–યઃ–બુદ્ધેઃ–પરતઃ–સઃ**–તથા જે બુદ્ધિથી શ્રેષ્ઠ (છે) તે (આત્મા છે.)

શુ. અર્થ=ઇંદ્રિયોને સ્થૂલ બુદ્ધિથી શ્રેષ્ઠ કહે છે. ઇંદ્રિયો કરતા મન શ્રેષ્ઠ છે, અને મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે. તથા જે બુદ્ધિથી શ્રેષ્ઠ છે તે આત્મા છે.

**એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા, સંસ્તભ્યાત્માનમાત્મના ।**
**જહિ શત્રું મહાબાહો, કામરૂપં દુરાસદમ્ ॥ ૪૩ ॥**

પદ=એવં–બુદ્ધેઃ–પરં–બુદ્ધ્વા–સંસ્તભ્ય–આત્માનં–આત્મના
જહિ–શત્રું–મહાબાહો–કામરૂપં–દુરાસદમ્ ॥

અન્વય–અર્થ=**મહાબાહો**–હે અર્જુન ? **એવં–બુદ્ધેઃ પરં–બુદ્ધ્વા** એ પ્રકારે બુદ્ધિથી ઉત્તમ આત્માને જાણીને **આત્મના–આત્માનં–સંસ્તભ્ય**–બુદ્ધિ વડે મનને સ્થિર કરીને **દુરાસદં–કામરૂપં–શત્રું–જહિ**–મહા મહેનતે જીતી શકાય તેવા કામરૂપ શત્રુને હણ.

શુ અર્થ=હે અર્જુન ? એ પ્રકારે બુદ્ધિથી ઉત્તમ આત્માને જાણીને બુદ્ધિ વડે મનને સ્થિર કરીને, મહા મહેનતે જીતી શકાય તેવા કામરૂપ શત્રુને હણ.
ઇતિ શ્રી મ. ભ. ગીતાનો કર્મયોગ નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

## જ્ઞાનકર્મયોગ-અધ્યાય ૪ થો.

શ્રી ભગવાન્ ઉવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

**ઇમં વિવસ્વતે યોગં, પ્રોક્તવાનહમવ્યયમ્ ।**
**વિવસ્વાન્મનવે પ્રાહ, મનુરિક્ષ્વાકવેઽબ્રવીત્ ॥૧॥**

પદ=ઇમં–વિવસ્વતે–યોગં–પ્રોક્તવાન્–અહમ–અવ્યયમ્ ।
વિવસ્વાન્–મનવે–પ્રાહ–મનુઃ–ઇક્ષ્વાકવે–અબ્રવીત્ ॥

અન્વય–અર્થ=ઇમં–અવ્યયં–યોગં–અહં–**વિવસ્વતે–પ્રોક્તવાન્**–આ અવિનાશી યોગ મેં સૂર્યને કહ્યો. **વિવસ્વાન્–મનવે–પ્રાહ**–સૂર્યે મનુને કહ્યો. (અને) **મનુઃ–ઇક્ષ્વાકવે–અબ્રવીત્**–મનુએ ઇક્ષ્વાકુને કહ્યો.

શુ અર્થ=આ અવિનાશી યોગ મેં સૂર્યને કહ્યો; સૂર્યે મનુને કહ્યો, અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો.

**એવં પરમ્પરાપ્રાપ્ત, મિમંરાજર્ષયો વિદુઃ ।**
**સ કાલેનેહ મહતા, યોગોનષ્ટઃ પરંતપઃ ॥ ૨ ॥**

પદ=એવં-પરંપરાપ્રાપ્તં-ઈમં-રાજર્ષયઃ-વિદુઃ ।

સઃ-કાલેન-ઈહ-મહતા-યોગઃ-નષ્ટઃ-પરંતપઃ ॥

અન્વય-અર્થ=એવં-પરંપરાપ્રાપ્તં-ઈમં-એ પ્રમાણે પરંપરાથી મળેલા આ (યોગ) ને રાજર્ષયઃ-વિદુઃ-રાજર્ષિઓ જાણતા હતા. પરંતપ-સઃ-યોગઃ-હે અર્જુન ? તે યોગ મહતા-કાલેન-ઘણા વખતે -ઈહિ-નષ્ટઃ-અહિં-આ લોકમાં નાશ પામ્યો.

ગુ. અર્થ-એ પ્રમાણે પરંપરાથી મળેલા આ યોગને, રાજર્ષિઓ જાણતા હતા. હે અર્જુન ? તે યોગ ઘણા લાંબા વખતે આ લોકમા (થી) નાશ પામ્યો.

સ એવાયં મયા તેઽદ્ય, યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ।
ભક્તોઽસિમે સખા ચેતિ, રહસ્યં હ્યેતદુત્તમમ્ ॥૩॥

પદ=સઃ-એવ-અયં-મેયા-તે-અદ્ય-યોગઃ-પ્રોક્તઃ-પુરાતનઃ।
ભક્તઃ-અસિ-મે-સખા-ચ-ઇતિ-રહસ્યં-હિ-એતત્-ઉત્તમમ્॥

અન્વય અર્થઃ=સઃ-એવ-અયં-પુરાતનઃ-યોગઃ-તેજ આ અનાદિ યોગ મયા-તે-અદ્ય-પ્રોક્તઃ-મેં તને આજ કહ્યો. (તું) મે-ભક્તઃ-ચ-સખા-અસિ-મારો ભકત અને સખા છે. ઇતિ-એતત્-ઉત્તમં-રહસ્યં-હિ એમ (છે માટે) આ ઉત્તમ રહસ્ય છે.

ગુ. અર્થ=તેજ આ અનાદિ યોગ. મેં તને આજ કહ્યો છે. તું મારો ભકત અને મિત્ર છે. એમ છે માટે કહ્યો છે કારણ આ ઉત્તમ રહસ્ય છે.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો.

**અપરં ભવતો જન્મ, પરં જન્મ વિવસ્વતઃ ।**
**કથમેતદ્વિજાનીયાં, ત્વમાદૌ પ્રોક્તવાનિતિ ॥ ૪ ॥**

પદ=અપરં-ભવતઃ-જન્મ-પરં-જન્મ-વિવસ્વતઃ ।
કથં-એતત્-વિજાનીયાં-ત્વં-આદૌ-પ્રોક્તવાન્-ઇતિ ॥

અન્વય અર્થ=ભવતઃ-જન્મ-અપરં-આપનો જન્મ હમણાં છે. વિવસ્વતઃ-જન્મ-પરં-સૂર્યનો જન્મ પહેલાં (છે) એતત્-ત્વં-આદૌ-પ્રોક્તવાન્-ઇતિ-આ તમે પ્રથમ કહ્યો હતો એમ કથં-વિજાનીયાં-શી રીતે જાણું ?

શુ અર્થ=અર્જુન બોલ્યો-આપનો જન્મ હમણા છે, અને સૂર્યનો જન્મ પહેલા છે. તો આ યોગ તમે પ્રથમ સૂર્યને કહ્યો હતો એ હું શી રીતે માની શકું ?

શ્રી ભગવાન્ ઉવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

**બહૂનિ મે વ્યતીતાનિ, જન્માનિતવ ચાર્જુન ! ।**
**તાન્યહં વેદ સર્વાણિ, નત્વં વેત્થ પરંતપ ? ॥ ૫ ॥**

પદ=બહૂનિ-મે-વ્યતીતાનિ-જન્માનિ-તવ-ચ-અર્જુન ।
તાનિ-અહં-વેદ-સર્વાણિ-ન-ત્વં-વેત્થ-પરંતપ ॥

અન્વય-અર્થ=અર્જુન !-મે-ચ-તવ-હે અર્જુન મારા અને તારા, બહૂનિ-જન્માનિ-વ્યતીતાનિ-ઘણા જન્મો થઇ ગયા, પરંતપ !-તાનિ-સર્વાણિ-અહં-વેદ હે અર્જુન ? તે સર્વને હું જાણું છું (પણ) ત્વં-ન-વેત્થ તું નથી જાણતો.

ગુ. અર્થ=શ્રી ભગવાન્ બોલ્યા-હે અર્જુન ? મારા અને તારા ઘણા જન્મો થઇ ગયા છે. હે પરંતપ ! તે સર્વને હું જાણું છું પણ તું નથી જાણતો.

અજોઽપિ સન્ન વ્યયાત્મા, ભૂતાનામીશ્વરોઽપિસન્ ।
પ્રકૃતિં સ્વામધિષ્ઠાય, સંભવામ્યાત્મ માયયા ॥ ૬ ॥

પદ=અજઃ-અપિ-સન્-અવ્યયાત્મા-ભૂતાનામ્-ઇશ્વરઃ-અપિ-સન્ । પ્રકૃતિં-સ્વાં-અધિષ્ઠાય-સંભવામિ-આત્મમાયયા ॥

અન્વય અર્થ=અજઃ-સન્-અવ્યય-આત્મા-અપિ-અજ છતાં (અને) અવ્યય આત્મા (છતાં) પણ (તથા) ભૂતાનાં-ઇશ્વરઃ-સન્-અપિ-સર્વ ભૂતોનો ઇશ્વિર છતાં પણ સ્વાં-પ્રકૃતિં-અધિષ્ઠાય-મારી પ્રકૃતિનો આશ્રય કરીને (હું) આત્મમાયયા-સંભવામિ-મારી માયાવડે જન્મું છું

ગુ. અર્થ=અજ છતાં અને અવ્યય આત્મા છતાં પણ તથા સર્વ ભૂતોનો ઇશ્વર છતાં પણ, મારી પ્રકૃતિનો આશ્રય કરીને હું મારી માયાવડે જન્મું છું.

યદા યદાહિ ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારત ! ।
અભ્યુત્થાનમધર્મસ્ય, તદાઽઽત્માનં સૃજામ્યહમ્ ॥૭॥

પદ=યદા-યદા-હિ-ધર્મસ્ય-ગ્લાનિઃ-ભવતિ-ભારત ।
અભ્યુત્થાનં-અધર્મસ્ય-તદા-આત્માનં-સૃજામિ-અહમ્ ॥

અન્વય-અર્થ=હિ-યદા-યદા-નિશ્ચય જ્યારે જ્યારે ધર્મસ્ય-ગ્લાનિઃ-ધર્મની હાનિ (અને) અધર્મસ્ય-અભ્યુ-

ત્થાનં ભવતિ-અધર્મની વૃદ્ધિ-ઉત્પત્તિ થાય છે. તદા-ત્યારે ભારત-અહ-આત્માનં-સૃજામિ-હે ભારત ? અર્જુન ? હું શરીર સૃજુ છું

ગુ અર્થ=નક્કી જ્યારે જ્યારે, ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે. ત્યારે હે અર્જુન ? હુ શરીર સર્જુ છુ.

પરિત્રાણાય સાધૂનાં, વિનાશાય ચ દુષ્કૃતામ્।
ધર્મસંસ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે ॥ ૮ ॥

પદ=પરિત્રાણાય-સાધૂનાં-વિનાશાય-ચ-દુષ્કૃતામ્ ॥
ધર્મસંસ્થાપનાર્થાય-સંભવામિ-યુગે-યુગે ॥

અન્વય અર્થ=સાધૂનાં-પરિત્રાણાય-સત્પુરૂષોના રક્ષણને માટે, દુષ્કૃતાં-વિનાશાય-પાપીઓના નાશ માટે ચ-અને ધર્મસંસ્થાપનાર્થાય ધર્મનું સ્થાપન કરવા માટે (હું) યુગે-યુગે-સંભવામિ-યુગ યુગમાં અવતાર લઉં છું.

ગુ અર્થ=સત્પુરૂષોના રક્ષણને માટે, પાપીઓના નાશ માટે અને ધર્મનુ સ્થાપન કરવા માટે હુ પ્રત્યેક યુગમા અવતાર લઉ છુ

જન્મ કર્મ ચ મે દિવ્ય, મેવં યો વેત્તિ તત્ત્વતઃ ।
ત્યકત્વા દેહં પુનર્જન્મ, નૈતિ મામેતિ સોઽર્જુન ?॥૯॥

પદ=જન્મ-કર્મ-ચ-મે-દિવ્ય-એવં-ય-વેત્તિ-તત્ત્વતઃ ।
ત્યકત્વા-દેહં-પુનઃ-જન્મ-ન એતિ-માં-એતિ-સ -અર્જુન

અન્વય-અર્થ=મે-જન્મ-ચ-કર્મ-યઃ-દિવ્યં-મારાં જન્મ અને કર્મને જે દિવ્ય (છે) એવં-તત્વતઃ-વેત્તિ-

એમ તત્ત્વથી-બરાબર રીતે જાણે છે. સઃ તે પુરૂષ અર્જુન -દેહં-ત્યક્ત્વા-હે અર્જુન ? દેહને ત્યજીને પુનઃ-જન્મ-ન-એતિ-ફરી જન્મ નથી પામતો (પણ) માં-એતિ-મને પામે છે.

શુ અર્થ=મારા જન્મ અને કર્મને જે દિવ્ય છે, એમ તત્ત્વથી બરાબર રીતે જાણે છે તે પુરૂષ, હે અર્જુન ? દેહને ત્યજીને, ફરી જન્મ નથી પામતો પણ મને પામે છે.

વીતરાગભયક્રોધા, મન્મયા મામુપાશ્રિતાઃ ।
બહવો જ્ઞાનતપસા, પૂતા મદ્ભાવ માગતાઃ ॥ ૧૦ ॥

પદ=વીતરાગભયક્રોધાઃ=મન્મયાઃ-માં-ઉપાશ્રિતાઃ ।

બહવ -જ્ઞાનતપસા-પૂતાઃ-મદ્ભાવં-આગતાઃ ॥

અન્વય-અર્થ=વીતરાગભયક્રોધાઃ-મન્મયાઃ-મામ્-ઉપાશ્રિતાઃ-રાગ,ભય અને ક્રોધ જેના જતા રહ્યા છે એવા, હું રૂપ-અભેદદર્શી, મને-પરમેશ્વરને આશ્રાય કરી રહેલા જ્ઞાનતપસા-પૂતાઃ-જ્ઞાનરૂપ તપવડે પવિત્ર થયેલા બહવઃ-મદ્ભાવં--આગતાઃ--ઘણા પુરૂષો મારા ભાવને પામ્યા છે.

શુ. અર્થ=રાગ, ભય, અને ક્રોધ જેના જતા રહ્યા છે એવા, હું રૂપ અભેદદર્શી મને-પરમેશ્વરને આશ્રાય કરી રહેલા, જ્ઞાનરૂપ તપ વડે પવિત્ર થયેલા, ઘણા પુરૂષો મારા ભાવને પામ્યા છે.

યે યથા માં પ્રપદ્યન્તે, તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।
મમ વર્ત્માનુ વર્તન્તે, મનુષ્યાઃ પાર્થ ? સર્વશઃ ॥૧૧॥

પદ=યે—યથા—માં—પ્રપદ્યન્તે—તાન્—તથા—એવ—ભજામિ—અહમ્ ।
મમ—વર્ત્મ—અનુવર્તન્તે—મનુષ્યાઃ—પાર્થ—સર્વશઃ ॥

અન્વય અર્થ=યે—યથા—માં—પ્રપદ્યન્તે—જેઓ જેવી રીતે મને શરણ થાય છે. ભજેછે—તાન્—તથા—એવ—અહં—ભજામિ—તેઓને તેજ પ્રમાણે હું ભજું છું—ઇચ્છિત ફલ આપુંછું પાર્થ—મનુષ્યાઃ—સર્વશઃ—હે પાર્થ ? મનુષ્યો બધી રીતે મમ—વર્ત્માનુવર્તન્તે—મારા માર્ગને અનુસરે છે.

શુ. અર્થ=જેઓ જેવી રીતે મને ભજે છે. તેઓને હું તેજ પ્રમાણે ભજું છું—એટલે ઇચ્છિત ફળ આપુ છું. હે અર્જુન ? મનુષ્યોં બધી રીતે મારા માર્ગને અનુસરે છે.

કાંક્ષન્તઃ કર્મણાં સિદ્ધિં, યજન્ત ઇહિ દેવતાઃ ।
ક્ષિપ્રં હિ માનુષે લોકે, સિદ્ધિર્ભવતિ કર્મજા ॥ ૧૨ ॥

પદ=કાંક્ષન્તઃ—કર્મણાં—સિદ્ધિં—યજન્તે—ઇહ—દેવતાઃ ।
ક્ષિપ્રં—હિ—માનુષે—લોકે—સિદ્ધિઃ—ભવતિ—કર્મજા ॥

અન્વય અર્થ=ઇહ—કર્મણાં—સિદ્ધિં—કાંક્ષંતઃ—અહિ—આલોકમાં કર્મોના ફલને ઇચ્છતા પુરૂષો—દેવતાઃ—યજન્તે—દેવતાઓને પૂજે છે. હિ—કેમકે માનુષે—લોકે—મનુષ્ય લોકમાં કર્મજા—સિદ્ધિઃ—ક્ષિપ્રં—ભવતિ—કર્મનું ફલ તરત થાય છે.

શુ. અર્થ=અહિં—આલોકમાં કર્મોના ફલને ઇચ્છનારા પુરૂષો—દેવતાઓને પૂજે છે. કેમકે મનુષ્ય લોકમાં કર્મનું ફલ તરત થાય છે.

**ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં, ગુણકર્મવિભાગશઃ ।**
**તસ્ય કર્તારમપિ માં, વિદ્ધ્ય કર્તારમવ્યયમ્ ॥૧૩॥**

પદ=ચાતુવર્ણ્ય–મયા–સૃષ્ટં–ગુણકર્મવિભાગશઃ ।
તસ્ય–કર્તારમ્–અપિ–માં–વિદ્ધિ–અકર્ત્તારં–અવ્યયમ્ ॥

અન્વય અર્થ=**ગુણકર્મવિભાગશઃ–ચાતુર્વર્ણ્યં–મયા–સૃષ્ટં**–ગુણ અને કર્મના વિભાગે કરીને ચાર વર્ણને મેં સરજ્યા છે. **તસ્ય–કર્ત્તારં–અપિ**–તેનો કર્તા છતાં પણ **માં–અકર્ત્તારં–અવ્યયં–વિદ્ધિ**–મને નહિં કરનારો (અને) વિકાર રહિત જાણ.

ગુ. અર્થ=ગુણ અને કર્મના વિભાગે કરીને ચાર વર્ણને મેં સરજ્યા છે. તેનો કર્તા છતાં પણ મને અકર્તા અને વિકાર રહિત જાણ.

**ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા ।**
**ઇતિ માં યોઽભિજાનાતિ, કર્મભિર્ન સ બદ્ધ્યતે॥૧૪॥**

પદ=ન–માં–કર્માણિ–લિંપન્તિ–ન–મે–કર્મફલે–સ્પૃહા ।
ઇતિ–માં–યઃ–અભિજાનાતિ–કર્મભિઃ–ન–સઃ–બધ્ધ્યતે ॥

અન્વય અર્થ=**માં–કર્માણિ–ન–લિમ્પન્તિ**–મને કર્મો લેપતાં નથી. **મે–કર્મફલે–સ્પૃહા–ન**–મને કર્મફલમાં ઇચ્છા નથી. **ઇતિ–માં–યઃ–અભિજાનાતિ**–એ પ્રકારે મને જે જાણે છે. **સઃ–કર્મભિઃ–ન–બધ્ધ્યતે**–તે કર્મોવડે બંધાતો નથી.

ગુ. અર્થ=મને કર્મો લેપતાં નથી, મને કર્મફલમાં ઇચ્છા નથી, એ પ્રકારે મને જે જાણે છે. તે કર્મોવડે બંધાતો નથી.

ગુ. અર્થ=કર્મ શું ? અને અકર્મ શું ? એ પ્રકારે આ કર્મના વિષયમાં કવિયો, વિદ્વાનો પણ મુંઝાયા છે. તેટલા માટે તને કર્મ અને અકર્મ પણ કહીશ. જેને જાણીને તું અશુભથી મુક્ત થઇ જઇશ.

કર્મણોહ્યપિ બોદ્ધવ્યં, બોદ્ધવ્યં ચ વિકર્મણઃ ।
અકર્મણશ્ચ બોદ્ધવ્યં, ગહના કર્મણો ગતિઃ ॥ ૧૭ ॥

પદ=કર્મણઃ–હિ–અપિ–બોદ્ધવ્યં–બોદ્ધવ્યં–ચ–વિકર્મણ. ।
અકર્મણઃ–ચ–બોદ્ધવ્યં–ગહના–કર્મણઃ–ગતિઃ ॥

અન્વય અર્થ=કર્મણઃ–અપિ–બોદ્ધવ્ય–કર્મનું (તત્વ) પણ જાણવું. ચ–વિકર્મણઃ–બોદ્ધવ્ય–અને વિકર્મનું (તત્વ પણ જાણવું ચ–અકર્મણઃ–બોદ્ધવ્ય–વળી અકર્મનું (તત્વ પણ, જાણવું હિ–કેમકે કર્મણઃ–ગતિઃ–ગહના–કર્મની ગતિ ગહન–ન જાણી શકાય તેવી છે.

ગુ. અર્થ=કર્મનું તત્વ પણ જાણવું, અને વિકર્મનું તત્ત્વ પણ જાણવું. વળી અકર્મનું તત્ત્વ પણ જાણવું, કેમકે કર્મની ગતિ ગહન–ન જાણી શકાય તેવી છે.

કર્મણ્ય કર્મયઃ પશ્યે, દ કર્મણિ ચ કર્મયઃ ।
સબુદ્ધિમાન્મનુષ્યેષુ, સ યુક્તઃ કૃત્સ્ન કર્મકૃત્ ॥૧૮॥

પદ=કર્મણિ–અકર્મ–યઃ–પશ્યેત–અકર્મણિ–ચ–કર્મ–યઃ–।
સઃ–બુદ્ધિમાન્–મનુષ્યેષુ–સઃ–યુક્તઃ–કૃત્સ્નકર્મકૃત્ ॥

અન્વય અર્થ=યઃ–કર્મણિ–અકર્મ–જે કર્મમાં અકર્મને ચ–યઃ અકર્મણિ–કર્મ–પશ્યેત્–અને જે અકર્મમાં

**એવં જ્ઞાત્વા કૃતં કર્મ, પૂર્વૈરપિ મુમુક્ષુભિઃ ।**
**કુરૂ કર્મૈવ તસ્માત્ત્વં, પૂર્વૈઃ પૂર્વતરં કૃતમ્ ॥ ૧૫ ॥**

પદ=એવં–જ્ઞાત્વા–કૃતં–કર્મ–પૂર્વૈ–અપિ–મુમુક્ષુભિ· ।
કુરૂ–કર્મ–એવ–તસ્માત્–ત્વં–પૂર્વૈ–પૂર્વતરં–કૃતમ્ ॥

અન્વય અર્થ=**એવં–જ્ઞાત્વા**–એ પ્રકારે જાણીને, **પૂર્વૈઃ મુમુક્ષુભિઃ–અપિ**–પૂર્વના મુમુક્ષુઓએ પણ **કર્મ–કૃતં**–કર્મ કરેલુ છે–(વળી)–**પૂર્વૈઃ–પૂર્વતરં**–પૂર્વનાએ તેની પણ પૂર્વે **કૃતં**–કર્યું છે **તસ્માત્–ત્વં–કર્મ–એવ–કુરૂ**–તેટલા માટે તું કર્મજ કર

શુ. અર્થ=એ પ્રકારે જાણીને પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલું છે વળી તેથી પણ પૂર્વનાએ તેની પણ પૂર્વે, યુગાતરમાં કર્મ કર્યું છે. તેટલા માટે તું કર્મજ કર.

**કિં કર્મ કિમકર્મેતિ, કવયોપ્યત્ર મોહિતાઃ ।**
**તત્તે કર્મ પ્રવક્ષ્યામિ, યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્ ॥૧૬॥**

પદ=કિં–કર્મ–કિમ્–અકર્મ–ઇતિ–કવય–અપિ–અત્ર–મોહિતા ।
તત્–તે–કર્મ–પ્રવક્ષ્યામિ–યત્–જ્ઞાત્વા–મોક્ષ્યસે–અશુભાત્ ॥

અન્વય–અર્થ=**કિં–કર્મ**–કર્મ શું ? (અને) **કિં–અકર્મ**–અકર્મ શું ? **ઇતિ–અત્ર**–એ પ્રકારે અત્ર–આ વિષયમાં **કવયઃ–અપિ–મોહિતાઃ** કવિયો–વિદ્વાનો પણ મુંઝાયા છે **તત્–તે–કર્મ–પ્રવક્ષ્યામિ**–તેટલા માટે તને કર્મ–(અને અકર્મ પણ) કહીશ. **યત્–જ્ઞાત્વા–અશુભાત્–મોક્ષ્યસે**–જેને જાણીને (તું) અશુભથી મુકાઇશ.

શુ અર્થ=કર્મ શુ ? અને અકર્મ શુ ? એ પ્રકારે આ કર્મના વિષયમા કવિયો, વિદ્વાનો પણ મુંઝાયા છે. તેટલા માટે તને કર્મ અને અકર્મ પણ કહીશ જેને જાણીને તું અશુભથી મુક્ત થઇ જઇશ.

કર્મણોહ્યપિ બોદ્ધવ્યં, બોદ્ધવ્યં ચ વિકર્મણઃ ।
અકર્મણશ્ચ બોદ્ધવ્યં, ગહના કર્મણો ગતિઃ ॥ ૧૭ ॥

પદ=કર્મણ -હિ-અપિ-બોદ્ધવ્યં-બોદ્ધવ્યં-ચ-વિકર્મણ ।
અકર્મણ -ચ-બોદ્ધવ્યં-ગહના-કર્મણ -ગતિ ॥

અન્વય અર્થ=કર્મણઃ-અપિ-બોદ્ધવ્યં-કર્મનુ (તત્વ) પણ જાણવું. ચ-વિકર્મણઃ-બોદ્ધવ્યં-અને વિકર્મનું (તત્વ પણ જાણવું ચ-અકર્મણઃ-બોદ્ધવ્યં-વળી અકર્મનુ (તત્વ પણ, જાણવું હિ-કેમકે કર્મણઃ-ગતિઃ-ગહના-કર્મની ગતિ ગહન-ન જાણી શકાય તેવી છે.

શુ અર્થ=કર્મનું તત્ત્વ પણ જાણવુ, અને વિકર્મનું તત્ત્વ પણ જાણવુ વળી અકર્મનું તત્ત્વ પણ જાણવુ, કેમકે કર્મની ગતિ ગહન-ન જાણી શકાય તેવી છે.

કર્મણ્ય કર્મયઃ પશ્યે, દ કર્મણિ ચ કર્મયઃ ।
સબુદ્ધિમાન્મનુષ્યેષુ, સ યુક્તઃ કૃત્સ્ન કર્મકૃત્ ॥૧૮॥

પદ=કર્મણિ-અકર્મ-ય -પશ્યેત્-અકર્મણિ-ચ-કર્મ-ય -।
સ -બુદ્ધિમાન્-મનુષ્યેષુ-સ -યુક્ત -કૃત્સ્નકર્મકૃત્ ॥

અન્વય અર્થ=યઃ-કર્મણિ-અકર્મ-જે કર્મમા અકર્મને ચ-યઃ અકર્મણિ-કર્મ-પશ્યેત્-અને જે અકર્મમાં

કર્મ જુએ છે. સઃ-મનુષ્યેષુ-બુદ્ધિમાન્-તે મનુષ્યોમાં બુદ્ધિવાળો (છે) સઃ-યુક્તઃ-કૃત્સ્નકર્મકૃત્-તે યોગી (અને) સર્વ કર્મનો કરનારો છે.

ગુ. અર્થ=જે કર્મમાં અકર્મને, અને જે અકર્મમા કર્મને જુએ છે. તે પુરૂષ મનુષ્યોમાં બુદ્ધિવાળો છે. તે યોગી અને સર્વ કર્મનો કરનારો છે.

યસ્ય સર્વે સમારંભાઃ, કામસંકલ્પ વાર્જિતાઃ ।
જ્ઞાનાગ્નિદગ્ધ કર્માણં, તમાહુઃ પંડિતં બુધાઃ ॥૧૯॥

પદચ્છેદ=યસ્ય-સર્વે-સમારંભાઃ-કામસંકલ્પવર્જિતાઃ ।
જ્ઞાનાગ્નિદગ્ધ કર્માણં-તમ્-આહુઃ-પંડિતં-બુધાઃ ॥

અન્વય અર્થ=યસ્ય-સર્વે-સમારંભાઃ-જે મનુષ્યનાં સર્વ કર્મો-કામસંકલ્પવર્જિતાઃ-ઇચ્છા અને સંકલ્પથી રહિત છે. જ્ઞાનાગ્નિદગ્ધ કર્માણં-તં-જેનાં કર્મો જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયાં છે તે-પુરૂષને બુ[illegible]ઃ-પંડિતં-આહુઃ-તત્વજ્ઞપુરૂષો પંડિત કહે છે.

ગુ. અર્થ=જે મનુષ્યોનાં સર્વે કર્મો, ઇચ્છા અને સંકલ્પથી રહિત છે. જેનાં કર્મો જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયેલાં છે. તે પુરૂષને તત્વજ્ઞ પુરૂષો-પંડિત કહે છે.

ત્યક્ત્વા કર્મફલાસંગં, નિત્યતૃપ્તો નિરાશ્રયઃ ।
કર્મણ્યભિ પ્રવૃત્તોઽપિ, નૈવકિંચિત્ કરોતિ સઃ ॥૨૦॥

પદ=ત્યક્ત્વા–કર્મફલાસંગં–નિત્યતૃપ્તઃ–નિરાશ્રયઃ ।
કર્મણિ–અભિપ્રવૃત્તઃ–અપિ–ન–એવ–કિંચિત્–કરોતિ–સઃ ।

અન્વય અર્થ=**કર્મફલાસંગં–ત્યક્ત્વા**–કર્મનું અભિમાન તથા ફળની આસક્તિ છોડીને. **નિત્યતૃપ્તઃ–નિરાશ્રયઃ**–સર્વદા સંતુષ્ટ અને આશ્રય વગરનો **કર્મણિ–અભિપ્રવૃત્તઃ–અપિ**–કર્મમાં મચેલો છતાં પણ **સઃ–કિંચિત્–એવ–ન–કરોતિ**–તે કાંઇજ કરતો નથી.

શુ. અર્થ=કર્મનું અભિમાન તથા ફળની આસક્તિ છોડીને, સર્વદા સંતુષ્ટ અને આશ્રય વગરનો, કર્મમાં મચેલો છતા પણ તે કાંઇ જ કરતો નથી.

**નરાશીર્યત ચિત્તાત્મા, ત્યક્ત સર્વ પરિગ્રહઃ ।**
**શારીરં કેવલં કર્મ, કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્ ॥૨૧॥**

પદ=નિરાશીઃ–યતચિત્તાત્મા–ત્યક્તસર્વપરિગ્રહઃ ।
શારીરં–કેવલં–કર્મ–કુર્વન્–ન–આપ્નોતિ–કિલ્બિષમ્ ॥

અન્વય અર્થ=**નિરાશીઃ–યતચિત્તાત્મા**–આશારહિત ચિત્ત તથા શરીર જેનું નિયમમાં છે એવો, **ત્યક્તસર્વપરિગ્રહઃ**–જેણે સર્વ ભોગ સાધનોનો ત્યાગ કર્યો છે એવો. **કેવલં–શારીરં–કર્મ–કુર્વન્**–કેવળ શરીરનાં કર્મ કરતો **કિલ્વિષં–ન–આપ્નોતિ**–પાપને પામતો નથી.

શુ. અર્થ=આશારહિત ચિત્ત તથા શરીર જેનું નિયમમાં છે એવો, જેણે સર્વ ભોગ સાધનોનો ત્યાગ કર્યો છે, એવો, કેવળ શરીરનાં કર્મ કરતો પાપને પામતો નથી.

યદૃચ્છાલાભસન્તુષ્ટો, દ્વન્દ્વાતીતો વિમત્સરઃ ।
સમસ્સિદ્ધાવ સિદ્ધૌ ચ, કૃત્વાઽપિનનિબદ્ધ્યતે ॥૨૨॥

પદ=યદૃચ્છાલાભસ તુષ્ટ –દ્વન્દ્વાતીત.–વિમત્સરઃ ।
સમઃ–સિદ્ધૌ–અસિદ્ધૌ–ચ–કૃત્વા–અપિ–ન–નિબદ્ધ્યતે ॥

અન્વય–અર્થ=**યદૃચ્છાલાભ સંતુષ્ટઃ**-અનાયાસે આવી પડેલા લાભથી સંતુષ્ટ **દ્વંદ્વાતીતઃ**–શીતોષ્ણાદિ દ્વંદ્વથી રહિત **વિમત્સરઃ**–વેર રહિત–**સિદ્ધૌ–ચ–અસિદ્ધૌ–સમઃ**–ફલ પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં સરખો રહેનાર–પુરૂષ **કૃત્વા–અપિ–ન–નિબધ્યતે**–કરીને પણ બંધાતો નથી.

શુ. અર્થ=અનાયાસે પ્રાપ્ત થયેલા લાભથી સંતુષ્ટ, શીતોષ્ણાદિ દ્વંદ્વથી રહિત, વેર રહિત, ફલ પ્રાપ્તિ અને અપ્રાપ્તિમા સરખો રહેનાર પુરૂષ કર્મ કરીને પણ કર્મોથી બંધાતો નથી.

ગતસંગસ્ય મુક્તસ્ય, જ્ઞાનાવસ્થિતચેતસઃ ।
યજ્ઞાયાચરતઃ કર્મ, સમગ્રં પ્રવિલીયતે ॥ ૨૩ ॥

પદ=ગતસંગસ્ય–મુક્તસ્ય–જ્ઞાનાવસ્થિતચેતસઃ ।
યજ્ઞાય–આચરતઃ–કર્મ–સમગ્રં–પ્રવિલીયતે ॥

અન્વય અર્થઃ=**ગતસંગસ્ય–મુક્તસ્ય–જ્ઞાનાવસ્થિત ચેતસઃ**–સંગરહિત, મુકત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળો (અને) **યજ્ઞાય–આચરતઃ–કર્મ**–યજ્ઞને માટે આચરણ કરનારા પુરૂષનું કર્મ **સમગ્રં–પ્રવિલીયતે**–ફલ સહિત નાશ પામે છે.

શુ. અર્થ=સંગ રહિત, મુકત, જ્ઞાનમા સ્થિર ચિત્તવાળો અને યજ્ઞને માટે આચરણ કરનારા પુરૂષનું કર્મ ફલ સહિત નાશ પામે છે.

**બ્રહ્માર્પણં બ્રહ્મ હવિ, બ્રૅહ્માગ્નૌ બ્રહ્મણાહુતમ્ ।**
**બ્રહ્મૈવ તેન ગંતવ્યં, બ્રહ્મકર્મસમાધિના ॥ ૨૪ ॥**

પદ=બ્રહ્માર્પણં—બ્રહ્મ—હવિઃ—બ્રહ્માગ્નૌ—બ્રહ્મણા—હુતમ્ ।
બ્રહ્મ—એવ—તેન—ગંતવ્યં બ્રહ્મકર્મસમાધિના ॥

અન્વય-અર્થ=**અર્પણં—બ્રહ્મ—હવિઃ— બ્રહ્મ** —અર્પણ બ્રહ્મ છે હોમવાના પદાર્થો બ્રહ્મ છે. **બ્રહ્માગ્નૌ—બ્રહ્મણા—હુતં**—બ્રહ્મરૂપ અગ્નિમા, બ્રહ્મરૂપ કર્તાએ, (જે) હોમ્યું (તે) **તેન—બ્રહ્મકર્મસમાધિના—બ્રહ્મ—એવ—ગન્તવ્યં**—તે બ્રહ્મકર્મરૂપ સમાધીવડે બ્રહ્મ જ ગંતવ્ય છે.

શુ. અર્થ=અર્પણ બ્રહ્મ છે, હોમવાના પદાર્થો બ્રહ્મ છે બ્રહ્મ રૂપ અગ્નિમા બ્રહ્મરૂપ કર્તાએ જે હોમ્યુ છે તે બ્રહ્મકર્મરૂપ સમાધિ વડે બ્રહ્મજ ગંતવ્ય છે.

**દૈવ મેવા પરે યજ્ઞં, યોગિનઃ પર્યુપાસતે ।**
**બ્રહ્માગ્નાવ પરે યજ્ઞં, યજ્ઞે નૈવો પજુહ્વતિ ॥ ૨૫ ॥**

પદ=દૈવ—એવ—અપરે—યજ્ઞં—યોગિન—પર્યુપાસતે ।
બ્રહ્માગ્નૌ—અપરે—યજ્ઞ—યજ્ઞેન—એવ—ઉપજુહ્વતિ ॥

અન્વય-અર્થ=**અપરે—યોગિનઃ**— બીજા યોગીઓ **દૈવં—એવ—યજ્ઞં—પર્યુપાસતે**—દૈવ યજ્ઞને જ ઉપાસે છે (અને) **અપરે—બ્રહ્માગ્નૌ—યજ્ઞેન—એવ**—બીજાઓ બ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞ વડેજ **યજ્ઞં—ઉપજુહ્વતિ**—યજ્ઞને યજ્ઞરૂપ આત્માને હોમે છે.

ગુ. અર્થ=બીજા યોગીઓ દૈવ યજ્ઞનેજ ઉપાસે છે. અને બીજા તત્વવેત્તા-જ્ઞાની પુરૂષો બ્રહ્મરૂપ અગ્નિમાં જ્ઞાન યજ્ઞ વડેજ યજ્ઞરૂપ આત્માને હોમે છે.

**શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે, સંયમાગ્નિષુ જુહ્વતિ ।**
**શબ્દાદીન્વિષયાનન્યે, ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ ॥૨૬॥**

પદ=શ્રોત્રાદીનિ-ઇન્દ્રિયાણિ-અન્યે-સંયમાગ્નિષુ જુહ્વતિ ।
શબ્દાદીન્-વિષયાન્-અન્યે-ઇન્દ્રિયાગ્નિષુ-જુહ્વતિ ॥

અન્વય અર્થ=અન્યે-શ્રોત્રાદિની-ઈંદ્રિયાણી-બીજાઓ કાન વિગેરે ઈંદ્રિયોને, સંયમાગ્નિષુ-જુહ્વતિ-સંયમરૂપ અગ્નિમાં હોમે છે. (અને) અન્યે-શબ્દાદીન્-વિષયાન્-ઈંદ્રિયાગ્નિષુ-જુહ્વતિ-બીજાઓ શબ્દાદિ વિષયોને ઈંદ્રિયરૂપ અગ્નિઓમાં હોમે છે.

ગુ. અર્થ=બીજાઓ કાન વિગેરે ઇંદ્રિયોને, સંયમરૂપ અગ્નિમાં હોમે છે. અને બીજાઓ શબ્દાદિ વિષયોને ઈંદ્રિયરૂપ અગ્નિઓમાં હોમે છે.

**સર્વાણીન્દ્રિયકર્માણિ, પ્રાણકર્માણિ ચાપરે, ।**
**આત્મસંયમયોગાગ્નૌ, જુહ્વતિ જ્ઞાન દીપિતે ॥૨૭॥**

પદ=સર્વાણિ-ઇંન્દ્રિયકર્માણિ-પ્રાણકર્માણિ-ચ-અપરે ।
આત્મસંયમયોગાગ્નૌ-જુહ્વતિ-જ્ઞાનદીપિતે ॥

અન્વય અર્થ=અપરે-સર્વાણિ-ઈંદ્રિયકર્માણિ-કોઇ વ ઇંદ્રિયકર્મોને ચ-પ્રાણકર્માણિ-તથા પ્રાણનાં કર્મોને

જ્ઞાનદીપિતે–જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા આત્મસંયમયોગાગ્નૌ–જુહ્વતિ–આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે.

ગુ. અર્થ=કોઈ સર્વ ઇંદ્રિયોનાં કર્મોને તથા પ્રાણના કર્મોને જ્ઞાન વડે પ્રદીપ્ત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમા હોમે છે.

દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા, યોગયજ્ઞાસ્તથાઽપરે ।
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ, યતયઃ સંશિતવ્રતાઃ ॥ ૨૮ ॥

પદ=દ્રવ્યયજ્ઞાઃ–તપોયજ્ઞાઃ–યોગયજ્ઞાઃ–તથા–અપરે ।
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાઃ–ચ–યતયઃ–સંશિતવ્રતાઃ ॥

અન્વય અર્થ=અપરે–દ્રવ્યયજ્ઞાઃ–તપોયજ્ઞાઃ–યોગયજ્ઞાઃ–તથા–બીજાઓ દ્રવ્યથી થતા યજ્ઞો કરનારા, તપરૂપ યજ્ઞ કરનારા, યોગરૂપ યજ્ઞ કરનારા તથા સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાઃ–ચ–યતયઃ–સંશિતવ્રતાઃ–વેદાભ્યાસરૂપ–જ્ઞાન રૂપ યજ્ઞ કરનારા અને યત્ન કરનારા પુરૂષો–અતિ દ્રઢ વ્રત વાળા છે.

ગુ. અર્થ=બીજાઓ દ્રવ્યથી થતા યજ્ઞો કરનારા, તપરૂપ યજ્ઞ કરનારા, યોગરૂપ યજ્ઞ કરનારા તથા વેદાભ્યાસ કે જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા અને યત્ન કરનારા દ્રઢ વ્રતવાળા છે.

અપાને જુહ્વતિ પ્રાણં, પ્રાણેઽપાનં તથા પરે ।
પ્રાણાપાન ગતિ રુદ્ધ્વા, પ્રાણાયામપરાયણાઃ ॥૨૯॥

પદ=અપાને–જુહ્વતિ–પ્રાણં–પ્રાણે–અપાનં–તથા–અપરે
પ્રાણાપાનગતીઃ–રુદ્ધ્વા–પ્રાણાયામપરાયણાઃ ॥

શુ. અર્થ=એ રીતે ઘણી જાતના યજ્ઞો, વેદના મુખમાંથી વિસ્તરેલા છે. તે સઘળાઓને તું કર્મથી થયેલા જાણ. એમ જાણીને તું સંસાર-બંધનથી મુકાઈ જઈશ.

**શ્રેયાન્ દ્રવ્યમયાદ્યજ્ઞાત્, જ્ઞાનયજ્ઞઃ પરંતપ ? ।**
**સર્વં કર્માખિલં પાર્થ ?,–જ્ઞાને પરિસમાપ્યતે ॥ ૩૩ ॥**

પદ=શ્રેયાન્–દ્રવ્યમયાત્–યજ્ઞાત્–જ્ઞાનયજ્ઞઃ–પરંતપ ।
સર્વં–કર્મ–અખિલં–પાર્થ–જ્ઞાને–પરિસમાપ્યતે ॥

અન્વય અર્થ=**પરંતપ–દ્રવ્યમયાત્–યજ્ઞાત્–જ્ઞાનયજ્ઞઃ–શ્રેયાન્**–હે પરંતપ ? દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાન યજ્ઞ શ્રેય–શ્રેષ્ઠ છે. **પાર્થ**–હે પાર્થ ? **સર્વં–અખિલં–કર્મ**–સર્વ અખિલ કર્મ **જ્ઞાને–પરિસમાપ્યતે**–જ્ઞાનમાં પરિસમાપ્તિ પામે છે.

શુ. અર્થ=હે પરંતપ ? દ્રવ્યયજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. કેમકે હે પાર્થ ? બધાં અખિલ કર્મ જ્ઞાનમાં પરિસમાપ્તિ પામે છે.

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન, પરિપ્રશ્નેન સેવયા, ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં, જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥૩૪॥**

પદ=તત્–વિદ્ધિ–પ્રણિપાતેન–પરિપ્રશ્નેન–સેવયા ।
ઉપદેક્ષ્યન્તિ–તે–જ્ઞાનં–જ્ઞાનિનઃ–તત્ત્વદર્શિનઃ ॥

અન્વય અર્થ=**પ્રણિપાતેન–પરિપ્રશ્નેન–સેવયા–તત્–વિદ્ધિ**–પ્રણામવડે, વારંવાર પ્રશ્ન પૂછીને (અને) સેવાવડે તે–જ્ઞાન તું જાણ. **તત્ત્વદર્શિનઃ–જ્ઞાનિનઃ**–તત્ત્વને

જાણનાર જ્ઞાની. તે-જ્ઞાન-ઉપદેક્ષ્યંતિ તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

ગુ. અર્થ=પ્રણામવડે, વારંવાર પ્રશ્ન પુછીને અને સેવાવડે તે જ્ઞાન તું જાણ. તત્ત્વને જાણનારા જ્ઞાની પુરૂષો તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

**યજ્જ્ઞાત્વા ન પુનર્મોહ, મેવં યાસ્યસિ પાંડવ ? ।**
**યેન ભૂતાન્યશેષેણ, દ્રક્ષ્યસ્યાત્મન્યથોમયિ ॥ ૩૫ ॥**

પદ=યત્-જ્ઞાત્વા-ન-પુનઃ-મોહં-એવં-યાસ્યસિ-પાંડવ ।
યેન-ભૂતાનિ-અશેષેણ-દ્રક્ષ્યસિ-આત્મનિ-અથો-મયિ॥

અન્વય અર્થ=પાંડવ-યત્-જ્ઞાત્વા-હે અર્જુન ? જેને જાણીને (તું) પુનઃ-એવં-મોહં-ન-યાસ્યસિ-ફરીથી એ પ્રમાણે મોહ પામીશ નહિં. (અને) યેન-અશેષેણ-જેણે કરીને સમગ્રપણે ભૂતાનિ-આત્મનિ-અથો-મયિ-દ્રક્ષ્યસિ-પ્રાણીઓને (તારા) આત્મામાં અને મારામાં જોઇશ.

ગુ. અર્થ=હે અર્જુન ? જેને જાણીને તું ફરીથી એ પ્રમાણે મોહ પામીશ નહિં. અને જેણે કરીને સમગ્રપણે પ્રાણીઓને તારા આત્મામાં અને મારામાં જોઇશ.

**અપિ ચેદસિ પાપેભ્યઃ, સર્વેભ્યઃ પાપકૃત્તમઃ ।**
**સર્વં જ્ઞાનપ્લવેનૈવ, વૃજિનં સંતરિષ્યસિ ॥ ૩૬ ॥**

પદ=અપિ-ચેત્-અસિ-પાપેભ્યઃ-સર્વેભ્યઃ-પાપકૃત્તમઃ ।
સર્વં-જ્ઞાનપ્લવેન-એવ-વૃજિનં-સંતરિષ્યસિ ॥

અન્વય અર્થ=સર્વેભ્યઃ-પાપેભ્યઃ-અપિ-ચેત્-સર્વ

પાપીઓ કરતાં પણ જો (તું) **પાપકૃત્તમઃ-અસિ**-વધારે પાપ કરનારો હોય (તોપણ) **સર્વં-વૃજિનં-જ્ઞાનપ્લવેન-એવ-સંતરિષ્યસિ**-(તે) સર્વ પાપ-પાપસમુદ્રને (તું) જ્ઞાનરૂપ નૌકાવડેજ તરી જઇશ.

ગુ. અર્થ=સર્વ પાપીઓ કરતાં પણ જો તું વધારે પાપ કરનારો હોય, તોપણ તે સર્વ પાપસમુદ્રને તું જ્ઞાનરૂપ નૌકા વડેજ તરી જઇશ.

**યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિ, ર્ભસ્મસાત્કુરૂતેઽર્જુન ? ।**
**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ, ભસ્મસાત્કુરૂતે તથા ॥૩૭॥**

પદ=યથા-એધાંસિ-સમિદ્ધઃ-અગ્નિઃ-ભસ્મસાત્-કુરૂતે-અર્જુન। જ્ઞાનાગ્નિ.-સર્વકર્માણિ-ભસ્મસાત્-કુરૂતે-તથા ॥

અન્વય-અર્થ=**અર્જુન-યથા-સમિદ્ધઃ-અગ્નિઃ**-હે અર્જુન ? જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ **એધાંસિ-ભસ્મસાત્-કુરૂતે**-કાષ્ટોને બાળીને ખાખ કરી નાખે છે. **તથા**-તેવી રીતે **જ્ઞાનાગ્નિઃ-સર્વકર્માણિ-ભસ્મસાત્-કુરૂતે**-જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ-ખાખ કરી નાખે છે.

ગુ. અર્થ=હે અર્જુન ? જેમ પ્રદિપ્ત થયેલો અગ્નિ સઘળાં કાષ્ટોને બાળીને ખાખ કરી નાખે છે. તેવી રીતે જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ખાખ કરી નાખે છે.

**નહિ જ્ઞાનેન સદ્દશં, પવિત્રમિહ વિદ્યતે ।**
**તત્સ્વયં યોગસંસિદ્ધઃ, કાલેનાત્મનિ વિન્દતિ ॥૩૮॥**

પદ=ન-હિ-જ્ઞાનેન-સદૃશં-પવિત્રં-ઇહ વિદ્યતે ।
તત્-સ્વયં-યોગસંસિદ્ધઃ-કાલેન-આત્મનિ-વિન્દતિ ॥

અન્વય અર્થ=હિ-ઇહ-જ્ઞાનેન-સદૃશં-પવિત્રં-ન-વિદ્યતે-નિશ્ચય આ જગત્‌માં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કંઇ વિદ્યમાન નથી. તત્-તે જ્ઞાન યોગસંસિદ્ધઃ યોગથી સિધ્ધ થયેલો પુરૂષ સ્વયં-કાલેન-આત્મનિ-વિંદતિ-પોતાની મેળે સમયવડે પોતાના આત્મામાં પામે છે.

શુ. અર્થ=નિશ્ચય આ જગતમા જ્ઞાન જેવું પવિત્ર બીજું કઈ પણ વિદ્યમાન નથી. તે જ્ઞાન યોગથી સિદ્ધ થયેલો પુરૂષ પોતાની મેળે સમય વડે-સમય જતા પોતાના આત્માના પામે છે.

**શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનં, તત્પરઃ સંયતેન્દ્રિયઃ ।**
**જ્ઞાનં લબ્ધ્વા પરાં શાંતિ, મચિરેણાધિગચ્છતિ ॥૩૯॥**

પદ=શ્રદ્ધાવાન્-લભતે-જ્ઞાનં-તત્પરઃ-સંયતેન્દ્રિયઃ ।
જ્ઞાનં-લબ્ધ્વા-પરાં-શાંતિં-અચિરેણ-અધિગચ્છતિ ॥

અન્વય-અર્થ=શ્રદ્ધાવાન્-તત્પરઃ-સંયતેંદ્રિયઃ-શ્રધ્ધાળુ ગુરૂસેવામાં તત્પર, ઇદ્રિય નિગ્રહવાળો પુરૂષ જ્ઞાનં-લભતે-જ્ઞાન પામે છે. જ્ઞાનં-લબ્ધ્વા-અચિરેણ-પરાં-શાંતિં-અધિગચ્છતિ-જ્ઞાન પામીને પછી તરતજ ઉત્કૃષ્ટ-શાંતિને પામે છે.

શુ. અર્થ=શ્રદ્ધાળુ, ગુરૂસેવામા તત્પર અને ઇંદ્રિય નિગ્રહવાળો પુરૂષ જ્ઞાન પામે છે. અને જ્ઞાન પામીને પછી તરતજ ઉત્કૃષ્ટ શાંતિને-કૈવલ્ય મોક્ષને પામે છે.

**અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ, સંશયાત્મા વિનશ્યતિ ।**
**નાયં લોકોઽસ્તિ ન પરો, ન સુખં સંશયાત્મનઃ ॥૪૦॥**

પદ=અજ્ઞઃ—ચ—અશ્રદ્દધાનઃ—ચ—સંશયાત્મા—વિનશ્યતિ ।
ન—અયં—લોકઃ—અસ્તિ—ન—પરઃ—ન—સુખં—સંશયાત્મનઃ॥

અન્વય અર્થ=**અજ્ઞઃ—ચ—અશ્રદ્દધાનઃ—ચ**—અજ્ઞાની તથા અશ્રદ્ધાળુ અને **સંશયાત્મા—વિનશ્યતિ**—સંશયવાળો પુરૂષ નાશ પામે છે. **સંશયાત્મનઃ**—સંશયવાળાને તો **અયં—લોકઃ—ન—અસ્તિ**—આલોક નથી. **પરઃ—ન**—પરલોક નથી. અને **સુખં—ન**—સુખ પણ નથી.

ગુ. અર્થ=અજ્ઞાની તથા અશ્રદ્ધાળુ અને સંશયવાળો પુરૂષ નાશ પામે છે. સંશયવાળાને તો આલોક નથી. પરલોક નથી.. અને સુખ પણ નથી.

**યોગસંન્યસ્તકર્માણં, જ્ઞાનસંછિન્નસંશયમ્ ।**
**આત્મવંતં ન કર્માણિ, નિબધ્નન્તિ ધનંજય ? ॥૪૧॥**

પદ=યોગસંન્યસ્તકર્માણં,—જ્ઞાનસંછિન્નસંશયં ।
આત્મવંતં—ન—કર્માણિ—નિબધ્નંતિ—ધનંજય ॥

અન્વય અર્થ=**ધનંજય**—હે અર્જુન ? **યોગસંન્યસ્તકર્માણં**—યોગ વડે જેણે કર્મનો સંન્યાસ કર્યો છે. એવાને **જ્ઞાનસંછિન્નસંશયં**—જ્ઞાન વડે જેના સંશય છેદાઈ ગયા છે એવાને (અને) **આત્મવંતં—કર્માણિ—ન—નિબધ્નંતિ**—આત્મવાન્ સાવધાન પુરૂષને કર્મો બાંધતાં નથી.

શુ. અર્થ=હે અર્જુન? યોગવડે જેણે કર્મનો સંન્યાસ કર્યો છે એવાને, જ્ઞાનવડે જેના સંશય છેદાઈ ગયા છે એવાને, અને આત્મવાન્ સાવધાન પુરૂષને કર્મો બંધન કરતાં નથી.

**તસ્માદ જ્ઞાનસંભૂતં, હૃત્સ્થં જ્ઞાનાસિનાઽત્મનઃ ।**
**છિત્વૈનં સંશયં યોગ, માતિષ્ઠોત્તિષ્ઠ ભારત ?॥૪૨॥**

પદ=તસ્માત્—અજ્ઞાનસંભૂતં—હૃત્સ્થં—જ્ઞાનાસિના—આત્મનઃ ।
છિત્વા—એનં—સંશયં—યોગં—આતિષ્ઠ—ઉતિષ્ઠ—ભારત ॥

અન્વય-અર્થ=**ભારત**-હે અર્જુન ? **તસ્માત્—અજ્ઞાનસંભૂતં**-તેટલા માટેઅજ્ઞાનથી ઉપજેલા (તથા) **હૃત્સ્થં-એનં-સંશયં**-હ્રદયમાં રહેલા આસંશયને **આત્મનઃ-જ્ઞાનાસિના**-આત્માના જ્ઞાનરૂપ તરવાર વડે **છિત્વા**-કાપીને-**યોગં-આતિષ્ઠ** યોગ-નિષ્કામ કર્મયોગ કર. (અને) **ઉતિષ્ઠ** (યુદ્ધ કરવાને) ઉભો થા.

શુ. અર્થ=હે અર્જુન? તેટલા માટે અજ્ઞાનથી ઉપજેલા તથા હૃદયમાં રહેલા, આ સંશયને આત્માના જ્ઞાનરૂપ તરવાર વડે કાપીને નિષ્કામ કર્મયોગ કર અને યુદ્ધ કરવાને ઉભો થા.

ઇતિ. શ્રી. મ. ભ. ગી. સૂ. બ્ર. યો. શ્રીકૃષ્ણાર્જુન સંવાદે
જ્ઞાનકર્મ યોગો નામ ચતુર્થોધ્યાયઃ સમાપ્ત.

---

# સંન્યાસયોગ-અધ્યાય ૫ મો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો.

સંન્યાસં કર્મણાં કૃષ્ણ, પુનર્યોગં ચ શંસસિ ।
યચ્છ્રેય એતયોરેકં, તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્ ॥ ૧ ॥

પદ=સંન્યાસં-કર્મણાં-કૃષ્ણ-પુનઃ-યોગં-ચ-શંસસિ ।
યત્-શ્રેયઃ-એતયોઃ-એકં-તત્-મે-બ્રૂહિ-સુનિશ્ચિતમ્ ॥

અન્વય અર્થ=કૃષ્ણ-કર્મણાં-સંન્યાસં-પુનઃ-ચ-યોગં-શંસસિ-હે શ્રી કૃષ્ણ ? (આપ) કર્મનો સંન્યાસ અને વળી કર્મના યોગને વખાણો છો. એતયોઃ-યત્-એકં-એ બેમાંનું જે એક સુનિશ્ચતં-શ્રેયઃ-તત્-મે-બ્રૂહિ-નિશ્ચિત કરેલું શ્રેય (હોય) તે મારે માટે-મને કહો.

શુ. અર્થ=રે શ્રીકૃષ્ણ ? આપ કર્મનો સંન્યાસ અને વળી કર્મના યોગને વખાણો છો. પણ એ બેમાંનું જે એક નિશ્ચત કરેલું શ્રેય હોય તેજ મને કહો.

શ્રીભગવાન્ ઉવાચ—શ્રીભગવાન્ બોલ્યા.

સંન્યાસઃ કર્મયોગશ્ચ, નિઃશ્રેયસ કરાવુભૌ ।
તયોસ્તુ કર્મસંન્યાસાત્, કર્મયોગો વિશિષ્યતે ॥ ૨ ॥

પદ=સંન્યાસઃ-કર્મયોગઃ-ચ-નિઃશ્રેયસકરૌ-ઉભૌ ।
તયોઃ-તુ-કર્મસંન્યાસાત્-કર્મયોગઃ-વિશિષ્યતે ॥ ૨ ॥

અન્વય અર્થ=સંન્યાસઃ—ચ—કર્મયોગઃ—સંન્યાસ અને કર્મયોગ ઉભૌ—નિઃશ્રેયસકરૌ—બન્ને મોક્ષને આપનાર છે. તયોઃ—તુ—તે બન્નેમાં પણ કર્મસંન્યાસાત્—કર્મયોગઃ—વિશિષ્યતે—કર્મના સંન્યાસથી કર્મયોગ શ્રેષ્ઠ છે.

ગુ. અર્થ=શ્રીભગવાન્ બોલ્યા—સંન્યાસ અને કર્મયોગ બન્ને મોક્ષને આપનાર છે, પણ તે બન્નેમાં કર્મના સંન્યાસથી કર્મયોગ શ્રેષ્ઠછે.

જ્ઞેયઃ સ નિત્ય સંન્યાસિ, યો ન દ્વેષ્ટિ ન કાંક્ષતિ ।
નિર્દ્વંદ્વો હિ મહાબાહો, સુખં બંધાત્પ્રમુચ્યતે ॥ ૩ ॥

પદ=જ્ઞેયઃ—સઃ—નિત્યસંન્યાસી—યઃ—ન—દ્વેષ્ટિ—ન—કાંક્ષતિ ।
નિર્દ્વંદ્વઃ—હિ—મહાબાહો—સુખં—બંધાત્—પ્રમુચ્યતે ॥

અન્વય અર્થ=યઃ—ન—દ્વેષ્ટિ—જે દ્વેષ કરતો નથી, ન—કાંક્ષતિ—ઈચ્છા કરતો નથી. સઃ—નિત્યસંન્યાસી—જ્ઞેયઃ—તે નિત્ય સંન્યાસી જાણવો. હિ—મહાબાહો—કેમકે હે મહાબાહો ? અર્જુન ? નિર્દ્વંદ્વઃ—સુખં—બંધાત્—પ્રમુચ્યતે—રાગ દ્વેષ વિનાનો—પુરૂષ સહેજે બંધથી મુક્ત થઈ જાય છે.

ગુ. અર્થ=જે દ્વેષ કરતો નથી, ઇચ્છા કરતો નથી, તે નિત્ય સંન્યાસિ જાણવો. કેમકે હે મહાબાહો—અર્જુન ? રાગ દ્વેષ વિનાનો પુરૂષ સહેજે બંધથી મુક્ત થઈ જાય છે.

સાંખ્યયોગૌ પૃથગ્બાલાઃ, પ્રવદંતિ ન પંડિતાઃ ।
એકમપ્યા સ્થિતઃ સમ્ય, ગુભયો વિંદતે ફલમ્ ॥૪॥

પદ=સાંખ્યયોગૌ—પૃથક્—બાલાઃ—પ્રવદંતિ—ન—પંડિતાઃ ।
એકં—અપિ—આસ્થિતઃ—સમ્યક્—ઉભયોઃ—વિંદતે—ફલમ્॥

અન્વય અર્થ=બાલાઃ-સાંખ્યયોગૌ-પૃથક્-પ્રવ-દંતિ-બાળકો-બુધ્ધિહીન લોકો. સાંખ્યને અને યોગને જુદા કહે છે. પંડિતાઃ-ન-પંડિતો કહેતા નથી-એકં-અપિ-સમ્યક્-આસ્થિતઃ-એકને પણ સારી રીતે આ-ચરેલો પુરૂષ ઉભયોઃ-ફલં-વિંદતે-બન્નેનાં ફળ મેળવેછે.

શુ. અર્થ=બાળકો-બુધ્ધિહીન લોકો, સાખ્યને અને યોગને જુદા કહે છે. પંડિતો કહેતા નથી. એકને પણ સારી રીતે આચરનારો પુરૂષ બન્નેના ફળોને મેળવે છે.

યત્સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં, તદ્યોગૈરપિ ગમ્યતે ।
એકં સાંખ્યં ચ યોગં ચ, યઃ પશ્યતિ સ પશ્યતિ॥૫॥

પદ=યત્-સાંખ્યૈઃ-પ્રાપ્યતે-સ્થાનં તત્-યોગૈઃ-અપિ-ગમ્યતે।
એકં-સાંખ્યં-ચ-યોગં-ચ-યઃ-પશ્યતિ-સઃ-પશ્યતિ॥

અન્વય અર્થ=યત્-સ્થાનં-સાંખ્યૈઃ-પ્રાપ્યતે-જે સ્થાન સાખ્ય સંન્યાસવાળાઓથી પમાય છે. તત્-યોગૈઃ-અપિ-ગમ્યતે-તે સ્થાન કર્મયોગીઓથી પણ પમાય છે. ચ-યઃ-માટે જે સાંખ્યં-ચ-યોગં-એકં-પશ્યતિ-સઃ-પશ્યતિ-સાંખ્યને અને યોગને એક જુવે છે તે (જ) જુવે છે.

શુ. અર્થ=જે સ્થાન સાંખ્ય જ્ઞાન-સંન્યાસ વાળાઓથી પમાય છે. તેજ સ્થાન કર્મયોગીઓથી પણ પમાય છે. માટે જે સાખ્યને અને યોગને એક જુવે છે. તેજ ખરૂ જુવે છે.

**સંન્યાસસ્તુ મહાબાહો, દુઃખમાપ્તુ મયોગતઃ ।**
**યોગયુક્તો મુનિર્બ્રહ્મ, ન ચિરેણાધિ ગચ્છતિ ॥૬॥**

પદ=સંન્યાસઃ–તુ–મહાબાહો–દુઃખ–આપ્તુ–અયોગતઃ ।
યોગયુક્તઃ–મુનિઃ–બ્રહ્મ–ન–ચિરેણ–અધિગચ્છતિ ॥

અન્વય અર્થ=મહાબાહો–અયોગતઃ–સંન્યાસઃ–તુ–હે અર્જુન ? કર્મયોગ વિનાનો સન્યાસ તો દુઃખં–આપ્તું–દુખ આપવાને માટે છે યોગયુક્તઃ–મુનિઃ–ન ચિરેણ–બ્રહ્મ–અધિગચ્છતિ–(પણ) યોગયુક્ત–કર્મયોગ વાળો સન્યાસી તત્કાળ બ્રહ્મને પામે છે

શુ અર્થ=હે મહાબાહો–અર્જુન ? કર્મયોગ વિનાનો સન્યાસ તો દુખ આપવાને માટે છે પણ યોગયુક્ત–કર્મયોગી સન્યાસી તો તત્કાળ બ્રહ્મને પામે છે.

**યોગયુક્તો વિશુદ્ધાત્મા, વિજિતાત્મા જિતેંદ્રિયઃ ।**
**સર્વભૂતાત્મ ભૂતાત્મા, કુર્વન્નપિ ન લિપ્યતે ॥ ૭ ॥**

પદ=યોગયુક્તઃ–વિશુદ્ધાત્મા–વિજિતાત્મા–જિતેન્દ્રિયઃ ।
સર્વભૂતાત્મભૂતાત્મા–કુર્વન્–અપિ–ન–લિપ્યતે ॥

અન્વય અર્થ=યોગયુક્તઃ–વિશુદ્ધાત્મા–વિજિતાત્મા–જિતેંદ્રિયઃ–કર્મયોગમા જોડાયેલો, અત્યત શુધ્ધ ચિત્તવાળો, શરીરને વશ રાખનાર, ઇંદ્રિયોને જીતનાર સર્વભૂતાત્મભૂતાત્મા–જેણે પોતાના આત્માને સર્વ પ્રાણીઓનો આત્મા

જાણ્યો છે એવો કુર્વન્‌-અપિ-ન-લિપ્યતે-કરતો છતો પણ લેપાતો નથી

શુ અર્થ=કર્મમા જોડાયેલો, અત્યત શુધ્ધ ચિત્તવાળો, શરીરને વશ રાખનાર, ઇંદ્રિોને જીતનાર, અને જેણે પોતાના આત્માને સર્વ પ્રાણીઓનો આત્મા જાણ્યો છે એવો પુરૂષ કર્મ કરતો છતો પણ લેપાતો નથી

નૈવ કિંચિત્કરોમીતિ, યુક્તો મન્યેત તત્ત્વવિત્ ।
પશ્યન્શૃણ્વન્સ્પૃશન્જિઘ્ર,ન્નશ્નન્ગચ્છન્સ્વપન્શ્વસન્॥૮॥
પ્રલપન્વિસૃજન્ ગૃહ્ણ, ન્નુન્મિષન્નિ મિષન્નપિ ।
ઈંદ્રિયાણીંદ્રિયાર્થેષુ, વર્તન્ત ઇતિ ધારયન્ ॥ ૯ ॥

પદ=ન-એવ-કિંચિત્-કરોમિ-ઇતિ-યુક્ત-મન્યેત્-તત્ત્વ-વિત્ । પશ્યન્-શૃણ્વન્-સ્પૃશન્-જિઘ્રન્-અશ્નન્-ગ-ચ્છન્-સ્વપન્-શ્વસન્॥
પ્રલપન્-વિસૃજન્-ગૃહ્ણન્-ઉન્મિષન્-નિમિષન્-અપિ। ઈંદ્રિયાણિ-ઈંદ્રિયાર્થેષુ-વર્ત્તન્તે-ઈતિ-ધારયન્॥

અન્વય અર્થ=યુક્તઃ-તત્ત્વવિત્-પશ્યન્-શૃણ્વન્-યોગયુક્ત, તત્વને જાણનાર-જ્ઞાનીપુરૂષ-જોતો છતો, સાભળતો છતો, સ્પૃશન્-જિઘ્રન્-અશ્નન્-ગચ્છન્-સ્પર્શ કરતો છતો, સુઘતો છતો, ખાતો છતો, ચાલતો છતો-સ્વપન્-શ્વસન્-પ્રલપન્-વિસૃજન્-ઉઘતો છતો, શ્વાસ લેતો છતો, મળત્યાગ કરતો છતો, ગૃહ્ણન્-ઉન્મિષન્-નિમિષન્-

**અપિ–ગ્રહણ કરતો છતો. (અને) આંખની પલક મારતો છતો પણ–ઈંદ્રિયાણિ–ઈંદ્રિયાર્થેષુ–વર્તન્તે–ઇંદ્રિયો ઇંદ્રિયોમાં પ્રવર્તે છે. ઇતિ–ધારયન્–એમ ધારતો છતો. કિંચિત્–એવ–(હું) કંઈજ ન–કરોમિ–ઇતિ–મન્યતે–નથી કરતો એમ માને છે.**

ગુ. અર્થ=યોગયુક્ત જ્ઞાની પુરૂષ, જોતો છતો, સાંભળતો છતો, સ્પર્શ કરતો છતો, સુંઘતો છતો, ખાતો છતો, ચાલતો છતો, ઉંઘતો છતો, શ્વાસ લેતો છતો, બોલતો છતો, મળત્યાગ કરતો છતો, ગ્રહણ કરતો છતો, અને આંખની પલક મારતો છતો, પણ ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયમાં પ્રવૃતં છે. એમ ધારતો છતો હું કંઈજ નથી કરતો એમ માને છે.

**બ્રહ્મણ્યાધાય કર્માણિ, સંગંત્યક્ત્વા કરોતિ યઃ ।**
**લિપ્યતે ન સ પાપેન, પદ્મપત્રમિવામ્ભસા ॥ ૧૦ ॥**

પદ=બ્રહ્મણિ–આધાય–કર્માણિ–સંગં–ત્યક્ત્વા–કરોતિ–યઃ ।
લિપ્યતે–ન–સઃ–પાપેન–પદ્મપત્રં–ઇવ–અંભસા ॥

અન્વય અર્થ=**યઃ–સંગં–ત્યક્ત્વા–**જે પુરૂષ **ફલની ઇચ્છાને છોડીને બ્રહ્મણિ–આધાય–કર્માણિ–કરોતિ–બ્રહ્મમાં અર્પણ કરીને કર્મો કરે છે. સઃ–અંભસા–પદ્મપત્રં–ઇવ–**તે પુરૂષ જળવડે કમળપત્રની પેઠે–**પાપેન–ન–લિપ્યતે–**પાપવડે લેપાતો નથી.

ગુ. અર્થ=જે પુરૂષ ફલની ઇચ્છાને છોડીને, બ્રહ્મમાં અર્પણ કરીને કર્મો કરે છે, તે પાણીવડે, કમળપત્રની પેઠે પાપવડે લેપાતો નથી.

કાયેન મનસા બુદ્ધ્યા, કેવલૈ રિન્દ્રિયૈરપિ ॥
યોગિનઃ કર્મ કુર્વન્તિ, સંગં ત્યક્ત્વાઽઽત્મશુદ્ધયે ॥૧૧॥

પદ=કાયેન–મનસા–બુદ્ધ્યા–કેવલૈ –ઇંદ્રિયૈ –અપિ ।
યોગિનઃ–કર્મ–કુર્વન્તિ–સ ગ –ત્યક્ત્વા–આત્મશુદ્ધયે ॥

અન્વય અર્થ=કાયેન–મનસા–બુદ્ધ્યા–કાયાવડે, મનવડે, બુધ્ધિવડે (અને) કેવલૈ –ઇંદ્રિયૈઃ–અપિ–કેવળ ઇંદ્રિયોથી પણ યોગિનઃ–સંગં–ત્યક્ત્વા–યોગીઓ ફલેચ્છા ત્યજીને આત્મશુદ્ધયે–કર્મ–કુર્વન્તિ–આત્મશુધ્ધિને માટે કર્મ કરે છે.

શુ અર્થ=કાયાવડે, મનવડે, બુદ્ધિવડે અને કેવળ ઇંદ્રિઓવડે પણ યોગીઓ ફલેચ્છા ત્યજીને આત્મશુદ્ધિને માટે કર્મ કરે છે.

યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા, શાંતિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્ ।
અયુક્તઃ કામકારેણ, ફલેસક્તો નિબધ્યતે ॥ ૧૨ ॥

પદ=યુક્ત –કર્મફલ –ત્યક્ત્વા–શાંતિ–આપ્નોતિ–નૈષ્ઠિકીમ્ ।
અયુક્ત –કામકારેણ–ફલે–સક્તઃ–નિબધ્યતે ॥

અન્વય અર્થ=કર્મફલં–ત્યક્ત્વા–યુક્તઃ–કર્મફલને ત્યજીને આત્મનિષ્ઠ થયેલો પુરૂષ–નૈષ્ઠિકીં–શાંતિં–આપ્નોતિ–સત્વગુણ રૂપ નિષ્ઠા વાળી શાંતિને પામે છે. (અને) અયુક્તઃ–કામકારેણ–સકામી–કામ પ્રેરીત ભાવના–કામના વડે ફલે–સક્તઃ–નિબધ્યતે–ફલમા આસક્ત થઇનેબધાયછે.

શુ અર્થ=કર્મફલને ત્યજીને આત્મનિષ્ઠ થયેલો પુરૂષ, સત્વગુણ

૨૫ નિષ્ઠાવાળી શાંતિને પામે છે. અને સકામી-કામનાવડે ફળમાં આસક્ત થઇને બંધાય છે.

**સર્વકર્માણિ મનસા, સંન્યસ્યાસ્તે સુખં વશી ।**
**નવદ્વારે પુરે દેહી, નૈવ કુર્વન્ન કારયન્ ॥ ૧૩ ॥**

પદ=સર્વકર્માણિ-મનસા-સંન્યસ્ય-આસ્તે-સુખં-વશી ।
નવદ્વારે-પુરે-દેહી-ન-એવ-કુર્વન્-ન-કારયન્ ॥

અન્વય-અર્થ=**સર્વકર્માણિ-મનસા-સંન્યસ્ય**-સર્વ કર્મોને મનવડે ત્યજીને-**વશી-દેહી**-શરીરાદિને વશ રાખનાર, આત્માને દેહથી જુદો જોનાર પુરૂષ. **નવદ્વારે-પુરે**-નવદ્વારવાળા નગરમાં **સુખં-આસ્તે**-સુખથી રહે છે. **ન-એવ-કુર્વન્**-નથીજ કરતો (અને) **ન-કારયન્**-નથી કરાવતો.

ગુ. અર્થ=સર્વ કર્મોને મનવડે ત્યજીને, શરીરાદિને વશ રાખનાર આત્માને દેહથી જુદો જોનાર પુરૂષ, નવદ્વારવાળા નગરમાં, સુખથી રહે છે. નથીજ કરતો અને નથી કરાવતો.

**ન કર્તૃત્વં ન કર્માણિ, લોકસ્ય સૃજતિ પ્રભુઃ ।**
**ન કર્મફલસંયોગં, સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥૧૪॥**

પદ=ન-કર્તૃત્વં-ન-કર્માણિ-લોકસ્ય-સૃજતિ-પ્રભુઃ- ।
ન-કર્મફલસંયોગં-સ્વભાવઃ-તુ-પ્રવર્તતે ॥

અન્વય-અર્થ=**પ્રભુઃ-લોકસ્ય**-આત્મા, દેહાદિના **કર્તૃત્વં-ન-સૃજતિ**-કર્તૃત્વને સૃજતો નથી-**ન-કર્માણિ**-કર્મોને (સૃજતો) નથી. **ન-કર્મફલસંયોગં**-કર્મફલના સં-

યોગને (સૃજતો) નથી. તુ—પણ સ્વભાવઃ-પ્રવર્ત્તતે-માયા પ્રવર્ત્તે છે.

શુ. અર્થ=આત્મા લોક-દેહાદિકના કર્તૃત્વને પેદા કરતો નથી, કર્મોને સૃજતો નથી, કર્મફલ સંયોગને સૃજતો નથી. પણ તેમાં માયા પ્રવર્ત્તે છે.

નાદત્તે કસ્યચિત્પાપં, ન ચૈવ સુકૃતં વિભુઃ।
અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં, તેન મુહ્યંતિ જંતવઃ ॥૧૫॥

પદ=ન—આદત્તે—કસ્યચિત્—પાપં—ન—ચ—એવ—સુકૃતં—વિભુઃ
અજ્ઞાનેન—આવૃતં—જ્ઞાનં—તેન—મુહ્યંતિ—જંતવઃ ॥

અન્વય—અર્થ=વિભુઃ-કસ્યચિત્-પાપં-ન-આદત્તે સર્વ વ્યાપક ઈશ્વર, કોઈનાં પાપને લેતો નથી. ચ-સુકૃતં-ન-એવ-તથા પુણ્યને પણ (લેતો) નથી. અજ્ઞાનેન-જ્ઞાનં-આવૃતં-અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયેલું છે. તેન-જંતવઃ-મુહ્યંતિ-તેણે પ્રાણીઓ મોહ પામે છે.

શુ. અર્થ=સર્વવ્યાપક ઈશ્વર કોઇનાં પાપને લેતો નથી. તથા પુણ્યને પણ લેતો નથી. અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાએલું છે. તેથી પ્રાણીઓ મોહ પામે છે.

જ્ઞાનેન તુ તદજ્ઞાનં, યેષાં નાશિતમાત્મનઃ।
તેષામાદિત્યવજ્જ્ઞાનં, પ્રકાશયતિ તત્પરમ્ ॥૧૬॥

પદ=જ્ઞાનેન—તુ—તત્—અજ્ઞાનં—યેષાં—નાશિતં—આત્મનઃ।
તેષાં—આદિત્યવત્—જ્ઞાનં—પ્રકાશયતિ—તત્—પરમ્॥

અન્વય અર્થ=તુ-યેષાં-તત્-અજ્ઞાનં-પણ જેઓનું તે અજ્ઞાન આત્મનઃ-જ્ઞાનેન-નાશિતં-આત્માના જ્ઞાનવડે નાશ પામ્યું છે. તેષાં-તત્-જ્ઞાનં-તેઓનું તે જ્ઞાન આદિત્યવત્-પરં-પ્રકાશયતિ-સૂર્યની પેઠે પરબ્રહ્મને દેખાડી આપે છે.

શુ. અર્થ=પણ જેઓનું તે અજ્ઞાન, આત્માના જ્ઞાનવડે નાશ પામ્યું છે. તેઓનું તે જ્ઞાન, સૂર્યની પેઠે પરબ્રહ્મને દેખાડી આપે છે.

તદ્દબુદ્ધય સ્તદાત્માન, સ્તન્નિષ્ઠા સ્તત્પરાયણાઃ ।
ગચ્છંત્ય પુનરાવૃત્તિં, જ્ઞાન નિર્ધૂતકલ્મષાઃ ॥૧૭॥

પદ=તદ્દબુદ્ધયઃ-તદાત્માનઃ-તન્નિષ્ઠાઃ-તત્પરાયણાઃ ।
ગચ્છંતિ-અપુનરાવૃત્તિં-જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ ॥

અન્વય અર્થ=તદ્દબુદ્ધયઃ-તદાત્માનઃ-તે બ્રહ્મમાંજ જેની બુધ્ધિ છે એવા, તેજ જેનો આત્મા છે એવા, તન્નિષ્ઠાઃ-તેમાંજ જેની નિષ્ઠા છે એવા, તત્પરાયણાઃ-જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ-તેનોજ જેને આશ્રય છે એવા (અને) જ્ઞાનવડે જેનાં પાપ પુણ્ય ધોવાઇ ગયાં છે એવા-જનો અપુનરાવૃત્તિં-ગચ્છંતિ-ફરીથી ન આવવું પડે તેવા-મોક્ષને પામે છે.

શુ. અર્થ=તે બ્રહ્મમાંજ જેની બુદ્ધિ છે એવા, તેજ જેનો આત્મા છે એવા, તેનોજ જેને આશ્રય છે એવા અને જ્ઞાનવડે જેનાં પાપપુણ્ય ધોવાઇ ગયાં છે એવા જનો ફરીથી ન આવવું પડે તેવા મોક્ષને પામે છે.

વિદ્યાવિનયસંપન્ને, બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।
શુનિચૈવ શ્વપાકે ચ, પંડિતાઃ સમદર્શીનઃ ॥૧૮॥

પદ=વિદ્યાવિનયસંપન્ને–બ્રાહ્મણે–ગવિ–હસ્તિનિ ।
શુનિ–ચ–એવ–શ્વપાકે–ચ–પંડિતાઃ–સમદર્શિનઃ॥

અન્વય અર્થ=વિદ્યાવિનયસંપન્ને–બ્રાહ્મણે–ગવિ–હસ્તિનિ–વિદ્યા અને નમ્રતાવાળા, બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, શુનિ–ચ–શ્વપાકે–ચ–કુતરામાં અને ચંડાળમાં પંડિતાઃ–સમદર્શિનઃ–એવ–પંડિતો સમદર્શી જ(હોયછે)

શુ. અર્થ=વિદ્યા અને નમ્રતાવાળા બ્રાહ્મણમા, ગાયમા, હાથીમાં, કુતરામાં અને ચંડાળમા, પંડિતો સમદર્શી જ હોય છે.

ઇહૈવ તૈર્જિતઃ સર્ગો, યેષાં સામ્યે સ્થિતંમનઃ ।
નિર્દોષં હિ સમં બ્રહ્મ, તસ્માત્ બ્રહ્મણિ તે સ્થિતાઃ॥૧૯॥

પદ=ઇહ–એવ–તૈઃ–જિતં–સર્ગઃ–યેષાં–સામ્યે–સ્થિતં–મનઃ
નિર્દોષં–હિ–સમં–બ્રહ્મ–તસ્માત્–બ્રહ્મણિ–તે–સ્થિતાઃ॥

અન્વય અર્થ=યેષાં–મનઃ–સામ્યે–સ્થિતં–જેઓનું મન સમાન પણામાં રહ્યું છે. તૈઃ–ઇહિ–એવ–સર્ગઃ–જિતઃ તેઓએ અહીંઆંજ સંસાર જીત્યો છે. હિ–કેમકે બ્રહ્મ–નિર્દોષં–સમં–બ્રહ્મ નિર્દોષ (અને) સમ છે તસ્માત્–તે–બ્રહ્મણિ–સ્થિતાઃ–તેથી તેઓ બ્રહ્મમાં રહ્યા છે.

શુ. અર્થ=જેઓનું મન સમાનપણામાં રહ્યું છે. તેઓએ અ-

હીંજ સંસાર જિત્યો છે. કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે. તેથી તેઓ બ્રહ્મમાં રહ્યા છે.

**નપ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય, નોદ્વિજેત્પ્રાપ્યચાપ્રિયમ્ ।**
**સ્થિરબુદ્ધિરસંમૂઢો, બ્રહ્મવિદ્ બ્રહ્મણિસ્થિતઃ ॥૨૦॥**

પદ=ન-પ્રહૃષ્યેત્-પ્રિયં-પ્રાપ્ય-ન-ઉદ્વિજેત્-પ્રાપ્ય-ચ-અપ્રિયમ્ સ્થિરબુદ્ધિઃ-અસંમૂઢઃ-બ્રહ્મવિત્-બ્રહ્મણિ-સ્થિતઃ ॥

અન્વય અર્થ=**પ્રિયં-પ્રાપ્ય-ન-પ્રહૃષ્યેત્**-પ્રિયને પામીને હર્ષ પામતો નથી, **ચ-અપ્રિયં-પ્રાપ્ય-ન-ઉદ્વિજેત્**-અને અપ્રિયને પામીને ઉદ્વેગ પામતો નથી. (તે) **સ્થિરબુદ્ધિઃ-અસંમૂઢઃ**-સ્થિરબુધ્ધિવાળો, સંમોહરહિત (અને) **બ્રહ્મવિત્-બ્રહ્મણિ-સ્થિતઃ**-બ્રહ્મને જાણનારો પુરૂષ બ્રહ્મમાં સ્થિતિ કરી રહેલો છે.

શુ. અર્થ=પ્રિયને પામીને હર્ષ પામતો નથી, અને અપ્રિયને પામીને ઉદ્વેગ પામતો નથી, તે સ્થિરબુદ્ધિવાળો, સંમોહ રહિત અને બ્રહ્મને જાણનારો પુરૂષ બ્રહ્મમાં સ્થિતિ કરી રહેલો છે.

**બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા, વિંદત્યાત્મનિ યત્સુખમ્ ।**
**સ બ્રહ્મયોગયુક્તાત્મા, સુખમક્ષય્યમશ્નુતે ॥ ૨૧ ॥**

પદ=બાહ્યસ્પર્શેષુ-અસક્તાત્મા-વિંદતિ-આત્મનિ-યત્-સુખમ્-સઃ-બ્રહ્મયોગયુક્તાત્મા-સુખં-અક્ષય્યં-અશ્નુતે ॥

અન્વય અર્થ=**બાહ્યસ્પર્શેષુ-અસક્તાત્મા-યત્-સુખં-આત્મનિ-વિંદતિ**-બહારના સ્પર્શસુખોમાં આસ-

વિનાનો જે સુખ અંતઃકરણમાં મેળવે છે. સઃ-બ્રહ્મયોગ-યુક્તાત્મા-તે બ્રહ્મયોગમાં જોડાયેલા ચિત્તવાળો, અક્ષયં-સુખં-અશ્નુતે-અક્ષય સુખને મેળવે છે.

શુ. અર્થ=બહારના સ્પર્શસુખોમાં આસક્તિ વિનાનો પુરૂષ જે સુખ અંતઃકરણમાં મેળવે છે. તે બ્રહ્મયોગમાં જોડાયેલા ચિત્તવાળો અનંત સુખને મેળવે છે.

યે હિ સંસ્પર્શજા ભોગા, દુઃખયોનય એવ તે ।
આદ્યંતવંતઃ કૌંતેય, ન તેષુ રમતે બુધઃ ॥ ૨૨ ॥

પદ=યે-હિ-સંસ્પર્શજાઃ-ભોગાઃ-દુઃખયોનયઃ-એવ-તે-।
આદ્યંતવંતઃ-કૌંતેય-ન-તેષુ-રમતે-બુધઃ-॥

અન્વય અર્થ=હિ-યે-સંસ્પર્શજાઃ-ભોગાઃ-ખરેખર જેઓ વિષયો અને ઇંદ્રિયોથી થનારા ભોગો (છે) તે-દુઃખયોનયઃ-એવ-તેઓ દુઃખનાં ઉત્પત્તિસ્થાનજ (છે.) આદ્યંતવંતઃ-આદિ અને અંતવાળાં છે. કૌંતેય-હે અર્જુન! તેષુ-બુધઃ-ન-રમતે-તેમાં વિવેકી પુરૂષ રમતો નથી.

શુ. અર્થ=ખરેખર જેઓ વિષયો અને ઇંદ્રિયોથી થનારા ભોગો છે. તેઓ દુઃખનાં ઉત્પત્તિ સ્થાન જ છે. તથા આદિ અને અંતવાળાં છે. હે અર્જુન? તેઓમાં વિવેકિ પુરૂષ રમતો નથી.

શક્નોતીહૈવયઃ સોઢું, પ્રાક્ શરીરવિમોક્ષણાત્ ।
કામક્રોધોદ્ભવં વેગં, સ યુક્તઃ સ સુખી નરઃ ॥૨૩॥

પદ=શક્નોતિ-ઇહ-એવ-યઃ-સોઢું-પ્રાક્-શરીરવિમોક્ષણાત્ ।
કામક્રોધોદ્ભવં-વેગં-સઃ-યુક્તઃ-સઃ-સુખી-નરઃ ॥

અન્વય અર્થ=પ્રાક્-શરીરવિમોક્ષણાત્-શરીર છૂટ્યા પહેલાં કામક્રોધોદ્ભવં વેગં-કામક્રોધથી ઉત્પન્ન થતા વેગને યઃ-ઇહ-ઇવ-સોઢું-શક્નોતિ-જે પુરૂષ અહીં-આંજ સહન કરવાને શક્તિમાન્ છે. સઃ-યુક્તઃ-તે યોગી (અને) સઃ-નરઃ-સુખી-તે નર સુખી (છે).

ગુ. અર્થ=શરીર છૂટ્યા પહેલાં કામક્રોધથી ઉત્પન્ન થતા વેગને, જે પુરૂષ અહીંઆજ સહન કરવાને શક્તિમાન્ છે. તે પુરૂષ યોગી અને તે પુરૂષ સુખી છે.

યોઽન્તઃસુખોઽન્તરારામ, સ્તથાંતર્જ્યોતિ રેવ યઃ ।
સ યોગી બ્રહ્મનિર્વાણં, બ્રહ્મભૂતોઽધિગચ્છતિ ॥૨૪॥

પદ=યઃ-અંતઃસુખઃ-અંતરારામઃ-તથા-અંતર્જ્યોતિ.-એવ-યઃ ।
સઃ-યોગી-બ્રહ્મનિર્વાણં-બ્રહ્મભૂતઃ-અધિગચ્છતિ ॥

અન્વય અર્થ=યઃ-અંતઃસુખઃ-જે અંતરાત્મામાં સુખવાળો છે. અંતરારામઃ-તથા-યઃ-અંતર્જ્યોતિઃ-એવ-અંતરાત્મામાંજ આરામવાળો છે. તથા જે અંતરાત્મામાંજ પ્રકાશવાળો છે. સઃ-યોગી-તે યોગી-બ્રહ્મભૂતઃ-બ્રહ્મનિર્વાણં-અધિગચ્છતિ-બ્રહ્મરૂપ થયેલો, બ્રહ્મરૂપ નિર્વાણને, પામે છે.

ગુ. અર્થ=જે અંતરાત્મામાંજ સુખવાળો છે, અંતરાત્મામાજ આરામવાળો છે, તથા જે અંતરાત્મામાંજ પ્રકાશવાળો છે. તે યોગી બ્રહ્મરૂપ થયેલો બ્રહ્મરૂપ નિર્વાણને પામે છે.

**લભન્તે બ્રહ્મનિર્વાણ, મૃષયઃ ક્ષીણકલ્મષાઃ ।**
**છિન્ન દ્વૈધા યતાત્માનઃ, સર્વભૂતહિતેરતાઃ ॥ ૨૫ ॥**

પદ=લભ તે–બ્રહ્મનિર્વાણ–રૂષય –ક્ષીણકલ્મષા ।
છિન્નદ્વૈધા –યતાત્માન –સર્વભૂતહિતેરતા ॥

અન્વય અર્થ=**ક્ષીણકલ્મષાં– છિન્નદ્વૈધાઃ–યતાત્માનઃ**–જેના પાપપુણ્ય કર્મો નાશ પામ્યાં છે જેના સંશય છેદાઈ ગયા છે. જેનું ચિત્ત વશ છે **સર્વભૂતહિતે–રતાઃ**–પ્રાણીમાત્રના ભલામા પ્રીતિવાળા ( છે તે ) **રૂષયઃ–બ્રહ્મનિર્વાણં–લભન્તે**–રૂષિયો બ્રહ્મનિર્વાણને પામે છે.

ગુ અર્થ=જેના પાપપુણ્ય કર્મો નાશ પામ્યાં છે જે પ્રાણી માનના ભનામાં પ્રીતિવાળા છે તે રૂષિયો બ્રહ્મનિર્વાણને પામે છે.

**કામક્રોધવિયુક્તાનાં, યતીનાં યતચેતસામ્ ।**
**અભિતો બ્રહ્મનિર્વાણં, વર્ત્તતે વિદિતાત્મનામ્ ॥૨૬॥**

પદ=કામક્રોધવિયુક્તાનાં–યતીનાં–યતચેતસામ્ ।
અભિતઃ–બ્રહ્મનિર્વાણં–વર્તતે–વિદિતાત્મનામ્ ॥

અન્વય અર્થ=**કામક્રોધવિયુક્તાનાં—યતચેતસાં**–કામ અને ક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનાર, **વિદિતાત્મનાં–યતીનાં**–આત્માને જાણનાર, સંન્યાસીઓને, **અભિતઃ–બ્રહ્મનિર્વાણં–વર્ત્તતે**–સર્વસ્થિતિમાં મોક્ષ છે.

ગુ અર્થ=કામ અને ક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા, આત્માને જાણનાર, સન્યાસીઓને સર્વ સ્થિતિમાં મોક્ષ છે.

**સ્પર્શાન્ કૃત્વા બહિર્બાહ્યાન્, ચક્ષુશ્ચૈવાન્તરેભ્રુવોઃ ।**
**પ્રાણાપાનૌ સમૌકૃત્વા, નાસાભ્યન્તર ચારિણૌ ॥૨૭॥**
**યતેંદ્રિયમનોબુદ્ધિ, ર્મુનિર્મોક્ષ પરાયણઃ ।**
**વિગતેચ્છાભયક્રોધો, યઃ સદા મુક્ત એવ સઃ ॥૨૮॥**

પદ=સ્પર્શાન્—કૃત્વા—બહિઃ—બાહ્યાન્—ચક્ષુઃ—ચ—એવ—અન્તરે—ભ્રુવોઃ ।
પ્રાણાપાનૌ—સમૌ—કૃત્વા—નાસાભ્યન્તરચારિણૌ ॥
યતેંદ્રિયમનોબુદ્ધિઃ—મુનિઃ—મોક્ષપરાયણઃ ।
વિગતેચ્છાભયક્રોધઃ—યઃ—સદા—મુક્તઃ—એવ—સઃ !

અન્વય અર્થ=બાહ્યાન્—સ્પર્શાન્—બહિઃ—કૃત્વા—બાહ્યવિષયોને દૂર કરીને ચ—ચક્ષુઃ—ભ્રુવોઃ—અન્તરે—તથા આંખોને ભ્રમરની મધ્યમાં એવ—પ્રાણપાનૌ—સમૌ—નાસાભ્યંતરચારિણૌ—કૃત્વા—જ પ્રાણ તથા અપાનને સમાન નાકની અંદરજ (નિરૂદ્ધ) કરીને યતેંદ્રિયમનોબુદ્ધિઃ—વિગતેચ્છાભયક્રોધઃ—જેણે ઇંદ્રિય, મન તથા બુદ્ધિને જીત્યાં છે એવો, ઇચ્છા, ક્રોધ તથા ભય જેનાં જતાં રહ્યાં છે એવો (તથા) મોક્ષપરાયણઃ—યઃ—મુનિઃ—સઃ—સદા—મુક્તઃ—એવ—મોક્ષજ પામવાની જેની ઇચ્છા છે એવો જે મુનિ (છે) તે સદા મુક્તજ છે.

ગુ. અર્થ=બાહ્યવિષયોને દૂર કરીને, તથા આંખોને ભ્રમરની મધ્યમાંજ પ્રાણ તથા અપાનને સમાન નાકની અંદરજ નિરૂદ્ધ કરીને,

જેણે ઇંદ્રિય, મન, તથા બુદ્ધિને જીત્યા છે. ઇચ્છા, ભય, તથા ક્રોધ જેના જતા રહ્યા છે, એવો તથા મોક્ષ એજ જેને પામવાની વસ્તુ છે. એવો જે મુનિ છે તે સદા મુક્તજ છે.

ભોક્તારં યજ્ઞતપસાં, સર્વલોક મહેશ્વરમ્ ।
સુહૃદં સર્વભૂતાનાં, જ્ઞાત્વામાં શાંતિ મૃચ્છતિ ॥૨૯॥

પદ=ભોક્તારં–યજ્ઞતપસાં–સર્વલોકમહેશ્વરમ્ ।
સુહૃદં–સર્વભૂતાનાં–જ્ઞાત્વા–માં–શાંતિં–રૃચ્છતિ ॥

અન્વય અર્થ=યજ્ઞતપસાં-ભોક્તારં-યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વલોકમહેશ્વરં-સર્વભૂતાનાં-સુહૃદં-સર્વ લોકનો મોટો ઈશ્વર, (તથા) સર્વ ભૂતોના મિત્રરૂપ માં-મને જ્ઞાત્વા-શાંતિં-રૃચ્છતિ-જાણીને શાંતિ પામે છે.

શુ અર્થ=યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વ લોકોનો મોટો ઇશ્વર તથા સર્વભૂતોના મિત્રરૂપ મને જાણીને શાંતિ પામે છે.

ઇતિ શ્રી. મ. ભ. ગીતાનો સંન્યાસ યોગનામનો ૫ મો અધ્યાય સમાપ્ત
શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# અધ્યાત્મયોગ-અધ્યાય ૬ ઠ્ઠો.

શ્રી ભગવાન્ ઉવાચ-શ્રીભગવાન્ બોલ્યા.

**અનાશ્રિતઃ કર્મફલં, કાર્યકર્મ કરોતિ યઃ ।**
**સ સંન્યાસી ચ યોગી ચ, ન નિરગ્નિ ર્નચાક્રિયઃ ॥૧॥**

પદ=અનાશ્રિત –કર્મફલં–કાર્ય–કર્મ–કરોતિ–યઃ ।
સઃ–સંન્યાસી–ચ–યોગી–ચ-ન–નિરગ્નિ –ન–ચ-અક્રિયઃ॥

અન્વય-અર્થ=કર્મફલં–અનાશ્રિતઃ–યઃ–કાર્ય–કર્મ–કરોતિ–કર્મફલના આશ્રય વિનાનો જે પુરૂષ કાર્ય કર્મ કરે છે–સઃ–સંન્યાસી–ચ–યોગી–તે સંન્યાસી અને યોગી (છે) નિરગ્નિઃ–ન–ચ–અક્રિયઃ–ન–અગ્નિને તજનારો નહિં, કે ક્રિયારહિત થએલો નહિં.

શુ અર્થ=કર્મફલના આશ્રય વિનાનો જે પુરૂષ કાર્ય કર્મ કરે છે–તે સંન્યાસી અને યોગી છે. અગ્નિને તજનારો કે ક્રિયારહિત થએલો યોગી નથી.

**યં સંન્યાસમિતિ પ્રાહુ, ર્યોગં તં વિદ્ધિ પાંડવ ।**
**નહ્ય સંન્યસ્ત સંકલ્પો, યોગી ભવતિ કશ્ચન ॥૨॥**

પદ=યં–સન્યાસં–ઇતિ–પ્રાહુ –યોગં–તં–વિદ્ધિ–પાંડવ ।
ન–હિ–અસંન્યસ્તસ કલ્પ –યોગી–ભવતિ–કશ્ચન ॥

અન્વય અર્થ=પાંડવ–યં–સંન્યાસં–ઇતિ–પ્રાહુઃ–હે અર્જુન ? જેને સંન્યાસ એમ કહે છે. તં–યોગં–

વિદ્ધિ-તેને (તું) યોગ જાણ. હિ-અસંન્યસ્તસંકલ્પઃ-કેમકે જેણે સંકલ્પનો યથાર્થ રીતે ત્યાગ કર્યો નથી. એવો કશ્ચન-યોગી-ન-ભવતિ-કોઇપણ યોગી થતો નથી.

ગુ અર્થ=હે અર્જુન ? જેને સંન્યાસ એમ કહે છે તેને તું યોગ જાણ. કેમકે જેણે સંકલ્પનો બરાબર ત્યાગ કર્યો નથી. એવો કોઇપણ જન યોગી થતો નથી.

આરૂરૂક્ષોર્મુનેર્યોગં, કર્મકારણમુચ્યતે ।
યોગારૂઢસ્ય તસ્યૈવ, શમઃ કારણમુચ્યતે ॥ ૩ ॥

પદ=આરૂરૂક્ષોઃ-મુનેઃ-યોગં-કર્મ-કારણં-ઉચ્યતે ।
યોગારૂઢસ્ય-તસ્ય-એવ-શમઃ-કારણં-ઉચ્યતે ॥

અન્વય-અર્થ=યોગં-આરૂરૂક્ષોઃ-મુનેઃ-યોગ પામવાને ઈચ્છતા મુનિને, કર્મ-કારણં-ઉચ્યતે-કર્મ કારણ-સાધન કહેવાય છે. (અને) તસ્ય-યોગારૂઢસ્ય-તે યોગમાં આરૂઢ થયેલાને (તો) શમઃ-એવ-કારણં-ઉચ્યતે-શમ-શાંતિ એજ કારણ-સાધન કહેવાય છે.

ગુ. અર્થ=યોગ પામવાને ઈચ્છતા મુનિને, કર્મ કારણ-સાધન કહેવાય છે. અને તે યોગમાં આરૂઢ થએલાને તો શમ-શાંતિ-જ્ઞાન એજ કારણ-સાધન કહેવાય છે.

યદાહિનેંદ્રિયાર્થેષુ, ન કર્મસ્વનુષજ્જતે ।
સર્વસંકલ્પ સંન્યાસી, યોગારૂઢસ્તદોચ્યતે ॥૪॥

પદ=યદા-હિ-ન-ઇંદ્રિયાર્થેષુ-ન-કર્મસુ-અનુષજ્જતે ।
સર્વસંકલ્પસંન્યાસી-યોગારૂઢં-તદા-ઉચ્યતે ॥

અન્વય અર્થ=**યદા**-**હિ**-જ્યારે નિશ્ચય, **ન**-**ઈંદ્રિયાર્થેષુ**-**ન**-**કર્મસુ**-**અનુસજ્જતે**-ઈંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં આસક્ત થતો નથી (તથા) **સર્વસંકલ્પસંન્યાસી**-સર્વ સંકલ્પનો યથાર્થ ત્યાગ કરનારો (થાય છે.) **તદા**-**યોગારૂઢઃ**-**ઉચ્યતે**-ત્યારે (તે પુરૂષ) યોગારૂઢ કહેવાય છે.

શુ. અર્થ=જ્યારે નિશ્ચય પુરૂષ ઈંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં આસક્ત થતો નથી. તથા સર્વ સંકલ્પનો બરાબર ત્યાગ કરનારો થાય છે. ત્યારે તે પુરૂષ યોગારૂઢ કહેવાય છે.

**ઉદ્ધરેદાત્મનાઽઽત્માનં, નાત્માનમ વસાદયેત્।**
**આત્મૈવહ્યાત્મનો બંધુ, રાત્મૈવ રિપુરાત્મનઃ ॥ ૫ ॥**

પદ=ઉદ્ધરેત્-આત્મના-આત્માનં-ન-આત્માનં-અવસાદયેત્। આત્મા-એવ-હિ-આત્મનઃ-બંધુઃ-આત્મા-એવ-રિપુઃ-આત્મનઃ ॥

અન્વય અર્થ=**આત્મના**-**આત્માનં**-**ઉદ્ધરેત્**-આત્માવડે આત્માને ઉદ્ધારવો. **આત્માનં**-**ન**-**અવસાદયેત્**-આત્માનો નાશ ન કરવો. **હિ**-કારણ કે **આત્મા**-**એવ**-**આત્મનઃ**-**બંધુઃ**-આત્મા જ આત્માનો બંધુ છે. (અને) **આત્મા**-**એવ**-**આત્મનઃ**-**રિપુઃ**-આત્માજ આત્માનો શત્રુ છે.

શુ. અર્થ=આત્માવડે આત્માને ઉદ્ધારવો, આત્માનો નાશ ન કરવો, કારણ કે આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે.

**બંધુરાત્માઽઽત્મનસ્તસ્ય, યેનાત્મૈવાત્મના જિતઃ ।**
**અનાત્મનસ્તુ શત્રુત્વે, વર્તેતાત્મૈવ શત્રુવત્ ॥ ૬ ॥**

પદ=બંધુઃ–આત્મા–આત્મન.–તસ્ય–યેન–આત્મા–એવ–આત્મના–જિતઃ।
અનાત્મનઃ–તુ–શત્રુત્વે–વર્તેત–આત્મા–એવ=શત્રુવત્ ॥

અન્વય અર્થ=**યેન–આત્મના–આત્મા–જિતઃ**–જેણે આત્માવડે આત્મા જિત્યો છે. **તસ્ય–આત્મા–એવ–આત્મનઃ–બંધુઃ**–તેનો આત્મા જ આત્માનો મિત્ર (છે.) **તુ–અનાત્મનઃ–આત્મા–એવ–શત્રુવત્–શત્રુત્વે–વર્તેત**–પણ અનાત્માનો આત્માજ શત્રુ પેઠે શત્રુપણામાં વર્તે છે.

ગુ. અર્થ=જેણે આત્માવડે આત્મા જિત્યો છે. તેનો આત્માજ આત્માનો મિત્ર છે. પણ અનાત્માનો આત્મા જ શત્રુ પેઠે શત્રુ-પણામાં વર્તે છે.

**જિતાત્મનઃ પ્રશાંતસ્ય, પરમાત્મા સમાહિતઃ ।**
**શીતોષ્ણ સુખદુઃખેષુ, તથા માનાપમાનયોઃ ॥ ૭ ॥**

પદ=જિતાત્મન–પ્રશાંતસ્ય–પરમાત્મા–સમાહિતઃ ।
શીતોષ્ણસુખદુઃખેષુ–તથા–માનાપમાનયોઃ ॥

અન્વય અર્થ=**જિતાત્મનઃ–પ્રશાંતસ્ય–શીતોષ્ણ-સુખદુઃખેષુ**–જિતાત્માને અને પ્રશાંત આત્માને શીત, ઉષ્ણ, સુખ, દુઃખોમાં **તથા–માનાપમાનયોઃ**–તથા માન અને અપમાનમાં **પરમાત્મા–સમાહિતઃ**–પરમાત્મા સમાહિત–સમાધિનો વિષય થાય છે.

ગુ. અર્થ=જિતાત્માને અને પ્રશાંત આત્માને, શીત, ઉષ્ણ, સુખ, દુઃખોમાં તથા માન અને અપમાનમાં પરમાત્મા સમાધિનો વિષય થાય છે.

**જ્ઞાન વિજ્ઞાન તૃપ્તાત્મા, કૂટસ્થો વિજિતેંદ્રિયઃ ।**
**યુક્ત ઇત્યુચ્યતે યોગી, સમલોષ્ટશ્મ કાંચનઃ ॥ ૮ ॥**

પદ=જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા–કૂટસ્થઃ–વિજિતેન્દ્રિયઃ।
યુક્તઃ–ઇતિ–ઉચ્યતે–યોગી–સમલોષ્ટશ્મકાંચન. ॥

અન્વય અર્થ=**જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા**-જ્ઞાન અને વિજ્ઞાનથી જેનો આત્મા તૃપ્ત થયો છે એવો, **કૂટસ્થઃ-વિજિતેંદ્રિયઃ**-અવિકારી અત્યંત જિતેંદ્રિય (અને) **સમલોષ્ટાશ્મકાંચનઃ**-જેને માટીનું ઢેફું, પથ્થર અને સુવર્ણ સરખાં છે એવો **યોગી-યુક્તઃ-ઈતિ-ઉચ્યતે**-યોગી યોગારૂઢ છે એમ કહેવાય છે.

ગુ. અર્થ=જ્ઞાન અને વિજ્ઞાનથી જેનો આત્મા તૃપ્ત થયો છે એવો, અવિકારી, અત્યંત જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર તથા સુવર્ણ જેને સરખાં છે એવો, યોગી યોગારૂઢ છે, એમ કહેવાય છે.

**સુહૃન્મિત્રાર્યુદાસીન, મધ્યસ્થ દ્વેષ્યબંધુષુ ।**
**સાધુષ્વપિ ચ પાપેષુ, સમબુદ્ધિર્વિશિષ્યતે ॥૯॥**

પદ=સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબંધુષુ ।
સાધુષુ–અપિ–ચ–પાપેષુ–સમબુદ્ધિઃ–વિશિષ્યતે. ॥

અન્વય અર્થ=**સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબંધુષુ**-સુહૃત, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ-

ઓમાં સાધુષુ-ચ-પાપેષુ-સાધુઓમાં અને પાપીઓમાં અપિ-પણ (જે) સમબુદ્ધિઃ-વિશિષ્યતે-સમાન બુદ્ધિવાળો છે (તે) શ્રેષ્ઠ છે.

શુ. અર્થ=સુહૃત્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુઓમા, સાધુઓમા, અને પાપીઓમા પણ જે સમાન બુદ્ધિવાળો છે તે શ્રેષ્ઠ છે.

**યોગી યુંજીત સતતં, આત્માનં રહસિ સ્થિતઃ ।**
**એકાકી યતચિત્તાત્મા, નિરાશીરપરિ ગ્રહઃ ॥૯॥**

પદ=યોગી-યુંજીત-સતતં-આત્માનં-રહસિ-સ્થિતઃ ।
એકાકી-યતચિત્તાત્મા-નિરાશીઃ-અપરિગ્રહઃ ॥

અન્વય અર્થ=**એકાકી-યતચિત્તાત્મા**-એકલો રહેલો અંતઃકરણ અને દેહાદિને નિયમમાં રાખનાર, **નિરાશીઃ-અપરિગ્રહઃ-રહસિસ્થિતઃ**-આશારહિત, ભોગાદિ સાધનના સંગ્રહ વિનાનો (અને) એકાંતમાં રહેલો **યોગી-સતતં-આત્માનં-યુંજીત**-યોગી હમેશાં અંતઃકરણને અત્યંત સ્થિર કરે.

શુ. અર્થ=એકલો રહેલો, અંતઃકરણ અને દેહાદિને નિયમમાં રાખનાર, આશારહિત, ભોગાદિ સાધન સંગ્રહ વિનાનો અને એકાંતમાં રહેલો, યોગી હમેશા અંતઃકરણને અત્યંત સ્થિર કરે.

**શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય, સ્થિરમાસન માત્મનઃ ।**
**નાત્યુચ્છ્રિતં નાતિનીચં, ચૈલાજિન કુશોત્તરમ્ ॥૧૧॥**

પદ=શુચૌ–દેશે–પ્રતિષ્ઠાપ્ય–સ્થિરં–આસનં–આત્મનઃ ।
ન–અત્યુચ્છ્રિતં–ન–અતિનીચં–ચૈલાજિનકુશોત્તરમ્ ॥

અન્વય–અર્થ=શુચૌ–દેશે–અત્યુચ્છ્રિતં–ન–પવિત્ર દેશમાં અતિ ઉંચુ નહિં (એવુ) અતિ–નીચં–ન–અતિ નીચું નહિ ચૈલાજિનકુશોત્તરં–વસ્ત્ર, મૃગચર્મ અને દર્ભ ઉત્તરે હોય એવું આત્મનઃ–આસનં–સ્થિરં–પ્રતિષ્ઠાપ્ય–પોતાનું આસન સ્થિર સ્થાપીને.

શુ અર્થ=પવિત્ર દેશમા અતિ ઉંચુ નહિં એવુ અને અતિ નીચુ નહિ એવુ મૃગચર્મ અને વસ્ત્રવાળું પોતાનુ આસન સ્થિર સ્થાપીને.

તત્રૈકાગ્રં મનઃકૃત્વા, યતચિત્તેંદ્રિયક્રિયઃ ।
ઉપવિશ્યાસને યુંજ્યા, દ્યોગમાત્મ વિશુદ્ધયે ॥૧૨॥

પદ=તત્ર–એકાગ્ર–મન–કૃત્વા–યતચિત્તેદ્રિયક્રિય ।
ઉપવિશ્ય–આસને–યુજ્યાત્–યોગં–આત્મવિશુદ્ધયે ॥

અન્વય–અર્થ=તત્ર–આસને–ઉપવિશ્ય–ત્યાં આસન ઉપર બેશીને, યતચિત્તેંદ્રિયક્રિયઃ–ચિત્ત અને ઇંદ્રિયની ક્રિયાને જેણે રોકી છે એવો પુરૂષ મનઃ–એકાગ્રં–કૃત્વા–મનને એકાગ્ર કરીને આત્મવિશુદ્ધયે–યોગં–યુંજ્યાત્–આત્મા–અંત કરણની શુધ્ધિને માટે યોગ કરે.

શુ. અર્થ=ત્યા આસન ઉપર બેશીને, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયા જેણે રોકી છે એવો પુરૂષ, મનને એકાગ્ર કરીને અંત કરણની શુદ્ધિને માટે યોગ કરે.

**સમં કાયશિરોગ્રીવં, ધારયન્નચલંસ્થિરઃ ।**
**સંપ્રેક્ષ્ય નાસિકાગ્રંસ્વં, દિશશ્ચાનવલોકયન્ ॥૧૩॥**

પદ=સમં–કાયશિરોગ્રીવં–ધારયન્–અચલં–સ્થિરઃ ।
સંપ્રેક્ષ્ય–નાસિકાગ્રં–સ્વં–દિશઃ–ચ–અનવલોકયન્ ॥

અન્વય અર્થ=કાયશિરોગ્રીવં–સમં–ચ–અચલં–ધારયન્–દેહ, માથું, અને ડોક, સીધાં અને અચલ રાખતો સ્થિરઃ–સ્થિર પુરુષ દિશઃ–અનવલોકયન્–બીજી દિશાઓને નહિ જોતો છતો સ્વં–નાસિકાગ્રં–સંપ્રેક્ષ્ય–પોતાના નાશિકાના અગ્રભાગને જોઇને.

ગુ. અર્થ=દેહ, માથું, અને ડોક, સીધાં અને અચલ રાખતો સ્થિર પુરુષ બીજી દિશાઓને નહિ જોતો છતો, પોતાના નાસિકાના અગ્રભાગને જોઇને.

**પ્રશાંતાત્મા વિગતભી, બ્રહ્મચારિવ્રતે સ્થિતઃ ।**
**મનઃ સંયમ્ય મચ્ચિત્તો, યુકત આસીત મત્પરઃ॥૧૪॥**

પદ=પ્રશાંતાત્મા–વિગતભીઃ–બ્રહ્મચારિવ્રતે–સ્થિતઃ ।
મનઃ–સંયમ્ય–મચ્ચિત્તઃ–યુકત–આસીત–મત્પરઃ ॥

અન્વય અર્થ=પ્રશાંતાત્મા–વિગતભીઃ–બ્રહ્મચારિવ્રતે–સ્થિતઃ–અત્યંત શાંત ચિત્તવાળો, નિડર, બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિર થયેલો મનઃ–સંયમ્ય–મનનો નિરોધ કરીને મચ્ચિતઃ–મત્પરાયણઃ–યુકતઃ–આસીત–મારામાં ચિત્તવાળો, મારે પરાયણ, સમાધિવાળો બેસે–સ્થિર થાય.

શુ. અર્થ=અત્યંત શાંત ચિત્તવાળો, નિડર, બ્રહ્મચર્યવ્રતમાં સ્થિર થયેલો, મનનો નિરોધ કરીને, મારામાં ચિત્તવાળો, મારે પરાયણ, અને સમાધિવાળો થઇ બેસે.

**યુંજન્નેવં સદાઽઽત્માનં, યોગી નિયતમાનસઃ ।**
**શાંતિં નિર્વાણપરમાં, મત્સંસ્થામધિગચ્છતિ ॥૧૫॥**

પદ=યુંજન્—એવં—સદા—આત્માનં—યોગી—નિયતમાનસઃ ।
શાંતિં—નિર્વાણપરમાં—મત્સંસ્થાં—અધિગચ્છતિઃ ॥

અન્વય અર્થ=**એવં—આત્માનં—સદા—યુંજન્**—એ પ્રમાણે મનને નિત્ય યોગમાં જોડતો. **નિયતમાનસઃ—યોગી**—ચિત્તને વશ રાખનારો યોગી **મત્સંસ્થાં**—મારામાં રહેલી—**નિર્વાણપરમાં—શાંતિં—અધિગચ્છતિ**—ઉત્કૃષ્ટ કૈવલ્યરૂપ શાંતિને પામે છે.

શુ. અર્થ=એ પ્રમાણે નિત્ય મનને યોગમા જોડતો, ચિત્તને વશ રાખનારો યોગી. મારામા રહેલી, ઉત્કૃષ્ટ, કૈવલ્યરૂપ શાંતિને પામે છે.

**નાત્યશ્નતસ્તુયોગોઽસ્તિ, નચૈકાંતમનશ્નતઃ ।**
**ન ચાતિસ્વપ્નશીલસ્ય, જાગ્રતો નૈવ ચાર્જુન ॥૧૬॥**

પદ=ન—અતિ—અશ્નતઃ—તુ—યોગઃ—અસ્તિ—ન—ચ—
એકાન્તં—અનશ્નતઃ ।

ન—ચ—અતિસ્વપ્નશીલસ્ય—જાગ્રતઃ—ન—એવચ—અર્જુન॥

અન્વય અર્થ=**અર્જુન—અત્યશ્નતઃ—યોગઃ—ન—અસ્તિ**—હે અર્જુન ? ઘણું ખાનારને યોગ ( સિધ્ધ ) નથી ( થતો )

ચ-એકાંતં-અનશ્નતઃ-તુ-ન-તેમ કેવળ નહિ ખાનારને પણ ( સિધ્ધ થતો ) નથી. ચ-અતિસ્વપ્નશીલસ્ય-ન-અને અતિ ઉંઘણશીને ( સિધ્ધ થતો ) નથી. ચ-જાગ્રતઃ-ન-એવ-તથા ઉજાગરો કરનારને (પણ સિદ્ધ) નથીજ થતો.

ગુ અર્થ=હે અર્જુન ? ઘણુ ખાનારને યોગ સિધ્ધ થતો નથી, તેમ કેવળ નહિ ખાનારને પણ સિદ્ધ થતો નથી, અને અતિ ઉંઘણશીને સિદ્ધ થતો નથી તથા ઉજાગરો કરનારને પણ યોગ સિદ્ધ થતો નથી જ.

યુક્તાહારવિહારસ્ય, યુક્તચેષ્ટસ્ય કર્મસુ ।
યુક્તસ્વપ્નાવબોધસ્ય, યોગો ભવતિ દુઃખહા ॥૧૭॥

પદ=યુક્તાહારવિહારસ્ય-યુક્તચેષ્ટસ્ય-કર્મસુ ।
યુક્તસ્વપ્નાવબોધસ્ય-યોગ -ભવતિ-દુ.ખહા ॥

અન્વય અર્થ=યુક્તાહારવિહારસ્ય-યોગ્ય આહાર વિહાર વાળાનો કર્મસુ-યુક્તચેષ્ટસ્ય-કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાનો યુક્તસ્વપ્નાવબોધસ્ય-યુકત ઉંઘનાર તથા જાગનારને યોગઃ-દુઃખહા-ભવતિ-યોગ દુ ખ હણનાર થાયછે.

ગુ. અર્થ=યોગ્ય આહાર વિહારવાળાનો, કર્મોમા યોગ્ય ચેષ્ટા વાળાનો, યોગ્ય ઉંઘનાર તથા જાગનારનો, યોગ દુ:ખ હણનારો થાય છે.

યદા વિનિયતં ચિત્ત, માત્મન્યેવાવતિષ્ઠતે ।
નિઃસ્પૃહઃ સર્વકામેભ્યો, યુકત ઈત્યુચ્યતે તદા ॥૧૮॥

પદ=યદા-વિનિયતં-ચિત્તં-આત્મનિ-એવ-અવતિષ્ઠતે ।
નિ સ્પૃહ-સર્વકામેભ્ય -યુકત -ઈતિ-ઉચ્યતે-તદા ॥

અન્વય અર્થ=**યદા-વિનિયતં-ચિત્તં**-જ્યારે અત્યંત એકાગ્રતા પામેલું ચિત્ત, **આત્મનિ-એવ-અવતિષ્ઠતે**-આત્મામાંજ સ્થિતિ કરે છે. **તદા-સર્વકામ્યેભ્યઃ-નિઃસ્પૃહઃ**-ત્યારે સર્વ વિષયોથી નિઃસ્પૃહ થયેલો **યુક્તઃ**-સમાહિત (છે) **ઈતિ-ઉચ્યતે**-એમ કહેવાય છે.

ગુ. અર્થ=જ્યારે અત્યંત એકાગ્રતા પામેલુ ચિત, આત્મામા જ સ્થિતિ કરે છે. ત્યારે સર્વ વિષયોથી નિઃસ્પૃહ થયેલો તે સમાહિત છે એમ કહેવાય છે.

**યથા દીપો નિવાતસ્થો, નેંગતે સોપમા સ્મૃતા ।**
**યોગિનો યતચિત્તસ્ય, યુંજતો યોગમાત્મનઃ ॥૧૯॥**

પદ=યથા-દીપઃ-નિવાતસ્થઃ-ન-ઈંગતે-સા-ઉપમા-સ્મૃતા।
યોગિનઃ-યતચિત્તસ્ય-યુંજતઃ-યોગમ્-આત્મન ।

અન્વય અર્થ=**યથા-નિવાતસ્થઃ-દીતેપઃ**-જેમ વાયુ-રહિત સ્થાનમાં રહેલો દીવો; ન-**ઈંગતે**-ડોલતો નથી **સા-ઉપમા-આત્મનઃ-યોગં-યુંજતઃ**-તે ઉપમા આત્માનો યોગ કરનારા **યતચિત્તસ્ય-યોગિનઃ**-નિરોધ કરેલી ચિત્ત-વૃત્તિ વાળા યોગિને **સ્મૃતા**-ચિંતવન કરેલી છે.

ગુ. અર્થ=જેમ વાયુ રહિત સ્થાનમાં રહેલો દીવો ડોલતો નથી, તે ઉપમા, આત્માનો યોગ કરનારા નિરોધ કરેલી ચિત્તવૃત્તિવાળા યોગીને ચિંતવન કરેલી છે.

**યત્રો પરમતે ચિત્તં, નિરૂદ્ધં યોગસેવયા ।**
**યત્ર ચૈવાત્મનાઽઽત્માનં,પશ્યન્નાત્મનિ તુષ્યતિ ॥૨૦॥**

પદ–યત્ર–ઉપરમતે–ચિત્તં–નિરૂદ્ધં–યોગસેવયા ।
યત્ર–ચ–એવ–આત્મના–આત્માનં–પશ્યન્–આત્મનિ-તુષ્યતિ ॥

અન્વય–અર્થ=**યોગસેવયા–નિરૂદ્ધં–ચિત્તં**–યોગનું અનુષ્ઠાન કરવાથી વૃત્તિ શૂન્ય થયેલું ચિત્ત **યત્ર–ઉપરમતે**–જ્યાં શાંત થાય છે **ચ–યત્ર–આત્મના–આત્માનં–પશ્યન્**–અને જ્યાં આત્મા વડે આત્માને જોતો **આત્મનિ–એવ–તુષ્યતિ**–પોતામાં જ સંતોષ પામે છે.

શુ. અર્થ–યોગનું અનુષ્ઠાન કરવાથી વૃત્તિ શૂન્ય થયેલું ચિત્ત જ્યાં શાંત થાય છે. અને જ્યાં આત્માવડે આત્માને જોતો પોતામાંજ સંતોષ પામે છે. તે માણસમાં યોગ છે એમ જાણવું.

**સુખમાત્યંતિકંયત્તદ્, બુદ્ધિ ગ્રાહ્યમતીંદ્રિયમ્ ।**
**વેત્તિ યત્ર ન ચૈવાયં, સ્થિતશ્ચલતિતત્ત્વતઃ ॥૨૧॥**

પદ=સુખં–આત્યન્તિકં–યત્–તત્–બુદ્ધિગ્રાહ્યં–અતીંદ્રિયમ્ ।
વેત્તિ–યત્ર–ન–ચ–એવ–અયં–સ્થિતઃ–ચલતિ–તત્ત્વતઃ॥

અન્વય અર્થ=**અતીંદ્રિયં–બુદ્ધિગ્રાહ્યં–આત્યંતિકં–યત્–સુખં**–ઇંદ્રિયોથી ગ્રહણ ન કરાય તેવું (પણ) બુદ્ધિવડે અનુભવાય તેવું નિરતિશય જે સુખ (છે) **તત્–યત્ર–વેત્તિ–ચ–અયં–સ્થિતઃ**–તે સુખ જે સ્થિતિમાં જાણે છે,

અને આ સ્થિત થએલો પુરૂષ તત્ત્વતઃ-ન-એવ-ચલતિ-તત્ત્વથી નથી જ ચલતો (તેને યોગ જાણવો).

ગુ. અર્થ=ઇંદ્રિયોથી ગ્રહણ ન કરાય તેવું પણ માત્ર બુદ્ધિવડે અનુભવાય તેવું નિરતિશય જે સુખ છે; તે સુખ જે સ્થિતિમા જાણે છે. અને આ સ્થિત થયેલો પુરૂષ તત્ત્વથી નથી જ ચલતો તેને યોગ જાણવો.

યં લબ્ધ્વા ચાપરંલાભં, મન્યતે નાધિકંતતઃ ।
યસ્મિંસ્થિતોનદુઃખેન, ગુરૂણાપિ વિચાલ્યતે ॥૨૨॥

પદ=યં-લબ્ધ્વા-ચ-અપરં-લાભં-મન્યતે-ન-અધિકં-તતઃ।
યસ્મિન્-સ્થિતઃ-ન-દુઃખેન-ગુરૂણા-અપિ-વિચાલ્યતે ॥

અન્વય અર્થ=યં-લબ્ધ્વા-અપરં-લાભં-તતઃ-અધિકં-ન-મન્યતે-જેને પામીને બીજા લાભને તેથી અધિક માનતો નથી. ચ-યસ્મિન્-સ્થિતઃ-અને જેમાં સ્થિત થએલો, ગુરૂણા-દુઃખેન-અપિ-ન-વિચાલ્યતે-મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી.

ગુ. અર્થ=જેને પામીને બીજા લાભને તેથી અધિક માનતો નથી, અને જેમાં સ્થિત થએલો મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી.

તં વિદ્યાદ્દુઃખસંયોગ, વિયોગં યોગસંજ્ઞિતમ્ ।
સ નિશ્ચયેન યોક્તવ્યો, યોગો નિર્વિણ્ણ ચેતસા ॥૨૩॥

પદ=તં-વિદ્યાત્-દુઃખસંયોગવિયોગં-યોગસંજ્ઞિતમ્ ।
સઃ-નિશ્ચયેન-યોક્તવ્યઃ-યોગઃ-અનિર્વિણ્ણચેતસા ॥

અન્વય અર્થ=તં—દુઃખસંયોગવિયોગં—યોગસંજ્ઞિતં—વિદ્યાત્—તે દુઃખના સંયોગના વિયોગને યોગ નામ જાણવું. સઃ—યોગઃ—અનિર્વિણ્ણચેતસા—તે યોગ કંટાળા વગરના ચિત્તથી નિશ્ચયેન—યોક્તવ્યઃ—નિશ્ચયવડે યોજવો —અનુષ્ઠાન કરવા લાયક છે.

શુ. અર્થ=તે દુઃખના સંયોગના વિયોગને યોગ નામ જાણવું. તે યોગ કંટાળા વગરના ચિત્તથી નિશ્ચયવડે યોજવો. એટલે તેનું અનુષ્ઠાન કરવું.

સંકલ્પ પ્રભવાન્કામાં, સ્ત્યક્ત્વા સર્વાનશેષતઃ ।
મનસૈવેંદ્રિયગ્રામં, વિનિયમ્ય સમંતતઃ ॥ ૨૪ ॥

પદ=સંકલ્પપ્રભવાન્—કામાન્—ત્યક્ત્વા—સર્વાન્—અશેષતઃ ।
મનસા—એવ—ઇંદ્રિયગ્રામં—વિનિયમ્ય—સમંતતઃ ॥

અન્વય અર્થ=સંકલ્પપ્રભવાન્—સર્વાન્—કામાન્—અશેષતઃ—ત્યક્ત્વા—સંકલ્પથી ઉત્પન્ન થએલી સર્વ ભાવનાઓને નિઃશેષ ત્યજીને, સમંતતઃ—ઈંદ્રિયગ્રામં—મનસા—એવ—વિનિયમ્ય—બધી તરફથી ઇંદ્રિયના સમુહને મનવડે જ નિયમમાં લાવીને.

શુ. અર્થ=સંકલ્પથી ઉત્પન્ન થએલી સર્વ ભાવનાઓને નિઃશેષ ત્યજીને બધી તરફથી ઇંદ્રિયના સમુહને મનવડે જ નિયમમાં લાવીને.

શનૈઃ શનૈઃ રૂપરમે, દ્બુદ્ધ્યા ધૃતિ ગૃહીતયા ।
આત્મસંસ્થં મનઃ કૃત્વા, નકિંચદપિ ચિન્તયેત્ ॥૨૫॥

પદ=શનૈઃ-શનૈઃ-ઉપરમેત્-બુધ્ધ્યા-ધૃતિગૃહીતયા ।
આત્મસંસ્થં-મનઃ-કૃત્વા-ન-કિંચિત્-અપિ-ચિન્તયેત્ ॥

અન્વય અર્થ=ધૃતિગૃહીતયા-બુદ્ધયા-ધૈર્યવાળી-બુદ્ધિવડે **શનૈઃ-શનૈઃ-ઉપરમેત્**-ધીમે ધીમે (મનને) વૃત્તિ શૂન્ય કરે. **મનઃ-આત્મસંસ્થં-કૃત્વા-કિંચિદપિ-ન-ચિંતયેત્**-મનને આત્માને વિષે સ્થિર કરીને કાંઇપણ ચિંતવન ન કરે.

ગુ. અર્થ=ધૈર્યવાળી બુદ્ધિવડે ધીમે ધીમે મનને વૃત્તિ શૂન્ય કરે અને મનને આત્માને વિષે સ્થિર કરીને કાંઈપણ ચિંતવન ન કરે.

**યતો યતો નિશ્ચરતિ, મનશ્ચંચલમસ્થિરમ્ ।**
**તતસ્તતો નિયમ્યૈત, દાત્મન્યેવ વશંનયેત્ ॥ ૨૬ ॥**

પદ=યતઃ-યતઃ-નિશ્ચરતિ-મનઃ-ચંચલં-અસ્થિરમ્ ।
તતઃ-તતઃ-નિયમ્ય-એતત્-આત્મનિ-એવ-વશં-નયેત્ ॥

અન્વય અર્થ=**ચંચલં-અસ્થિરં-મનઃ**-ચંચલ અને અસ્થિર મન, **યતઃ-યતઃ-નિશ્ચરતિ**-જે જે નિમિત્તથી બહાર નિકળી જાય. **તતઃ-તતઃ-નિયમ્ય**-તે તે નિમિત્તથી પાછું ખેંચીને **એતત્-આત્મનિ-એવ-વશં-નયેત્**-એને આત્મામાં જ વશ કરવું.

ગુ. અર્થ=ચંચલ અને અસ્થિર મન, જે જે નિમિત્તથી બહાર નિકળી જાય. તેતે નિમિત્તથી પાછું ખેંચીને એને-મનને આત્માગાં જ વશ કરવું.

**પ્રશાંતમનસં હ્યેનં, યોગિનં સુખમુત્તમમ્ ।**
**ઉપૈતિ શાંત રજસં, બ્રહ્મભૂતમકલ્મપમ્ ॥૨૭ ॥**

પદ=પ્રશાંતમનસં–હિ–એનં–યોગિનં–સુખં–ઉત્તમમ્ ।
ઉપૈતિ–શાન્તરજસં–બ્રહ્મભૂતં–અકલ્મપમ્ ॥

અન્વય અર્થ=**પ્રશાંતતમનસં–શાંતરજસં**–શાંત-મનવાળા, રજોગુણ જેનો નિવૃત્તિ થયો છે એવા. **બ્રહ્મ-ભૂતં–અકલ્મશં**–બ્રહ્મરૂપ થએલા પાપપુણ્ય રહિત **એનં–યોગિનં**–એવા યોગીને **હિ–ઉત્તમં–સુખં–ઉપૈતિ**–નિશ્ચય ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

ગુ. અર્થ=શાંત મનવાળા રજોગુણ જેનો નિવૃત્ત થયો છે એવા, બ્રહ્મરૂપ થયેલા, પાપપુણ્ય રહિત એવા યોગીને નિશ્ચય ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

**યુંજન્નેવં સદાઽઽત્માનં, યોગી વિગતકલ્મષઃ ।**
**સુખેન બ્રહ્મ સંસ્પર્શં, મત્યંતં સુખમશ્નુતે ॥૨૮॥**

પદ=યુંજન્–એવં–સદા–આત્માનં–યોગી–વિગતકલ્મષઃ ।
સુખેન–બ્રહ્મસંસ્પર્શં–અત્યંતં–સુખં–અશ્નુતે ॥

અન્વય–અર્થ=**એવં–સદા–આત્માનં–યુંજન્**–એ પ્રમાણે નિત્ય ચિત્તને સમાહિત કરતો **વિગતકલ્મષઃ–યોગી** પાપપુણ્ય રહિત યોગી **બ્રહ્મસંસ્પર્શં–અત્યંતં–સુખં**–આત્માનુભવના નિરતિશય સુખને **સુખેન–અશ્નુતે**–અનાયાસે પામે છે.

ગુ. અર્થ=એ પ્રમાણે નિત્ય ચિત્તને સમાહિત કરતો, પાપપુણ્ય રહિત યોગી આત્માનુભવના નિરતિશય સુખને અનાયાસે પામે છે.

**સર્વભૂતસ્થમાત્માનં, સર્વભૂતાનિ ચાત્મનિ ।**
**ઇક્ષિતે યોગયુક્તાત્મા, સર્વત્ર સમદર્શનઃ ॥ ૨૯ ॥**

પદ=સર્વભૂતસ્થં–આત્માનં–સર્વભૂતાનિ–ચ–આત્મનિ ।
ઈક્ષતે–યોગયુક્તાત્મા–સર્વત્ર–સમદર્શનઃ ॥

અન્વય અર્થ=**સર્વત્ર–સમદર્શનઃ–યોગયુક્તાત્મા**–બધામાં સરખી દ્રષ્ટિવાળો, સમાહિત અંતઃકરણવાળો–યોગી **આત્માનં–સર્વભૂતસ્થં**–આત્માને સર્વભૂતમાં **ચ–સર્વભૂતાનિ–આત્મનિ–ઈક્ષતે**–સર્વભૂતોને આત્મામાં જુવે છે.

ગુ. અર્થઃ—બધામા સરખી દષ્ટિવાળો, સમાહિત અંતઃકરણ વાળો,–યોગી, આત્માને સર્વભૂતમા અને સર્વભૂતોને આત્મામાં જુવે છે.

**યો માં પશ્યતિ સર્વત્ર, સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ, સચ મે ન પ્રણશ્યતિ ॥૩૦॥**

પદ=યઃ–માં–પશ્યતિ–સર્વત્ર–સર્વં–ચ–મયિ–પશ્યતિ ।
તસ્ય–અહં–ન–પ્રણશ્યામિ–સઃ–ચ–મે–ન–પ્રણશ્યતિ ॥

અન્વય અર્થ=**યઃ–માં–સર્વત્ર–પશ્યતિ**–જે મને સઘળે જુવે છે. **ચ–સર્વં–મયિ–પશ્યતિ**–અને સર્વને મારામાં જુવે છે. **તસ્ય–અહં–ન–પ્રણશ્યામિ**–તેને હું જુદો જાણતો નથી, **ચ–સઃ–મે–ન–પ્રણશ્યતિ**–અને તે મને પરોક્ષ થતો નથી.

ગુ. અર્થ=જે મને સઘળે જુવે છે. અને સર્વને મારામાં જુવે છે. તેને હું જુદો જાણતો નથી. અને તે મને જુદો થતો નથી.

**સર્વભૂતસ્થિતં યો માં, ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ, સયોગી મયિ વર્તતે ॥૩૧॥**

પદ=સર્વભૂતસ્થિતં–યઃ–માં–ભજતિ–એકત્વં–આસ્થિતઃ ।
સર્વથા–વર્ત્તમાનઃ–અપિ–સઃ–યોગી–મયિ–વર્તતે ॥

અન્વય–અર્થ=**યઃ–એકત્વં–આસ્થિતઃ**–જે એકત્વને આશ્રય કરેલો છે. **સર્વભૂતસ્થિતં–માં–ભજતિ**–સર્વભૂતોમાં રહેલા મને ભજે છે. **સઃ–યોગી**–તે યોગી **સર્વથા–વર્ત્તમાનઃ–અપિ**–સર્વ પ્રકારે રહેતો છતો પણ **મયિ–વર્ત્તતે**–મારામાં વર્તે છે.

ગુ. અ=જે એકત્વને આશ્રય કરી રહેલો, સર્વભૂતોમા રહેલા મને ભજે છે. તે યોગી સર્વ પ્રકારે રહેતો છતો પણ મારામાં વર્તે છે.

**આત્મૌપમ્યેન સર્વત્ર, સમં પશ્યતિ યોઽર્જુન ।**
**સુખં વા યદિ વા દુઃખં, સ યોગી પરમો મતઃ ॥૩૨॥**

પદ=આત્મૌપમ્યેન–સર્વત્ર–સમં–પશ્યતિ–યઃ–અર્જુન ।
સુખં–વા–યદિ–વા–દુખં–સઃ–યોગી–પરમઃ–મતઃ ॥

અન્વય અર્થ=**અર્જુન–યઃ–સર્વત્ર–આત્મૌપમ્યેન**–હે અર્જુન ? જે સર્વભૂતોમાં પોતાના દૃષ્ટાંત વડે **સુખં–વા–યદિ–વા–દુઃખ**–સુખને અથવા દુઃખને **સમં–શ્યતિ**–

મરખાં જુવે છે. **મઃ-યોગી-પરમઃ-મતઃ**-તે યોગી શ્રેષ્ઠ માનેલો છે.

ગુ. અ=હે અર્જુન ? જે યોગી સર્વ ભૂતોમા પોતાના દષ્ટાતવડે સુખને અથવા દુખને સરખા જુવે છે તે યોગીને મે સર્વ યોગીઓમ શ્રેષ્ઠ માનેલો છે.

અર્જુન-ઉવાચ-અર્જુન બોલ્યો.

**યોઽયં યોગસ્ત્વયા પ્રોક્તઃ, સામ્યેન મધુસૂદન ।**
**એતસ્યાહંન પશ્યામિ, ચંચલત્વાત્સ્થિતિ સ્થિરામ્ ॥૩૩॥**

પદ=ય –અય –યોગઃ–ત્વયા–પ્રોક્ત –સામ્યેન–મધુસૂદન ।
એતસ્ય–અહ –ન–પશ્યામિ–ચ ચલત્વાત્–સ્થિત સ્થિરામ્ ॥

અન્વય અર્થ=**મધુસૂદન–યઃ–અયં–યોગઃ–ત્વયા**–હે મધુસૂદન ? જે આયોગ તમે **સામ્યેન–પ્રોક્તઃ**–સાધારણ પણાવડે કહ્યો **એતસ્ય–સ્થિરાં–સ્થિતિં**–આની સ્થિર સ્થિતિને **અહં–ચંચલત્વાત્–ન–પશ્યામિ**–હુ ચ ચલપણાથી જોતો નથી.

ગુ. અ=હે મધુસૂદન ! જે આયોગ તમે સાધારણપણાવડે કહ્યો આની સ્થિર સ્થિતિને હું મનના ચચલપણાથી જોતો નથી

**ચંચલં હિ મનઃ કૃષ્ણ, પ્રમાથિ બલવત્ દઢમ્ ।**
**તસ્યાહં નિગ્રહં મન્યે, વાયોરિવ સુદુષ્કરમ્ ॥૩૪॥**

પદ=ચંચલં–હિ–મન –કૃષ્ણ–પ્રમાથિ–બલવત–દૃઢમ્ ।
તસ્ય–અહ –નિગ્રહં=મન્યે–વાયોઃ–ઇવ–સુદુષ્કરમ્

અન્વય-અર્થ=કૃષ્ણ-હિ-મનઃ-ચંચલં-હે શ્રીકૃષ્ણ ખરેખર મન ચંચલ, પ્રમાથિ-બલવત્-દ્રઢં-વિહ્લલ કરનાર, બલવાન્ અને દ્રઢ છે, તસ્ય-નિગ્રહં-અહં-વાયોઃ-ઈવ-સુદુષ્કરં-મન્યે-તેના નિગ્રહને હું વાયુના જેવો અત્યંત કઠિણ માનું છું.

શુ. અ=હે શ્રીકૃષ્ણ ! ખરેખર મન ચંચલ, વિહ્લલ કરનાર, બલવાન્ અને દ્રઢ છે. તેના નિગ્રહને હું વાયુના જેવો અત્યંત કઠિણ માનુ છું.

શ્રી ભગવાન ઉવાચ-શ્રી ભગવાન બોલ્યા.

અસંશયં મહાબાહો, મનોદુર્નિગ્રહં ચલમ્ ।
અભ્યાસેન તુ કૌંતેય, વૈરાગ્યેણ ચ ગૃહ્યતે ॥ ૩૫ ॥

પદ=અસંશયં-મહાબાહો-મનઃ-દુર્નિગ્રહં-ચલમ્ ।
અભ્યાસેન-તુ-કૌન્તેય-વૈરાગ્યેણ-ચ-ગૃહ્યતે ॥

અન્વય-અર્થ=મહાબાહો-મનઃ-દુર્નિગ્રહં-ચલં-હે મહાબાહો-અર્જુન ? મન જેનો નિરોધ કરવો કઠણ છે એવું, ચંચલ ( છે એ ) અસંશયં-તુ-સંદેહ રહિત છે પણ કૌંતેય-અભ્યાસેન-ચ-વૈરાગ્યેણ-હે અર્જુન ? અભ્યાસવડે અને વૈરાગ્યવડે ગૃહ્યતે-( એ મનનો ) નિરોધ કરી શકાય છે.

શુ. અ=હે અર્જુન ! મન જેનો નિરોધ કરવો કઠણ છે એવું, ચંચલ છે એ, સંદેહ રહિત છે પણ, હે અર્જુન ! અભ્યાસવડે અને વૈરાગ્યવડે એમનનો નિરોધ કરી શકાય છે.

**અસંયતાત્મના યોગો, દુષ્પ્રાપ ઇતિ મે મતિઃ ।**
**વશ્યાત્મના તુ યતતા, શક્યોઽવાપ્તુમુપાયતઃ ॥૩૬॥**

પદ=અસંયતાત્મના–યોગઃ–દુષ્પ્રાપઃ–ઇતિ–મે–મતિ ।
વશ્યાત્મના–તુ–યતતા–શક્યઃ–અવાપ્તું–ઉપાયતઃ ॥

અન્વય અર્થ=**અસંયતાત્મના–યોગઃ–દુષ્પ્રાપઃ–ઇતિ–મે–મતિઃ**–જેણે દેહાદિને વશ રાખેલાં નથી એવાને યોગ દુપ્રાપ્ય છે એવી મારી મતિ છે. **તુ–વશ્યાત્મના** પણ જેણે દેહાદિ વશ રાખ્યાં છે એવા **યતતા–ઉપાયતઃ–અવાપ્તું–શક્યઃ**–પ્રયત્ન કરનારાઓએ ઉપાયથી મેળવવાને શક્ય છે.

ગુ. અ=જેણે દેહાદિને વશ રાખેલાં નથી એવાને, યોગ દુષ્પ્રાપ્ય છે. એવી મારી મતિ છે. પણ જેણે દેહાદિ વશ રાખ્યાં છે એવા યત્ન કરનારાએ ઉપાયથી મેળવવાને શક્ય છે.

અર્જુન ઉવાચ–અર્જુન બોલ્યો.

**અયતિઃ શ્રદ્ધયોપેતો, યોગાચ્ચલિતમાનસઃ ।**
**અપ્રાપ્ય યોગસંસિદ્ધિં, કાં ગતિં કૃષ્ણ ગચ્છતિ ॥૩૭॥**

પદ=અયતિઃ–શ્રદ્ધયા–ઉપેતઃ–યોગાત્–ચલિતમાનસઃ ।
અપ્રાપ્ય–યોગસંસિદ્ધિં–કાં–ગતિં–કૃષ્ણ–ગચ્છતિ ॥

અન્વય અર્થ=**શ્રદ્ધયા–ઉપેતઃ–અયતિઃ**–શ્રદ્ધાએ યુક્ત યોગમાર્ગમાં પ્રયત્ન ન કરનારો **યોગાત્–ચલિતમાનસઃ**–યોગથી ચલાયમાન થયેલા મનવાળો **યોગસંસિદ્ધિં**–

અપ્રાપ્ય-યોગસિદ્ધિ-કૈવલ્ય ને નહિ પામીને કૃષ્ણ-કાં-ગતિં-ગચ્છતિ-હે શ્રીકૃષ્ણ ? કઈ ગતિને પામે છે.

ગુ. અ=શ્રદ્ધાવાળો યોગમા યત્ન ન કરનારો અને અંતકાલે યોગથી ચલાયમાન મનવાળો યોગી કૈવલ્યને નહિં પામીને હે શ્રી કૃષ્ણ ? કઇ ગતિને પામે છે.

કચ્ચિન્નો ભયવિભ્રષ્ટ, શ્છિન્નાભ્રમિવનશ્યતિ ।
અપ્રતિષ્ઠો મહાબાહો, વિમૂઢો બ્રહ્મણઃ પથિ ॥૩૮॥

પદ=કચ્ચિત્-ન-ઉભયવિભ્રષ્ટઃ-છિન્નાભ્રં-ઈવ-નશ્યતિ ।
અપ્રતિષ્ઠઃ-મહાબાહો-વિમૂઢઃ-બ્રહ્મણઃ-પથિ ॥

અન્વય અર્થ=મહાબાહો-બ્રહ્મણઃ-પથિ-વિમૂઢઃ-હે મહાબાહો ? બ્રહ્મના માર્ગમાં અત્યંત મૂઢ અપ્રતિષ્ઠ-ઉભયવિભ્રષ્ટઃ-કર્મ અને ઉપાસનાના આશ્રય વિનાનો ઉભયભ્રષ્ટ છિન્નાભ્રં-ઇવ-કચ્ચિત્-ન-નશ્યતિ-વિખૂટા પડેલા પાદળાની પેઠે શું નથી નાશ પામતો ?

ગુ. અ=હે મહાબાહો ! બ્રહ્મના માર્ગમાં અત્યંત ગુઢ, કર્મ અને ઉપાસનાના આશ્રય વિનાનો, ઉભયભ્રષ્ટ વિખૂટા પડેલા વાદળાની પેઠે શું નથી નાશ પામતો ?

એતન્મે સંશયં કૃષ્ણ, છેત્તુમર્હસ્યશેષતઃ ।
ત્વદન્યઃ સંશયસ્યાસ્ય, છેત્તાનહ્યુ પપદ્યતે ॥૩૯॥

પદ=એતત્-મે-સંશયં-કૃષ્ણ-છેત્તું-અર્હસિ-અશેષત ।
ત્વત્-અન્યઃ-સંશયસ્ય-અસ્ય-છેત્તા-ન-હિ-ઉપપદ્યતે

અન્વય અર્થ—કૃષ્ણ—મે—એતત્—સંશયં—હે શ્રીકૃષ્ણ? મારા આ સંશયને **અશેષતઃ—છેત્તું—અર્હસિ**—નિઃશેષ કાપી નાખવાને (તમે) યોગ્ય છો, **હિ—ત્વત્—અન્યઃ**—નક્કી તમારા વિના બીજો કોઇ **અસ્ય—સંશયસ્ય—છેત્તા—ન—ઉપપદ્યતે**—આ સંશયને છેદનારો સંભવતો નથી.

ગુ. અ=હે શ્રીકૃષ્ણ ! મારા આ સંશયને નિઃશેષ કાપી નાખવાને તમે યોગ્ય છો. નક્કી તમારા વિના બીજો કોઇ આ સંશયને છેદનારો સંભવતો નથી,

શ્રીભગવાન્ ઉવાચ—શ્રીભગવાન્ બોલ્યા.

**પાર્થ નૈવેહ નામુત્ર, વિનાશસ્તસ્ય વિદ્યતે ।**
**નહિ કલ્યાણ કૃત્કશ્ચિત્, દુર્ગતિં તાત ગચ્છતિ ॥૪૦॥**

પદ=પાર્થ—ન—એવ—ઇહ—ન—અમુત્ર—વિનાશ—તસ્ય—વિદ્યતે ।
ન—હિ—કલ્યાણકૃત—કશ્ચિત—દુર્ગતિં—તાત—ગચ્છતિ ॥

અન્વય અર્થ=**પાર્થ—તસ્ય—વિનાશઃ—ઇહ—ન—એવ—વિદ્યતે**—હે પાર્થ ? તેનો નાશ અહિંઆં વિદ્યમાન નથી. (ને) **ન—અમુત્ર**—પરલોકમાં પણ નથી. **હિ—તાત—કશ્ચિત્—કલ્યાણકૃત્**—કેમકે હે તાત ? કોઇપણ કલ્યાણ કરનારો **દુર્ગતિં—ન—ગચ્છતિ**—દુર્ગતિને પામતો નથી.

ગુ. અ=હે પાર્થ ! તેનો નાશ આલોકમા વિદ્યમાન નથી, ને પરલોકમા પણ નથી. કેમકે હે તાત ! કોઇ પણ કલ્યાણ કરનારો દુર્ગતિને પામતો નથી.

**પ્રાપ્ય પુણ્ય કૃતાઁલ્લોકા, નુષિત્વાશાશ્વતીઃ સમાઃ ।**
**શુચીનાં શ્રીમતાં ગેહે, યોગભ્રષ્ટોઽભિજાયતે ॥૪૧॥**

પદ=પ્રાપ્ય–પુણ્યકૃતાન્–લોકાન્–ઉષિત્વા–શાશ્વતીઃ–સમાઃ ।
શુચીનાં–શ્રીમતાં–ગેહે–યોગભ્રષ્ટઃ–અભિજાયતે ॥

અન્વય અર્થ=પુણ્યકૃતાન્–લોકાન્–પ્રાપ્ય–પુણ્યવાળાના લોકોને પામીને **શાશ્વતીઃ–સમાઃ**–**ઉષિત્વા**–(ત્યાં) ઘણા કાળ સુધી વશીને **શુચીનાં–શ્રીમતાં–ગેહે–યોગભ્રષ્ટઃ–અભિજાયતે**--પવિત્ર અને ધનવાનના ઘરમાં યોગભ્રષ્ટ પુરૂષ ઉત્પન્ન થાય છે.

શુ. અ=પુણ્યવાળાના લોકોને પામીને ત્યાં ઘણા કાળ સુધી રહીને પવિત્ર અને સંપત્તિવાનના ઘરમાં યોગભ્રષ્ટ-પુરૂષ ઉત્પન્ન થાય છે.

**અથવા યોગિનામેવ, કુલેભવતિ ધીમતામ્ ।**
**એતદ્ધિ દુર્લભતરં, લોકે જન્મ યદીદશમ્ ॥૪૨॥**

પદ=અથવા–યોગિનાં–એવ–કુલે–ભવતિ–ધીમતામ્ ।
એતત્–હિ–દુર્લભતરં–લોકે–જન્મ–યત્–ઇદૃશમ્ ॥

અન્વય અર્થ=**અથવા–ધીમતાં–યોગિનાં–કુલે–એવ**–અથવા બુદ્ધિમાન્ યોગીના કુલમાં જ **ભવતિ**–ઉત્પન્ન થાય છે. **હિ–લોકેઈદૃશં–યત્–જન્મ–એતત્–દુર્લભતરં**–ખરેખર આ લોકમાં આવો જે જન્મ એ અતિ દુર્લભ છે.

ગુ. અર્થ=અથવા બુદ્ધિમાન્ યોગીના કુલમાંજ ઉત્પન્ન થાય છે. ખરેખર આ લોકમાં આવો જે જન્મ એ અત્યંત દુર્લભ છે.

**તત્ર તં બુદ્ધિ સંયોગં, લભતે પૌર્વદેહિકમ્ ।**
**યતતે ચ તતો ભૂયઃ, સંસિદ્ધૌ કુરૂનંદન ॥ ૪૩ ॥**

પદ=તત્ર-તં-બુદ્ધિસંયોગં, લભતે-પૌર્વદેહિકમ્ ।
યતતે-ચ-તતઃ-ભૂયઃ-સંસિદ્ધૌ-કુરૂનન્દન ॥

અન્વય અર્થ=તત્ર-તં-પૌર્વદેહિકં-બુદ્ધિસંયોગં-લભતે-તે યોગીના કુલમાં તે પુર્વ દેહના બુદ્ધિસંયોગને પામે છે. ચ-તતઃ-અને ત્યારપછી કુરૂનંદન-સંસિદ્ધૌ-ભૂયઃ-યતતે-હે કુરૂનંદન ? સિદ્ધિને માટે કૈવલ્યને માટે વધારે યત્ન કરે છે.

ગુ. અર્થ=ત્યાં તે યોગીના કુલમાં તે યોગી પૂર્વ દેહના બુદ્ધિ સંયોગને પામે છે. અને ત્યારપછી હે કુરૂનંદન ? સિદ્ધિને માટે-જ્ઞાનને માટે તે વધારે યત્ન કરે છે.

**પૂર્વાભ્યાસેન તેનૈવ, હ્રિયતે હ્યવશોઽપિસઃ ।**
**જિજ્ઞાસુરપિ યોગસ્ય, શબ્દબ્રહ્માતિ વર્તતે ॥૪૪॥**

પદ=પૂર્વાભ્યાસેન-તેન-એવ-હ્રિયતે-હિ-અવશ.-અપિ-સઃ।
જિજ્ઞાસુઃ-અપિ-યોગસ્ય-શબ્દબ્રહ્મ-અતિવર્તતે ॥

અન્વય અર્થ=સઃ-અવશઃ-અપિ-તે અવશ છતો પણ, તેન-પૂર્વાભ્યાસેન-એવ-તે પુર્વના અભ્યાસ વડે જ હ્રિયતે-ખેંચાઈ જાય છે. હિ-યોગસ્ય-જિજ્ઞાસુઃ-અપિ-

નિશ્ચય યોગને। જીજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મ-અતિવર્ત્તતે-કર્મકાંડરૂપ વેદોક્ત ફલને અતિક્રમણ કરે છે.

ગુ. અર્થ=તે અવશ છતા પણ તે પૂર્વના અભ્યાસ વડે જ ખેચાઈ જાય છે. નિશ્ચય યોગને। જીજ્ઞાસુ પણ કર્મકાંડરૂપ વેદોક્ત ફલને અતિક્રમણ કરે છે.

પ્રયત્નાદ્યતમાનસ્તુ, યોગીસંશુદ્ધ કિલ્વિષઃ ।
અનેક જન્મ સંસિદ્ધ, સ્તતો યાતિ પરાં ગતિમ્॥૪૫॥

પદ=પ્રયત્નાત્-યતમાનઃ-તુ-યોગી-સંશુદ્ધકિલ્વિષઃ ।
અનેકજન્મસસિદ્ધઃ-તતઃ-યાતિ-પરાં-ગતિમ્ ॥

અન્વય અર્થ=પ્રયત્નાત્-યતમાનઃ--સંસિદ્ધકિલ્વિષઃ-પ્રયત્નથી (વધારે) પ્રયત્ન કરનાર પાપ જેનાં શુદ્ધ થઈ ગયાં છે એવો અનેકજન્મસંસિદ્ધઃ-યોગી-તુ-અનેક જન્મથી શુદ્ધ થએલો યોગી તો તતઃ-પરાં-ગતિં-યાતિ-ત્યારપછી ઉત્તમ ગતિ-કૈવલ્ય-મોક્ષને પામે છે.

ગુ. અર્થ=પ્રયત્નથી વધુ પ્રયત્ન કરનાર જેના પાપ શુદ્ધ થઇ ગયા છે એવો, અનેક જન્મથી શુદ્ધ થયેલો યોગી તો ત્યાર પછી, ઉત્તમ ગતિ મોક્ષને પામે છે.

તપસ્વિભ્યોઽધિકોયોગી, જ્ઞાનિભ્યોપિમતોઽધિકઃ ।
કર્મિભ્યશ્ચાધિકો યોગી, તસ્માદ્યોગી ભવાર્જુન ॥૪૬॥

પદ=તપસ્વિભ્યઃ-અધિકઃ-યોગી-જ્ઞાનિભ્યઃ-અપિ-મતઃ-અધિકઃ ।
કર્મિભ્યઃ-ચ-અધિકઃ-યોગી-તસ્માત્-યોગી-ભવ-અર્જુન ॥

અન્વય-અર્થ=યોગી-તપસ્વિભ્યઃ-અધિકઃ-યોગી તપસ્વિઓ કરતાં અધિક (છે) જ્ઞાનિભ્યઃ-અપિ-યોગી-અધિકઃ-જ્ઞાનીઓથી પણ યોગી અધિક (છે) ચ-કર્મિભ્યઃ-અધિકઃ-મતઃ-તથા કર્મઠો કરતાં પણ અધિક માનેલો છે. તસ્માત્-અર્જુન-યોગી-ભવ-તેટલા માટે હે અર્જુન તું યોગી થા.

ગુ. અર્થ=યોગી તપસ્વિઓ કરતાં અધિક છે, જ્ઞાનીઓથી પણ યોગી અધિક છે. તથા કર્મઠોથી પણ યોગી અધિક માનેલો છે તેટલા માટે હે અર્જુન! તું યોગી થા.

**યોગિનામપિ સર્વેષાં, મદ્ગતેનાંતરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ભજતેયોમાં, સમેયુક્ત તમો મતઃ ॥૪૭॥**

પદ=યોગિનાં-અપિ-સર્વેષાં-મદ્ગતેન-અંતરાત્મના ।
શ્રદ્ધાવાન્-ભજતે-યઃ-માં-સઃ-મે-યુક્તતમઃ-મતઃ ॥

અન્વય અર્થ=સર્વેષાં-યોગિનાં-અપિ-સર્વે યોગીઓમાં પણ -શ્રદ્ધાવાન્-જે શ્રદ્ધાવાળા, મદ્ગતેન-અંતરાત્મના-માં-ભજતે-મારામાં અર્પણ કરેલા ચિત્તવડે મને ભજે છે; સઃ-મે-યુક્તતમઃ-મતઃ-તે મારો અતિશય સમાહિત માનેલો છે.

ગુ. અર્થ=સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો મારામાં અર્પણ કરેલા ચિત્તવડે મને ભજે છે તે મારો અતિશય સમાહિત માનેલો છે.

ઇતિ શ્રી. મ. ભ. ગીતા બ્ર. યો. શ્રીકૃષ્ણાર્જુન સંવાદે
અધ્યાત્મયોગ નામનો ૬ ઠ્ઠો અધ્યાય સમાપ્ત.
શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

---

# જ્ઞાનયોગ અ૦ ૭ મો.



શ્રી ભગવાન્ ઉવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

**મય્યાસક્તમનાઃ પાર્થ, યોગં યુંજન્મદાશ્રયઃ ।**
**અસંશયં સમગ્રંમાં, યથાજ્ઞાસ્યસિ તચ્છૃણુ ॥ ૧ ॥**

પદ=મયિ-આસક્તમનાઃ-પાર્થ-યોગં-યુંજન્-મદાશ્રયઃ ।
અસંશયં-સમગ્રં-માં-યથા-જ્ઞાસ્યસિ-તત્-શૃણુ ॥

અ. અર્થ=પાર્થ-મયિ-આસક્તમનાઃ-હે પાર્થ? મારામાં આસક્ત મનવાળો, મદાશ્રયઃ-યોગં-યુંજન્-મારે આશ્રયે રહેલો યોગ કરતો (તું) યથા-સમગ્રં-માં-જેવી રીતે સર્વ વિભૂતિવાળા મને અસંશયં-જ્ઞાસ્યસિ-સંશયરહિત જાણીશ. તત્-શ્રુણુ-તે સાંભળ.

ગુ. અર્થ=હે પાર્થ ? મારામાં આસક્ત મનવાળો, મારે આશ્રયે રહેલો યોગ કરતો તું જેવી રીતે સર્વ વિભૂતિવાળા મને સંશય રહિત જાણીશ, તે સાંભળ.

**જ્ઞાનંતેઽહં સવિજ્ઞાન, મિદંવક્ષ્યામ્યશેષતઃ ।**
**યજ્જ્ઞાત્વા નેહભૂયોઽન્ય, જજ્ઞાતવ્યમવશિષ્યતે ॥૨॥**

પદ=જ્ઞાનં-તે-અહં-સવિજ્ઞાનં-ઇદં-વક્ષ્યામિ-અશેષતઃ ।
યત્-જ્ઞાત્વા-ન-ઈહ-ભૂયઃ-અન્યત્-જ્ઞાતવ્યં-અવશિષ્યતે॥

અ. અર્થ=અહં-તે-સવિજ્ઞાનં-ઈદં-જ્ઞાનં-હું તને વિજ્ઞાન સાથેનું આ જ્ઞાન અશેષતઃ-વક્ષ્યામિ-સંપૂર્ણ કહીશ

**યત્‌-જ્ઞાત્વા-ઈહ-ભૂયઃ-**જે જાણીને અહીંઆં ફરીથી **અન્યત્‌-જ્ઞાતવ્યં-ન-અવશિષ્યતે-**બીજું જાણવા યોગ્ય બાકી રહેતું નથી.

ગુ. અર્થ=હું તને વિજ્ઞાન સાથેનું આ જ્ઞાન સંપૂર્ણ કહીશ, કે જેને જાણીને અહીંઆં ફરીથી બીજું જાણવા યોગ્ય બાકી રહેતું નથી.

મનુષ્યાણાં સહસ્રેષુ, કશ્ચિદ્યતતિ સિદ્ધયે ।
યતતામપિ સિદ્ધાનાં, કશ્ચિન્માંવેત્તિતત્ત્વતઃ ॥૩॥

પદ=મનુષ્યાણાં-સહસ્રેષુ-કશ્ચિત્‌-યતતિ-સિદ્ધયે ।
યતતાં-અપિ-સિદ્ધાનાં-કશ્ચિત્‌-માં-વેત્તિ-તત્ત્વતઃ ॥

અ. અર્થ=**મનુષ્યાણાં-સહસ્રેષુ-કશ્ચિત્‌-સિદ્ધયે-યતતિ-**મનુષ્યનાં હજારોમાંથી કોઈકજ સિદ્ધિને માટે યત્ન કરે છે. **યતતાં-સિદ્ધાનાં-અપિ-**યત્ન કરનારા સિદ્ધોમાંથી પણ **કશ્ચિત્‌-માં-તત્ત્વતઃ-વેત્તિ-**કોઈકજ મને તત્ત્વથી જાણે છે.

ગુ. અર્થ=હજારો મનુષ્યોમાંથી કોઇક જ સિદ્ધિને માટે યત્ન કરે છે. યત્ન કરનારા સિદ્ધોમાંથી પણ કોઈક જ મને તત્ત્વથી જાણે છે.

ભૂમિરાપોઽનલો વાયુઃ, ખંમનો બુદ્ધિરેવ ચ ।
અહંકાર ઇતીયંમે, ભિન્ના પ્રકૃતિરષ્ટધા ॥૪॥

પદ=ભૂમિઃ—આપઃ—અનલઃ—વાયુઃ—ખં—મનઃ—બુદ્ધિઃ—એવ—ચ—અહંકારં—ઇતિ—ઇયં—મે—ભિન્ના—પ્રકૃતિ—અષ્ટધા ॥

અ. અર્થ=ભૂમિઃ—આપઃ—અનલઃ—વાયુઃ—ખં-મનઃ-બુદ્ધિઃ—એવ—ચ—પૃથ્વી, જલ, અગ્નિ—તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ ને વળી અહંકારઃ—ઇતિ—ઇયં—મે—પ્રકૃતિઃ—અષ્ટધા—ભિન્ના—અહંકાર એમ આ મારી પ્રકૃતિ આઠ પ્રકારની ભિન્ન છે.

શુ. અર્થ=પૃથ્વી જલ અગ્નિ—તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, ને વળી અહંકાર એમ આ મારી પ્રકૃતિ આઠ પ્રકારની ભિન્ન છે.

**અપરેય મિતસ્ત્વન્યાં, પ્રકૃતિં વિદ્ધિમે પરામ્ ।**
**જીવભૂતાં મહાબાહો, યયેદં ધાર્યતે જગત્ ॥૫॥**

પદ=અપરા—ઇયં—ઇતઃ—તુ—અન્યાં—પ્રકૃતિં—વિદ્ધિ—મે । પરામ્—જીવભૂતાં—મહાબાહો—યયા—ઇદં—ધાર્યતે—જગત્ ॥

અ. અર્થ=ઇયં—અપરા—આ અપરા ( છે ) તુ—ઇતઃ—અન્યાં—પણ આનાથી બીજી મે—પરાં—પ્રકૃતિ—જીવભૂતાં—વિદ્ધિ—મારી પરા પ્રકૃતિને જીવરૂપ જાણ. મહાબાહો—યયા—ઇદં—જગત્—ધાર્યતે—હે મહાબાહો ? જેણે આ જગત્ ધારણ કરાય છે.

શુ. અર્થ=આ અપરા છે. પણ આનાથી બીજી મારી પરા પ્રકૃતિને જીવરૂપ જાણ. હે મહાબાહો ? જેણે આ જગત ધારણ કરાય છે.

**એતદ્યોનીનિ ભૂતાનિ, સર્વાણીત્યુ પધારય ।**
**અહં કૃત્સ્નસ્ય જગતઃ, પ્રભવઃ પ્રલય સ્તથા ॥૬॥**
પદ=એતદ્યોનીનિ–ભૂતાનિ–સર્વાણિ–ઇતિ–ઉપધારય ।

અહં–કૃત્સ્નસ્ય–જગતઃ–પ્રભવઃ–પ્રલયઃ–તથા ॥

અ. અર્થ=**સર્વાણિ–ભૂતાનિ–એતદ્યોનીનિ**–સર્વ ભૂતો આ બે યોની–પ્રકૃતિથી ઉપજેલાં છે. ઇતિ–ઉપધારય–એમ સમજીલે–નક્કી કર. **અહં–કૃત્સ્નસ્ય–જગતઃ**–હું સર્વ જગતનો **પ્રભવઃ–તથા–પ્રલયઃ**–ઉત્પાદક તથા સંહારક છું.

ગુ. અર્થ=સર્વભૂતો આ બે પ્રકૃતિથી ઉપજેલાં છે. એમ જાણ તથા હું સર્વ જગતનો ઉત્પાદક તથા સંહારક છું.

**મત્તઃ પરતરં નાન્ય, ત્કિંચિદસ્તિ ધનંજય ।**
**મયિ સર્વમિદં પ્રોતં, સૂત્રે મણિગણા ઇવ ॥૭॥**
પદ=મત્તઃ–પરતરં–ન–અન્યત્–કિંચિત્–અસ્તિ–ધનંજય ।

મયિ–સર્વં–ઇદં–પ્રોતં–સૂત્રે–મણિગણાઃ–ઇવ ॥

અ. અર્થ=**ધનંજય–મત્તઃ–પરતરં–અન્યત્–કિંચિત્–ન–અસ્તિ**–હે ધનંજય ! મારાથી પર સત્ય બીજું કંઇ નથી. **સૂત્રે–મણિગણાઃ–ઇવ**–દોરામાં જેમ મણિઓનો સમૂહ ( છે તેમ ) **મયિ–ઇદં–સર્વં–પ્રોતં**–મારામાં આ સર્વ પરોવાએલું છે.

ગુ. અર્થ=હે ધનંજય ? મારાથી પર સત્ય બીજું કાંઇ નથી. દોરામાં જેમ મણિઓનો સમૂહ છે તેમ મારામાં આ સર્વ પરોવાએલું છે.

**રસોઽહમપ્સુ કૌંતેય, પ્રભાઽસ્મિ શશિસૂર્યયોઃ ।**
**પ્રણવઃ સર્વ વેદેષુ, શબ્દઃ ખે પૌરૂષં નૃષુ ॥૮॥**

પદ=રસ —અહં—અપ્સુ-કૌંતેય-પ્રભા-અસ્મિ-શશિસૂર્યયોઃ ।
પ્રણવઃ-સર્વ વેદેષુ-શબ્દઃ-ખે-પૌરૂષં-નૃષુ ॥

અ. અર્થ=**કૌંતેય-અપ્સુ-રસઃ-અહં**-હે કૌંતેય ? જલમાં રસ હું છું. **શશિ સૂર્યયોઃ-પ્રભા-અસ્મિ**-ચંદ્ર અને સૂર્યમાં પ્રકાશ ( હું. ) છું **સર્વ વેદેષુ-પ્રણવઃ**-સર્વ વેદોમાં પ્રણવ **ખે-શબ્દઃ**-આકાશમાં શબ્દ ( અને ) **નૃષુ-પૌરૂષં**-નરોમાં પુરૂપત્વ ( હું છું ).

ગુ. અર્થ=હે કૌંતેય ? જલમા રસ હું છું. ચંદ્ર અને સૂર્યમા પ્રકાશ હું છું. સર્વ વેદોમા પ્રણવ, આકાશમા શબ્દ અને પુરૂષોમાં પુરૂપત્વ હું છું.

**પુણ્યોગંધઃ પૃથિવ્યાંચ, તેજશ્ચાસ્મિ વિભાવસૌ ।**
**જીવનં સર્વભૂતેષુ, તપશ્ચાસ્મિ તપસ્વિષુ ॥૯॥**

પદ=પુણ્યઃ—ગંધઃ-પૃથિવ્યાં—ચ—તેજઃ-ચ—અસ્મિ-વિભાવસૌ
જીવનં—સર્વભૂતેષુ—તપ.—ચ—અસ્મિ—તપસ્વિષુ ॥

અ. અર્થ=**ચ-પૃથિવ્યાં-પુણ્યઃ-ગંધઃ**-વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ **ચ-વિભાવસૌ-તેજઃ-અસ્મિ**-અને અગ્નિમાં તેજ છું. **સર્વભૂતેષુ-જીવનં**-સર્વ ભૂતોમાં જીવન **ચ-તપસ્વિષુ-તપઃ-અસ્મિ**-અને તપસ્વીઓમાં તપ (હું) છું.

ગુ. અર્થ=વળી પૃથ્વીમા પવિત્ર ગંધ અને અગ્નિમા તેજ છું. સર્વભૂતોમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છુ,

બીજં'માં સર્વભૂતાનાં, વિદ્ધિ પાર્થ સનાતનમ્ ।
બુદ્ધિ બુદ્ધિમતા મસ્મિ, તેજસ્તેજસ્વિનામહમ્ ॥૧૦॥

પદ=બીજં-માં-સર્વભૂતાનાં-વિદ્ધિ-પાર્થ-સનાતનમ્ ।
બુદ્ધિઃ-બુદ્ધિમતાં-અસ્મિ-તેજઃ-તેજસ્વિનાં-અહમ્ ॥

અ. અર્થ=પાર્થ-સર્વભૂતાનાં-સનાતનં-બીજં-માં-વિદ્ધિ-હે પાર્થ ? સર્વ ભૂતોનું અનાદિ બીજ મને જાણ. બુદ્ધિમતાં-બુદ્ધિઃ-બુદ્ધિવાનોની બુદ્ધિ (અને) તેજસ્વિનાં-તેજઃ-અહં-અસ્મિ-તેજસ્વીઓનું તેજ હું છું.

શુ, અર્થ=હે પાર્થ ! સર્વભૂતોનું અનાદિ બીજ મને જાણ. બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું.

બલં બલવતાં ચાહં, કામરાગ વિવર્જિતમ્ ।
ધર્માવિરૂદ્ધો ભૂતેષુ, કામોઽસ્મિ ભરતર્ષભ ॥૧૧॥

પદ=બલં-બલવતાં-ચ-અહં-કામરાગ વિવર્જિતમ્ ।
ધર્માવિરૂદ્ધઃ-ભૂતેષુ-કામઃ-અસ્મિ-ભરતર્ષભ ॥

અ. અર્થ=બલવંતાં-કામરાગ-વિવર્જિતં-બલં-બલવાનોનું ઇચ્છા અને દ્વેષ શૂન્ય બલ ચ-ભરતર્ષભ-અને હે ભરતર્ષભ ? ભૂતેષુ-ધર્માવિરૂદ્ધ-કામઃ-અહં-અસ્મિ-સર્વ ભૂતોમાં ધર્મને અવિરૂદ્ધ એવો કામ હું છું.

શુ, અર્થ=બળવાનોનું ઇચ્છા અને દ્વેષ શૂન્યબળ અને હે ભરતર્ષભ ? સર્વ ભૂતોમાં ધર્મને અવિરૂદ્ધ એવો કામ હું છું.

**યે ચૈવ સાત્વિકા ભાવા, રાજસાસ્તામસાશ્ચ યે ।**
**મત્ત એવેતિ તાન્વિદ્ધિ, ન ત્વહં તેષુ તે મયિ ॥૧૨॥**

પદ=યે–ચ–એવ–સાત્વિકાઃ–ભાવાઃ–રાજસાઃ–તામસાઃ ।
ચ–યે–મત્ત –એવ–ઇતિ–તાન્–વિદ્ધિ–ન–તુ–અહં–તેષુ-
તે–મયિ ॥

અ. અર્થ=ચ-યે-એવ-સાત્વિકાઃ-વળી જેઓ (બીજા) પણ સાત્વિક ચ-યે-રાજસાઃ-ચ-તામસાઃ-ભાવાઃ-અને જેઓ રાજસ અને તામસ ભાવો ( છે ) તાન્-મત્તઃ-એવ-ઇતિ-વિદ્ધિ-તેઓને મારાથીજ ( ઉપજ્યા છે ) એમ જાણ. તેષુ-અહં-ન-તેઓમાં હું નથી. તુ-તે-મયિ-પણ તેઓ મારામાં છે.

ગુ. અર્થ=વળી જેઓ બીજા પણ સાત્વિક અને જેઓ રાજસ અને તામસ ભાવો છે. તેઓને મારાથી જ ઉપજેલા જાણ. તેઓમાં હું નથી પણ તેઓ મારામા છે.

**ત્રિભિર્ગુણ મયૈર્ભાવૈ, રેભિઃ સર્વમિદં જગત્ ।**
**મોહિતં નાભિજાનાતિ, મામેભ્યઃ પરમવ્યયમ્ ॥૧૩॥**

પદ=ત્રિભિઃ–ગુણમયૈઃ–ભાવૈઃ–એભિઃ–સર્વ–ઇદં–જગત્ ।
મોહિતં–ન–અભિજાનાતિ–માં–એભ્યઃ–પરં–અવ્યયમ્॥

અ. અર્થ=ઇદં-સર્વ-જગત્-એભિઃ-ત્રિભિઃ-ગુણ-મયૈઃ-ભાવૈઃ-આ સર્વ જગત્ આ ત્રણ ગુણમય પદાર્થો વડે મોહિતં-મોહ પામેલું છે. એભ્યઃ-પરં-અવ્યયં-માં-

આનાથી પર ( તથા ) વિકાર રહિત મને **ન-અભિજા-નાતિ-જાણતું** નથી.

શુ. અર્થ=આ સર્વ જગત્ આ ત્રણ ગુણમય પદાર્થો વડે, મોહ પામેલું છે. તેથી આનાથીપર તથા વિકાર રહિત મને જાણતું નથી.

**દૈવીહ્યેષા ગુણમયી, મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યંતે, માયામેતાં તરંતિ તે ॥૧૪॥**

પદ=દૈવી-હિ-એષા-ગુણમયી-મમ-માયા-દુરત્યયા ।
માં-એવ-યે-પ્રપદ્યન્તે-માયાં-એતાં-તરંતિ-તે ॥

અ. અર્થ=**મમ-એષા-ગુણમયી-દૈવી-માયા**-મારી આ ત્રણ ગુણવાળી દૈવીમાયા **હિ-દુરત્યયા**-ખરેખર દુઃખે કરી તરાય એવી છે. **યે-માં-એવ-પ્રપદ્યન્તે**-જેઓ મને જ શરણ થાય છે. **તે-એતાં-માયાં-તરંતિ**- તેઓ આ માયાને તરે છે.

શુ. અર્થ=મારી આ ત્રણ ગુણવાળી દૈવીમાયા, ખરેખર દુઃખે કરી તરાય એવી છે, જેઓ મનેજ શરણ થાય છે. તેઓ આ માયાને તરે છે.

**નમાં દુષ્કૃતિનો મૂઢાઃ, પ્રપદ્યંતે નરાધમાઃ ।**
**માયયા પહૃતજ્ઞાના, આસુરં ભાવમાશ્રિતાઃ ॥૧૫॥**

પદ=ન-માં-દુષ્કૃતિનઃ-મૂઢાઃ-પ્રપદ્યન્તે-નરાધમાઃ ।
માયયા-અપહૃતજ્ઞાનાઃ-આસુરં-ભાવં-આશ્રિતાઃ ॥

અ. અર્થ=**દુષ્કૃતિનઃ-મૂઢાઃ-નરાધમાઃ**-દુષ્ટ કર્મ કરનારા, મૂઢ, નીચ. **માયયા-અપહૃતજ્ઞાનાઃ**-માયાવડે જેનું

જ્ઞાન નષ્ટ થયું છે એવા (તથા) આસુરં-ભાવં-આશ્રિતાઃ-માં-ન-પ્રપદ્યંતે-આસુરી સ્વભાવવાળા મને શરણ થતા નથી

ગુ અર્થ=દુષ્ટ કર્મ કરનાર. મૂઢ, નીચ, માયાવડે જેનું જ્ઞાન નષ્ટ થયુ છે એવા તથા આસુરી સ્વભાવવાળા મને શરણુ થતા નથી

**ચતુર્વિધા ભજંતેમાં, જનાઃસુકૃતિનોઽર્જુન ।**
**આર્તો જિજ્ઞાસુરર્થાર્થી, જ્ઞાની ચ ભરતર્ષભ ॥૨૬॥**

પદ=ચતુર્વિધા -ભજ તે-માં-જનાઃ-સુકૃતિન -અર્જુન ।
આર્ત્ત -જિજ્ઞાસુ -અર્થાર્થી-જ્ઞાની-ચ-ભરતર્ષભ ॥

અ. અર્થ=**ભરતર્ષભ-અર્જુન**-હે ભરત વંશમા શ્રેષ્ઠ અર્જુન! **ચતુર્વિધાઃ-સુકૃતિનઃ-જનાઃ**-ચાર પ્રકારના સત્કર્મ કરનારા જનો **માં-ભજંતે**-મને ભજે છે. **આર્ત્તઃ-જિજ્ઞાસુઃ-અર્થાર્થી-ચ-જ્ઞાની**-દુઃખી, જાણવાની ઈચ્છાવાળો, અર્થની ઇચ્છાવાળો અને જ્ઞાની.

ગુ અર્થ=હે ભરતવંશમા શ્રેષ્ઠ અર્જુન? ચાર પ્રકારના સત્કર્મ કરનારા જનો મને ભજે છે. દુખી, જાણવાની ઈચ્છાવાળો, અર્થની ઇચ્છાવાળો અને જ્ઞાની,

**તેષાં જ્ઞાની નિત્ય યુક્ત, એક ભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થં, મહં સ ચ મમપ્રિયઃ ॥૨૭॥**

પદ=તેષાં-જ્ઞાની-નિત્યયુક્ત -એકભક્તિ -વિશિષ્યતે ।
પ્રિય -હિ-જ્ઞાનિન -અત્યર્થં-અહં-સઃ-ચ-મમ-પ્રિયઃ ॥

અ. અર્થ=તેષાં-નિત્યયુક્તઃ-એકભક્તિઃ-તેઓમાં નિત્ય સમાહિત ચિત્તવાળો (અને) અનન્યભક્ત જ્ઞાની-વિશિષ્યતે-જ્ઞાની ઉત્તમ-શ્રેષ્ટ છે. હિ-અહં-જ્ઞાનિનઃ-અત્યર્થં-પ્રિયઃ-કેમકે હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું. ચ-સઃ-મમ-પ્રિયઃ-અને તે-જ્ઞાની મને પ્રિય છે.

ગુ. અર્થ=તેઓમાં નિત્ય સમાહિત ચિત્તવાળો અને એક ભક્તિવાળો-અનન્ય ભક્ત જ્ઞાની ઉત્તમ શ્રેષ્ઠ છે. કેમકે હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું. અને તે-જ્ઞાની મને અત્યંત પ્રિય છે.

**ઉદારાઃ સર્વ એવૈતે, જ્ઞાનીત્વાત્મૈવ મેમતમ્।**
**આસ્થિતઃ સહિયુક્તાત્મા, મામેવાનુત્તમાં ગતિમ્॥૧૮॥**

પદ=ઉદારાઃ-સર્વે-એવ-એતે-જ્ઞાની-તુ-આત્મા-એવ-મે-મતમાઆસ્થિતઃ-સઃ-હિ-યુક્તાત્મા-માં-એવ-અનુત્તમાં-ગતિમ્ ॥

અ. અર્થ=એતે-સર્વે-ઉદારાઃ-એવ-તુ-એ સર્વે ઉત્તમ જ છે પણ જ્ઞાની-આત્મા-એવ-મે-મતં-હિ-જ્ઞાની (તોમારો) આત્માજ છે (એવો) મારો મત છે. કેમકે સઃ-યુક્તાત્મા-તે સમાહિત ચિત્તવાળો માં-એવ-અનુત્તમાં-ગતિં-આસ્થિતઃ-મને જ સર્વોત્તમ ગતિને આશ્રયે રહેલો છે.

ગુ. અર્થ=એ સર્વે ઉત્તમ જ છે. પણ જ્ઞાની તો મારો આત્મા -જ છે. એવો મારો મત છે. કેમકે તે સમાહિત ચિત્તવાળો મને,

સર્વોત્તમ ગતિને આશ્રયે રહેલો છે. એટલે તે સમાહિત ચિત્તવાળાને હુંજ ઉત્તમ ગતિ રૂપને આશ્રય રૂપ છું.

**બહૂનાં જન્મ નામંતે, જ્ઞાન વાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ, સમહાત્મા સુદુર્લભઃ ॥૧૯॥**

પદ=બહૂનાં–જન્મનાં–અંતે–જ્ઞાનવાન્–માં–પ્રપદ્યતે ।
વાસુદેવ–સર્વં–ઇતિ–સઃ–મહાત્મા–સુદુર્લભઃ ॥

અ. અર્થ=**બહૂનાં–જન્મનાં–અંતે–જ્ઞાનવાન્**–બહુ જન્મોને અંતે જ્ઞાની પુરૂષ,**વાસુદેવઃ–સર્વં–ઇતિ**–વાસુદેવ સર્વ છે એમ (જાણીને) **માં–પ્રપદ્યંતે**–મને પામે છે. **સઃ–મહાત્મા–સુદુર્લભઃ**–તે મહાત્મા અત્યંત દુર્લભ છે.

સુ. અર્થ=બહુ જન્મોને અંતે જ્ઞાની પુરૂષ "વાસુદેવ સર્વ છે." એમ જાણીને મને ભજે છે. મને શરણ થાય છે. અને મને જ પામે છે. તે મહાત્મા અત્યંત દુર્લભ છે.

**કામૈસ્તૈ સ્તૈર્હૃતજ્ઞાનાઃ, પ્રપદ્યંતેઽન્ય દેવતાઃ ।**
**તં તં નિયમ માસ્થાય, પ્રકૃત્યા નિયતાઃ સ્વયા ॥૨૦॥**

પદઃ=કામૈઃ–તૈઃ–તૈઃ–હૃતજ્ઞાનાઃ–પ્રપદ્યંતેઽન્યદેવતાઃ ।
તં–તં–નિયમં–આસ્થાય–પ્રકૃત્યા–નિયતાઃ–સ્વયા ॥

અ. અર્થ=**તૈઃ–તૈઃ–કામૈઃ–હૃતજ્ઞાનાઃ**–તે તે કામનાઓ વડે હણાયલા જ્ઞાનવાળા. **સ્વયા–પ્રકૃત્યા–નિયતાઃ**–પોતાની પ્રકૃતિ વડે ખેંચાએલા **તં–તં–નિયમં–આસ્થાય**–તે તે નિયમોને આશ્રય કરીને, **અન્યદેવતાઃ–પ્રપદ્યંતે**–બીજા દેવતાઓનું શરણ લે છે.

ગુ. અર્થ=તેતે કામનાઓ વડે હણાયલા જ્ઞાનવાળા, પોતાની પ્રકૃતિ વડે ખેંચાએલા તેતે નિયમોને આશ્રય કરીને બીજા દેવતાઓનું શરણ લેછે, ભજન કરે છે.

યો યો યાં યાં તનું ભક્તઃ, શ્રદ્ધયાર્ચિતુમિચ્છતિ ।
તસ્ય તસ્યાચલાં શ્રદ્ધાં, તામેવ વિદધામ્યહમ્ ॥૨૧॥

પદ=યઃ-યઃ-યાં-યાં-તનું-ભક્તઃ-શ્રદ્ધયા-અર્ચિતું-ઇચ્છતિ ।
તસ્ય-તસ્ય-અચલાં-શ્રદ્ધાં-તાં-એવ-વિદધામિ-અહમ્ ॥

અ. અર્થ=યઃ-યઃ-ભક્તઃ-યાં-યાં-તનું-જે જે ભક્ત, જે જે મૂર્તિને શ્રદ્ધયા-અર્ચિતું-ઇચ્છતિ-શ્રદ્ધાવડે પૂજવાને ઇચ્છે છે. તસ્ય-તસ્ય-તેની તેની તાં-એવ-અચલાં-શ્રદ્ધાં-તેજ અચળ શ્રદ્ધાને અહં-વિદધામિ-હું દઢ કરૂં છું.

ગુ. અર્થ=જે જે ભક્ત જે જે મૂર્તિને, શ્રદ્ધાવડે પૂજવાને ઇચ્છે છે. તેની તેની તેજ અચલ શ્રદ્ધાને હું દઢ કરૂં છું.

સ તયા શ્રદ્ધયા યુક્ત, સ્તસ્યારાધનમીહતે ।
લભતે ચતતઃ કામા, ન્મયૈવ વિહિતાન્હિતાન્ ॥૨૨॥

પદ=સઃ-તયા-શ્રાદ્ધયા-યુક્તઃ-તસ્ય-આરાધનં-ઇહતે ।
લભતે-ચ-તતઃ-કામાન્-મયા-એવ-વિહિતાન્-હિતાન્ ॥

અ. અર્થ=સઃ-તયા-શ્રાદ્ધયા-યુક્તઃ-તે પુરૂષ તે શ્રદ્ધાયુક્ત થઇને તસ્યાઃ-આરાધનં-ઇહતે-તેનું આરાધન કરે છે. ચ-તતઃ-અને તેની પાસેથી મયા-એવ-વિહિતાન્-મેંજ નક્કી કરેલા તાન્-કામાન્-હિ-લભતે-તે કામોને નિશ્ચય પામે છે.

ગુ. અર્થ=તે પુરૂષ તે શ્રદ્ધા યુક્ત થઈને, તેનું આરાધન કરે છે. અને તેની પાસેથી મેજ નક્કી કરેલા તે કામોને નિશ્ચય પામે છે.

**અંતવત્તુફલં તેષાં, તદ્ભવત્યલ્પમેધસામ્ ॥**
**દેવાન્દેવ યજો યાંતિ, મદ્ભક્તાયાંતિ મામપિ ॥૨૩॥**

પદ=અંતવત્–તુ–ફલં–તેષાં–તત્–ભવતિ–અલ્પમેધસામ્ ।
દેવાન્–દેવયજઃ–યાન્તિ–મદ્ભક્તાઃ–યાંતિ–માં–અપિ ॥

અ. અર્થ=તુ–તેષાં–અલ્પમેધસાં–પણ તે અલ્પ બુદ્ધિ વાળાઓનું તત્–ફેલં–અંતવત્–ભવતિ–તે ફલ નાશવાન્ થાય છે. દેવયજઃ–દેવાન્–યાંતિ–દેવોને પૂજનારા દેવોને પામે છે. અપિ–મદ્ભકતાઃ–માં–યાન્તિ–પણ મારા ભક્તો મને પામે છે.

ગુ. અર્થ=પણ તે અલ્પ બુદ્ધિવાળાઓનું, તે ફળ નાશવાન્ થાય છે. દેવોને પૂજનારા દેવોને પામે છે. પણ મારા ભક્તો તો મને જ પામે છે.

**અવ્યક્તં વ્યકિતમાપન્નં, મન્યંતે મામબુદ્ધયઃ ।**
**પરં ભાવમજાનંતો, મમાવ્યય મનુત્તમમ્ ॥૨૪॥**

પદ=અવ્યક્તં–વ્યક્તિં–આપન્નં–મન્યંતે–માં–અબુદ્ધયઃ ।
પરં–ભાવં–અજાનન્તઃ–મમ–અવ્યયં–અનુત્તમમ્ ॥

અ. અર્થ=અબુદ્ધયઃ–માં–અવ્યકત્તં–બુદ્ધિહીનજનો મને અવ્યક્તને મમ–અવ્યયં–અનુત્તમં–પરં–ભાવં–અજાનંતઃ– મારો અવ્યય (અને) અનુત્તમ પરમભાવ

ન-જાણીને-માં-વ્યક્તિં-આપન્નં-મન્યન્તે-મને વ્યક્તિ થએલો માને છે.

શુ. અર્થ=બુદ્ધિહીન જનો મને અવ્યક્તને-સર્વના કારણ રૂપને મારો અવ્યય અને અનુત્તમ પરમભાવ ન જાણીને મને વ્યક્તિ થયેલો માને છે.

નાહં પ્રકાશઃ સર્વસ્ય, યોગમાયા સમાવૃતઃ ।
મૂઢોઽયં નાભિજાનાતિ, લોકો મામજ મવ્યયમ્ ॥૨૫॥

પદ=ન-અહં-પ્રકાશઃ-સર્વસ્ય-યોગમાયાસમાવૃતઃ ।
મૂઢઃ-અયં-ન-અભિજાનાતિ-લોકઃ-માં-અજં-અવ્યયમ્ ॥

અ. અર્થ=યોગમાયાસમાવૃતઃ-અહં-યોગમાયાથી ઢંકાએલો હું. સર્વસ્ય-પ્રકાશઃ-ન-સર્વને પ્રકાશ નથી. અયં-મૂઢઃ-લોકઃ-આ મોહવશ થયેલો લોક અજં-અવ્યયં-માં-ન-અભિજાનાતિ-જન્મરહિત અને વ્યય-રહિત મને નથી જાણતો.

શુ. અર્થ=યોગમાયાથી ઢંકાએલો હું; સર્વને પ્રકાશ નથી, આ મોહવશ થયેલો લોક જન્મ રહિત અને વ્યયરહિત મને નથી જાણતો.

વેદાહં સમતીતાનિ, વર્તમાનાનિ ચાર્જુન ।
ભવિષ્યાણિ-ચ-ભૂતાનિ-માં-તુ-વેદ-ન-કશ્ચન ॥૨૬॥

પદ=વેદ-અહં-સમતીતાનિ-વર્તમાનાનિ-ચ-અર્જુન ।
ભવિષ્યાણિ-ચ-ભૂતાનિ-માં-તુ-વેદ-ન-કશ્ચન ॥

અ. અર્થ—અર્જુન ? અહં—સમતીતાનિ—ચ—વર્ત-માનાનિ—ચ—ભવિષ્યાણિ—ભૂતાનિ—હે અર્જુન ? હું થઈ ગયેલાં તથા હાલ છે તે અને હવે પછી થવાનાં છે તે સ્થાવર જંગમ સર્વ ભૂતોને વેદ—જાણું છું—તુ—પરંતુ માં—મને કશ્ચન—ન—વેદ—કોઈપણ નથી જાણતો.

શુ. અર્થ=હે અર્જુન ! હું થઇ ગયેલાં, તથા હાલ છે તે, અને હવે પછી થવાનાં છે તે સ્થાવર જંગમ સર્વ ભૂતોને જાણું છું. પરંતુ મને કોઇ પણ જાણતો નથી.

ઇચ્છા દ્વેષ સમુત્થેન, દ્વંદ્વમોહેન ભારત ।
સર્વ ભૂતાનિ સંમોહં, સર્ગેયાંતિ પરંતપ ॥૨૭॥

પદ=ઇચ્છા દ્વેષ સમુત્થેન—દ્વંદ્વમોહેન—ભારત ।
સર્વભૂતાનિ—સંમોહં—સર્ગે—યાન્તિ—પરંતપ ।

અ. અર્થ=પરંતપ—ભારત—શત્રુને તપાવનાર હે અર્જુન ? ઈચ્છાદ્વેષસમુત્થેન—દ્વંદ્વમોહેન—ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા દ્વંદ્વમોહ વડે સર્વભૂતાનિ—સર્ગે—સર્વ પ્રાણીઓ ઉત્પત્તિ સમયે સંમોહં—યાંતિ—સંમો-હને પામે છે.

શુ. અર્થ=શત્રુને તપાવનાર હે અર્જુન ? ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા દ્વંદ્વ મોહવડે સર્વ પ્રાણીઓ ઉત્પત્તિ સમયે સંમોહને પામે છે.

યેષાં ત્વંત ગતં પાપં, જનાનાં પુણ્ય કર્મણામ્ ।
તે દ્વંદ્વમોહ નિર્મુક્તા, ભજંતે માં દ્રઢવ્રતાઃ ॥૨૮॥

પદ=યેષાં-તુ-અંતગતં-પાપં-જનાનાં-પુણ્યકર્મણામ્ ।
તે-દ્વંદ્વમોહ નિર્મુક્તાઃ-ભજ તે-માં-દ્રઢવ્રતાઃ ॥

અ. અર્થ=તુ-યેષાં-પુણ્યકર્મણાં-જનાનાં પરંતુ જે પુણ્યકર્મ કરનારા જનોના-**પાપં-અંતગતં**-પાપનો અંત આવ્યો છે. **તે-દ્વંદ્વમોહનિર્મુક્તાઃ-દ્રઢવ્રતાઃ**-તેઓ સુખદુખ રૂપી દ્વદ્વમોહથી મુકાએલા ( અને ) દઢ વ્રતવાળા **માં-ભજન્તે**-મને ભજે છે

ગુ અર્થ=પરંતુ જે પુણ્ય કર્મ કરનારા જનોના પાપનો છેડો આવ્યો છે તેઓ સુખદુખ રૂપી દ્વદ્વ મોહથી મુકાએલા છે અને તે દ્રઢ વ્રતવાળા મને ભજે છે

**જરામરણમોક્ષાય, મામાશ્રિત્ય યતંતિ યે ।**
**તે બ્રહ્મ તદ્વિદુઃકૃત્સ્નં, મધ્યાત્મં કર્મ ચાખિલમ્ ॥૨૯॥**

પદ=જરામરણમોક્ષાય-માં-આશ્રિત્ય-યતંતિ-યે ।
તે બ્રહ્મ તત્ વિદુઃ કૃત્સ્નં-અધ્યાત્મં-કર્મ-ચ-અખિલમ્।

અ. અર્થ=**જરામરણમોક્ષાય-માં-આશ્રિત્ય-યે-યતન્તિ**-જન્મમરણથી છૂટવાને માટે મારો આશ્રય કરીને જેઓ યત્ન કરે છે. **તે-તત્-બ્રહ્મ**-તેઓ તે બ્રહ્મને **કૃત્સ્નં-અધ્યાત્મં-ચ-અખિલં-કર્મ-વિદુ**-સર્વ અધ્યાત્મને અને સર્વ કર્મને જાણે છે.

ગુ અર્થ=જન્મ મરણથી છુટવાને માટે મારો આશ્રય કરીને યત્ન કરે છે, તેઓ તે બ્રહ્મને, સર્વ અધ્યાત્મને, અને સર્વ કર્મને જાણે

**સાધિભૂતાધિદૈવં માં, સાધિ યજ્ઞં ચ યે વિદુઃ।**
**પ્રયાણકાલેઽપિ ચ માં, તે વિદુર્યુક્ત ચેતસઃ ॥૩૦॥**

પદ=સાધિભૂયાધિદૈવ–માં–સાધિયજ્ઞં–ચ–યે–વિદુઃ ।
પ્રયાણકાલે–અપિ–ચ–માં–તે–વિદુઃ–યુક્તચેતસઃ ॥

અ. અર્થ=યે–સાધિભૂતાદિદૈવં-જેઓ અધિભૂત અને અધિ દૈવ સહિત ચ-સાધિયજ્ઞં–માં–વિદુઃ–અને અધિયજ્ઞે સહિત મને જાણે છે. તે–તેઓ યુક્તાચેતસઃ–સમાહિત ચિત્તવાળા પ્રયાણકાલે–અપિ–ચ–માં–વિદુઃ–મરણ સમયે પણ મને જાણે છે.

ગુ. અર્થ=જેઓ અધિભૂત અને અધિદૈવ સહિત અને અધિયજ્ઞે સહિત મને જાણે છે. તેઓ સમાહિત ચિત્તવાળા-મરણ સમયે પણ મને જાણે છે.

ઇતિ શ્રી. મ. ભ. ગીતા શ્રીકૃષ્ણાર્જુન સંવાદે જ્ઞાનયોગ નામનો સાતમો અધ્યાય સમાપ્ત.
શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# અક્ષરબ્રહ્મયોગ અ૦ ૮ મો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો.

**કિં તદ્ બ્રહ્મ કિ મધ્યાત્મં, કિં કર્મ પુરૂષોત્તમ ।**
**અધિભૂતં ચ કિં પ્રોક્ત, મધિદૈવં કિમુચ્યતે ॥૧॥**

પદ=કિં-તત્-બ્રહ્મ-કિં-અધ્યાત્મં-કિં-કર્મ-પુરૂષોત્તમ ।
અધિભૂતં-ચ-કિં-પ્રોક્તં-અધિદૈવં-કિં-ઉચ્યતે ॥

અ. અર્થ=પુરૂષોત્તમ-તત્-બ્રહ્મ-કિં-હે પુરૂષોત્તમ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મં-કિં-કર્મં-કિં-અધ્યાત્મ શું ? કર્મ શું ? ચ-અધિભૂતં-કિં-પ્રોક્તં-વળી અધિભૂત શું કહ્યું ? (અને) અધિદૈવં-કિં-ઉચ્યતે અધિદૈવ શું કહેવાય છે ?

શુ. અર્થ=હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શુ ? કર્મ શું ? વળી અધિભૂત શું કહ્યું ? અને અધિદૈવ શુ કહેવાય છે ?

**અધિયજ્ઞઃ કથંકોડત્ર, દેહેડસ્મિન્મધુસૂદન ।**
**પ્રયાણકાલે ચ કથં, જ્ઞેયોડસિ નિયતાત્મભિઃ ॥૨॥**

પદ=અધિયજ્ઞઃ-કથં-કઃ-અત્ર-દેહે-અસ્મિન્-મધુસૂદન ।
પ્રયાણકાલે-ચ-કથં-જ્ઞેયઃ-અસિ-નિયતાત્મભિઃ ॥

અ. અર્થ=મધુસૂદન-હે મધુસૂદન ? અત્ર-અસ્મિન્-દેહે-અધિયજ્ઞઃ-કઃ-કથમ્-અહીં આ દેહમાં અધિ-

યજ્ઞ કોણ છે. અને કેવી રીતે છે ? ચ–નિયતાત્મભિ–તથા ચિત્તને નિયમમા રાખનારાએ પ્રયાણકાલે–કથં–જ્ઞેયઃ–અસિ–મરણ સમયમા આપ કેવી રીતે જાણવા યોગ્ય છો ?

ગુ અર્થ=હે મધુસૂદન ! અહિ આ દેહમા અધિયજ્ઞ કોણ છે ? અને કેવી રીતે છે ? તથા ચિત્તને નિયમમા રાખનારાએ મરણ સમયમા આપ કેવી રીતે જાણવા યોગ્ય છો ?

શ્રી ભગવાન્ ઉવાચ–શ્રી ભગવાન્ બોલ્યા.

**અક્ષરં બ્રહ્મ પરમં, સ્વભાવોઽધ્યાત્મ મુચ્યતે ।**
**ભૂતભાવોદ્‌ભવકરો, વિસર્ગઃ કર્મસંજ્ઞિતઃ ॥ ૩ ॥**

પદ=અક્ષર –બ્રહ્મ–પરમં–સ્વભાવ –અધ્યાત્મ –ઉચ્યતે ।
ભૂતભાવોદ્‌ભવકર –વિસર્ગ –કર્મસંજ્ઞિતઃ ॥

અ અર્થ=અક્ષરં–પરમં–બ્રહ્મ–અક્ષર (નાશ રહિત છે તેજ ) પરબ્રહ્મ છે. સ્વભાવઃ–અધ્યાત્મં–ઉચ્યતે–સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે. ભૂતભાવોદ્‌ભવકરઃ–ભુત–વસ્તુની ઉત્પત્તિ કરનાર વિસર્ગઃ ત્યાગ (તે) કર્મસંજ્ઞિતઃ–કર્મ નામથી કહેલો છે

ગુ અર્થ=અક્ષર પર બ્રહ્મ છે સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે ભૂત–વસ્તુની ઉત્પત્તિ કરનાર ત્યાગ તે કર્મ નામથી કહેલો છે.

**અધિભૂતંક્ષરો ભાવઃ, પુરૂષશ્ચાધિ દૈવતમ્ ।**
**અધિયજ્ઞોઽહમેવાત્ર, દેહે દેહભૃતાં વર ॥૪॥**

પદ=અધિભૂતં-ક્ષરઃ-ભાવઃ-પુરૂષઃ-ચ-અધિદૈવતમ્ ।
અધિયજ્ઞઃ-અહં-એવ-અત્ર-દેહે-દેહભૃતાં-વર ॥

અ. અર્થ=**ક્ષરઃ-ભાવઃ-અધિભૂતં**-નષ્ટ થનાર પદાર્થ અધિભૂત (છે) **ચ-પુરૂષઃ-અધિદૈવતં**-અને પુરૂષ અધિદૈવત (છે) **દેહભૃતાં-વર**-દેહધારીઓમાં શ્રેષ્ઠ-હે અર્જુન ! **અત્ર-દેહે-અહં-એવ-અધિયજ્ઞઃ**-અહીં આ મનુષ્ય શરીરમાં હુંજ અધિયજ્ઞ છું.

ગુ. અર્થ=નષ્ટ થનાર પદાર્થ અધિભૂત છે. પુરૂષ અધિદૈવત છે. અને દેહધારીઓમા શ્રેષ્ઠ હે અર્જુન ! અહીં આ મનુષ્ય શરીરમાં હુંજ અધિયજ્ઞ છું.

**અંતકાલે ચ મામેવ, સ્મરન્મુક્ત્વા કલેવરમ્ ।**
**યઃ પ્રયાતિ સમદ્ભાવં, યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ॥૫॥**

પદ=અંતકાલે-ચ-માં-એવ-સ્મરન્-મુક્ત્વા-કલેવરમ્ ।
યઃ-પ્રયાતિ-સઃ-મદ્ભાવં-યાતિ-ન-અસ્તિ-અત્ર-સંશયઃ ॥

અ. અર્થ=**ચ-અંતકાલે-માં-એવ-સ્મરન્**-અને અંતકાળે મનેજ સ્મરણ કરતો **કલેવરં-મુક્ત્વા-યઃ-પ્રયાતિ**-શરીર છોડીને જે જાય છે. **સઃ-મદ્ભાવં-યાતિ**-તે મારા ભાવને પામે છે. **અત્ર-સંશયઃ-ન-અસ્તિ**-એમાં સંશય નથી.

ગુ. અર્થ=અને અંતકાળે મને જ સ્મરણ કરતો શરીર છોડીને જે જાય છે. તે મારા ભાવને પામે છે. એમાં સંશય નથી.

યં યં વાપિ સ્મરન્ભાવં, ત્યજત્યંતે કલેવરમ્ ।
તં તમેવૈતિ કૌંતેય, સદાતદ્ ભાવ ભાવિતઃ ॥૬॥

પદ=યં-યં-વા અપિ-સ્મરન્-ભાવં-ત્યજતિ-અંતે-કલેવરમ્ ।
ત-તં-એવ-એતિ-કૌંતેય-સદા-તદ્ભાવભાવિતઃ ॥

અ. અર્થ=વા-યં-યં-અપિ-ભાવં-અથવા જે જે પણ ભાવને-દેવને સ્મરન્-અંતે-કલેવરં-ત્યજતિ-સ્મરણ કરતો પુરૂષ અંતે કલેવરને ત્યજે છે. કૌન્તેય-તં-તં એવ-એતિ-હે કૌન્તેય ? તેને તેને જ તે પામે છે. (કેમકે) સદા-તદ્ભાવભાવિતાઃ-(તે) હમેશાં તે દેવતાઓની ભાવનાવાળો છે.

શુ. અર્થ=અથવા જે જે ભાવ-દેવને સ્મરણ કરતો પુરૂષ અંતે કલેવરને છોડે છે. હે કૌન્તેય તે તે દેવને જ તે પામે છે. કેમકે તે હમેશા તે તે દેવતાઓની ભાવનાવાળો છે.

તસ્માત્ સર્વેષુ કાલેષુ, મામનુસ્મર યુદ્ધ્ય ચ ।
મય્યર્પિત મનોબુદ્ધિ, ર્મામેવૈષ્યસ્ય સંશયમ્ ॥૭॥

પદ=તસ્માત્-સર્વેષુ-કાલેષુ-માં-અનુસ્મર-યુદ્ધ્ય-ચ ।
મયિ-અર્પિત મનોબુદ્ધિઃ-માં-એવ-એષ્યસિ અસંશયમ્ ॥

અ. અર્થ=તસ્માત્-સર્વેષુ-કાલેષુ-તેટલા માટે સર્વ કાળમા, માં-અનુસ્મર-મને સંભાર ચ-યુદ્ધ્ય-અને યુદ્ધ કર-મયિ-અર્પિતમનોબુદ્ધિઃ-મારામા બુદ્ધિ અને

મન અર્પણ કરેલો તું માં-એવ-એષ્યસિ-મનેજ પામીશ. (એમાં) અસંશયમ્-સંશય નથી.

ગુ. અર્થ=તેટલા માટે સર્વ કાળમાં, મને સંભાર, અને યુદ્ધ કર. મારામાં બુદ્ધિ અને મન અર્પણ કરેલો તું મનેજ પામીશ એમાં સંશય નથી.

**અભ્યાસ યોગ યુકતેન, ચેતસા નાન્યગામિના ।**
**પરમં પુરૂષં દિવ્યં, યાતિ પાર્થાનુ ચિંતયન્ ॥૮॥**

પદ=અભ્યાસયોગયુકતેન-ચેતસા-ન-અન્યગામિના ।
પરમં-પુરૂષં-દિવ્યં-યાતિ-પાર્થ-અનુચિન્તયન્ ॥

અ. અર્થ=**પાર્થ-અનુચિંતયન્**-હે પાર્થ ! નિરંતર ચિંતન કરનારો પુરૂષ **અભ્યાસયોગયુકેતન-ન-અન્ય-ગામિના-ચેતસા**-અભ્યાસયોગથી યુક્ત (અને) અન્ય સ્થળે નહિં જનારા ચિત્તવડે **પરમં-દિવ્યં-પુરૂષં-યાતિ**-પરમદિવ્ય પુરૂષને પામે છે.

ગુ. અર્થ=હે પાર્થ ! નિરંતર ચિંત્તન કરનારો પુરૂષ અભ્યાસ યોગથી યુકત અને અન્ય સ્થળે નહિ જનારા ચિત્તવડે પરમ દિવ્ય પુરૂષને પામે છે.

**કવિં પુરાણ મનુશા સિતાર**
**મણોરણીયાં સમનુસ્મરેદ્યઃ ।**
**સર્વસ્ય ધાતારમચિન્ત્યરૂપ**
**માદિત્યવર્ણં તમસઃ પરસ્તાત્ ॥૯॥**

પદ=કવિ–પુરાણં–અનુશાસિતાર–અણો–અણીયાંસ–
અનુસ્મરેત્–ય । સર્વસ્ય–ધાતાર–અચિન્ત્ય–રૂપં–
આદિત્યવર્ણં–તમસ–પરસ્તાત્ ॥

અ અર્થ=યઃ–કવિં–પુરાણં–અનુશાસિતારં–જે સર્વજ્ઞ અનાદિ સર્વને નિયમમા રાખનાર અણોઃ–અણીયાંસં–સૂક્ષ્મથી સૂક્ષ્મ સર્વસ્ય–ધાતારં–સર્વને ધારણ કરનાર અચિંત્યરૂપં–આદિત્યવર્ણં–ચિંતવી ન શકાય તેવા સૂર્યના જેવા પ્રકાશી તમસઃ–પરસ્તાત્–અનુસ્મરેત્–અજ્ઞાનરૂપ તમથી દૂર એવાને સ્મરણ કરે છે.

શુ અર્થ=જે પુરૂષ સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમા રાખનાર, સૂક્ષ્મથી સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર ચિંતવી ન શકાય તેવા સૂર્ય જેવા પ્રકાશી અને અજ્ઞાન રૂપ તમથી દૂર એવાને સ્મરે છે.

પ્રયાણ કાલે મનસાઽચલેન
ભક્ત્યા યુક્તો યોગ બલેન ચૈવ ।
ભ્રુવોર્મધ્યે પ્રાણમાવેશ્ય સમ્યક્
સતં પરં પુરૂપમુપૈતિ દિવ્યમ્ ॥૧૦॥

પદ=પ્રયાણકાલે–મનસા–અચલેન–ભક્ત્યા–યુક્ત–યોગબલેન–ચ–એવ । ભ્રુવો–મધ્યે–પ્રાણં–આવેશ્ય–સમ્યક્–સ–તં–પરં–પુરૂષં–ઉપૈતિ–દિવ્યમ્ ॥

અ અર્થ=પ્રયાણકાલે–અચલેન–મનસા–મરણ સમયે અચલ મનવડે ભક્ત્યા–ચ–એવ–યોગબલેન યુક્તઃ–

ભક્તિ તથા યોગબલથી યુક્ત થઇને ભ્રુવોઃ-મધ્યે-સમ્યક્-પ્રાણું-આવેશ્ય-ભ્રૂના મધ્યભાગમાં યથાર્થરીતે પ્રાણુને ધારણ કરીને (જે અનુસરે છે) સઃ-તં-પરં-દિવ્યં-પુરુષં-ઉપૈતિ-તે પુરુષ-તે પર અને દિવ્ય પુરુષને પામે છે.

ગુ. અર્થ=મરણ સમયે અચલ મનવડે, ભક્તિ તથા યોગ બલથી યુક્ત થઇને ભ્રૂના મધ્યભાગમા યથાર્થ રીતે પ્રાણુને ધારણ કરીને જે અનુસરે છે. તે પુરુષ-તે પર અને દિવ્ય પુરુષને પમે છે.

યદક્ષરં વેદ વિદો વદંતિ
વિશંતિ યદ્યતયો વીતરાગાઃ ।
યદિચ્છંતો બ્રહ્મચર્યં ચરંતિ
તત્તે પદં સંગ્રહેણ પ્રવક્ષ્યે ॥૧૧॥

પદ=યત્-અક્ષરં-વેદવિદઃ-વદન્તિ-વિશન્તિ-યત્-યતયઃ-વીતરાગાઃ । યત્-ઇચ્છંતઃ-બ્રહ્મચર્યં-ચરંતિ-તત્-તે-પદં-સંગ્રહેણ-પ્રવક્ષ્યે ॥

અ. અર્થ=વેદવિદઃ-યત્-અક્ષરં-વદંતિ-વેદ જાણુનારાઓ જે અક્ષરને કહે છે, વીતરાગાઃ-યતયઃ-યત્-વિશંતિ-રાગ રહિત સંન્યાસીઓ જેમાં પ્રવેશ કરે છે. (અને) યત્ ઇચ્છંતઃ-બ્રહ્મચર્યં-ચરંતિ-જેને ઇચ્છનારા બ્રહ્મચર્યવ્રત પાળે છે. તત્-પદં-તે-સંગ્રહેણ-પ્રવક્ષ્યે-તે પદ (હું) તને ટુંકામાં કહીશ.

ગુ. અર્થ=વેદ જાણુનારાઓ જે અક્ષરને કહે છે. રાગરહિત

સન્યાસીઓ જેમા પ્રવેશ કરે છે અને જેને ઇચ્છનાર બ્રહ્મચર્યવ્રત પાળે છે. તે પદ હુ તને ટુકામા કહીશ

**સર્વદ્વારાણિ સંયમ્ય, મનોહૃદિ નિરૂદ્ધય ચ ।**
**મૂર્ન્ધ્યાધાયાત્મનઃ પ્રાણ,માસ્થિતો યોગધારણામ્॥૧૨॥**

પદ=સર્વદ્વારાણિ–સયમ્ય–મન –હૃદિ–નિરૂદ્ધય–ચ ।
મૂર્ધ્નિ–આધાય–આત્મન પ્રાણં–આસ્થિત–યોગધારણામ્॥

અ અર્થ=**સર્વદ્વારાણિ–સંયમ્ય–ચ**–સર્વ દ્વારોને બંધ કરીને અને **મન–હૃદિ–નિરૂદ્ધય**–મનને હૃદયમાં રોકીને **આત્મનઃ–પ્રાણં–મૂર્ધ્નિ–આધાય**–પોતાના પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને **યોગધારણાં–આસ્થિતઃ**– યોગ ધારણામા રહેલો.

શુ. અર્થ=સર્વ દ્વારોને બંધ કરીને અને મનને હૃદયમા રોકીને પોતાના પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને, યોગ ધારણામા રહેલો.

**ઓમિત્યેકાક્ષરં બ્રહ્મ, વ્યાહરન્મા મનુસ્મરન્ ।**
**યઃ પ્રયાતિ ત્યજન્દેહં, સયાતિ પરમાં ગતિમ્ ॥૧૩॥**

પદ=ઓમ્–ઇતિ–એકાક્ષરં–બ્રહ્મ–વ્યાહરન્–માં અનુસ્મરન્।
ય –પ્રયાતિ–ત્યજન્–દેહં–સ–યાતિ–પરમાં–ગતિમ્ ॥

અ. અર્થ=**ઓમ્–ઇતિ–એકાક્ષરં–બ્રહ્મ વ્યાહરન્**–ઓમ્ એ પ્રકારના એક અક્ષર રૂપ બ્રહ્મને જપતો (તથા) **માં–અનુસ્મરન્**–મને સતત્ સ્મરતો **ત્યજન્–દેહં–યઃ–પ્રયાતિ**–દેહને છોડતો જે જાય છે. **સઃ–પરમાંગતિં–યાતિ**–તે પરમ ગતિને પામે છે.

ગુ. અર્થ=ઓમ્ એ પ્રકારના એક અક્ષર રૂપ બ્રહ્મને જપતો તથા મને સ્મરતો દેહને છોડતો જે જાય છે. તે પરમ ગતિને પામે છે.

**અનન્યચેતાઃ સતતં, યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ, નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥૧૪॥**

પદઃ=અનન્યચેતાઃ–સતતં–યઃ–માં–સ્મરતિ–નિત્યશઃ ।
તસ્ય–અહં–સુલભઃ–પાર્થ–નિત્યયુક્તસ્ય–યોગિનઃ ॥

અ. અર્થ=યઃ–અનન્યચેતાઃ–જે અનન્ય ચિત્તવાળો **માં–નિત્યશઃ–સતતં–સ્મરતિ**–મને જીવનપર્યંત સદા સ્મરણ કરે છે. **તસ્યનિત્યયુક્તસ્ય–યોગિનઃ**–તેવા નિત્ય યુક્ત યોગીને **પાર્થ–અહં–સુલભઃ**–હે પાર્થ હું સુલભ છું.

ગુ. અર્થ=જે અનન્ય ચિત્તવાળો મારૂં જીવન પર્યંત સદા સ્મરણ કરે છે. તેવા નિત્ય યુક્ત યોગીને, હે પાર્થ હું સુલભ છું.

**મામુપેત્ય પુનર્જન્મ, દુઃખાલય મશાશ્વતમ્ ।**
**નાપ્નુવંતિ મહાત્માનઃ, સંસિદ્ધિં પરમાંગતાઃ ॥૧૫॥**

પદ=માં–ઉપેત્ય–પુનઃ–જન્મ–દુઃખાલયં–અશાશ્વતમ્ ।
ન–આપ્નુવંતિ–મહાત્માન.–સંસિદ્ધિં–પરમાં–ગતાઃ ॥

અ. અર્થ=**માં–ઉપેત્ય**–મને પામીને **દુઃખાલયં–અશાશ્વતં–પુનર્જન્મ**–દુઃખના સ્થાનરૂપ અને અશાશ્વત એવો પુનર્જન્મ- **પરમાં–સંસિદ્ધિં–ગતાઃ–મહાત્માનઃ**–પરમ-સિદ્ધિને પામેલા મહાત્માઓ **ન–આપ્નુવંતિ**–પામતા નથી.

ગુ. અર્થ=મને પામીને દુઃખના સ્થાન રૂપ અને અશાશ્વત એવો પુનર્જન્મ પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ પામતા નથી.

**આ બ્રહ્મ ભુવનાલ્લોકાઃ, પુનરાવર્ત્તિનોઽર્જુન ।**
**મામુપેત્ય તુ કૌંતેય, પુનર્જન્મન વિદ્યતે ॥૧૬॥**

પદ=આબ્રહ્મભુવનાત્—લોકાઃ—પુનઃ=આવર્ત્તિનઃ—અર્જુન ।
માં—ઉપેત્ય—તુ—કૌંતેય—પુનઃ—જન્મ—ન—વિદ્યતે ॥

અ. અર્થ=અર્જુન—આબ્રહ્મભુવનાત્—લોકાઃ—હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને (બધા) લોક પુનરાવર્ત્તિનઃ—પુનરાવર્ત્તન પામનારા છે. તુ—માં—ઉપેત્ય—પરંતુ મને પામીને કૌંતેય—પુનર્જન્મ—ન—વિદ્યતે—હે કૌન્તેય પુનર્જન્મ પામતો નથી.

ગુ. અર્થ=હે અર્જુન ? બ્રહ્મલોકથી માંડીને બધાલોક જન્મ મરણને પામનારાં છે. પરંતુ મને પામીને, હે કૌન્તેય પુનર્જન્મ પામતો નથી.

**સહસ્રયુગ પર્યંત, મહર્યદ્ બ્રહ્મણો વિદુઃ ।**
**રાત્રિં યુગ સહસ્રાં તાં, તેઽહો રાત્ર વિદોજનાઃ ॥૧૭॥**

પદ=સહસ્રયુગપર્યંતં—અહઃ—યત્—બ્રહ્મણઃ—વિદુઃ ।
રાત્રિં—યુગસહસ્રાં—તાં—તે—અહોરાત્રવિદઃ—જનાઃ ॥

અ. અર્થ=બ્રહ્મણઃ—યત્—સહસ્રયુગપર્યંતં—અહઃ—બ્રહ્માનો જે હજારયુગ પર્યંતનો દિવસ (છે તેને) વિદુઃ—જાણે છે. (તથા) યુગસહસ્રાં—તાં—રાત્રિં—હજાર યુગની

તેવી રાત્રિને ( જે જાણે છે ) તે-જનાઃ-અહોરાત્રવિદુઃ-
તે પુરૂષો અહોરાત્રિને જાણુનારા છે.

ગુ. અર્થ=બ્રહ્માનો જે હજાર યુગ પર્યંતનો દિવસ છે. તેને જાણે છે. તથા હજાર યુગની તેવી રાત્રિને જે જાણે છે. તે પુરૂષો અહોરાત્રિને જાણુનારા છે.

અવ્યક્તાદ્વ્યક્તયઃ સર્વાઃ, પ્રભવંત્યહરાગમે ।
રાત્ર્યાગમે પ્રલીયંતે, તત્રૈવાવ્યક્તસંજ્ઞકે ॥૧૮॥

પદ=અવ્યક્તાત્-વ્યક્તયઃ-સર્વાઃ-પ્રભવંતિ-અહરાગમે ।
રાત્ર્યાગમે-પ્રલીયંતે-તત્ર-એવ-અવ્યક્તસંજ્ઞકે ॥

અ. અર્થ=અહરાગમે-અવ્યક્તાત્-સર્વાઃ-વ્યક્તયઃ-પ્રભવન્તિ-બ્રહ્માનો દિવસ થાય છે ત્યારે, અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ ચરાચર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. (અને બ્રહ્માની) રાત્ર્યાગમે-તત્ર-એવ-જ્યારે રાત્રિ થાય છે, ત્યારે ત્યાંજ અવ્યક્તસંજ્ઞકે-પ્રલીયન્તે-અવ્યક્ત નામવાળામાં લય પામે છે.

ગુ. અર્થ=બ્રહ્માનો દિવસ થાય છે ત્યારે અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ ચરાચર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. અને બ્રહ્માની જ્યારે રાત્રિ થાય છે. ત્યારે ત્યાંજ અવ્યક્ત નામવાળામા લય પામે છે.

ભૂતગ્રામઃ સએવાયં, ભૂત્વાભૂત્વા પ્રલીયતે ।
રાત્ર્યાગમેઽવશઃ પાર્થ, પ્રભવત્યહરાગમે ॥૧૯॥

પદ=ભૂતગ્રામઃ-સઃ-એવ-અયં-ભૂત્વા-ભૂત્વા-પ્રલીયતે ।
રાત્ર્યાગમે-અવશઃ-પાર્થ-પ્રભવતિ-અહરાગમે ॥

અ. અર્થ=પાર્થ-સઃ-એવ-અયં-ભૂતગ્રામઃ-હે પાર્થ ! તેનો તે આ પ્રાણીઓનો સમુદાય ભૂત્વા-ભૂત્વા-થઇ થઇને અવશઃ-રાત્ર્યાગમે-પ્રલીયતે-પરતંત્ર સતો રાત્રી આવતાં લય પામે છે. (અને) અહરાગમે-પ્રભવતિ-દિવસ થતા ઉત્પન્ન થાય છે.

શુ. અર્થ=હે પાર્થ ! તેનો તે આ પ્રાણીઓનો સમુદાય થઇ થઈને પરતંત્ર સતો રાત્રી આવતા લય પામે છે. અને દિવસ થતાં ઉત્પન્ન થાય છે.

પરસ્તસ્માત્તુ ભાવોઽન્યો, વ્યક્તોઽવ્યક્તાત્સનાતનઃ।
યઃ સ સર્વેષુ ભૂતેષુ, નશ્યત્સુન વિનશ્યતિ ॥૨૦॥

પદ=પરઃ-તસ્માત્-તુ-ભાવઃ-અન્યઃ-વ્યક્તઃ-અવ્યક્તાત્-સનાતન । યઃ-સઃ-સર્વેષુ-ભૂતેષુ-નશ્યત્સુ-ન-વિનશ્યતિ ॥

અ. અર્થ=તસ્માત્-અવ્યક્તાત્-તુ-તેથી તે અવ્યક્તથી પણ પરઃ-અન્યઃ-અવ્યક્તઃ-પર બીજો અવ્યક્ત (તથા) સનાતનઃ-યઃ-ભાવઃ-અનાદિ જે ભાવ (છે) સઃ-સર્વેષુ-ભૂતેષુ-નશ્યત્સુ-તે સર્વ ભુતો નાશ પામતાં છતાં પણ ન-વિનશ્યતિ-નાશ પામતો નથી.

શુ. અર્થ=તે અવ્યક્તથી પણ પર બીજો અવ્યક્ત તથા સનાતન અનાદિ જે ભાવ છે. તે સર્વ ભૂતો નાશ પામતાં છતાં પણ નાશ પામતો નથી.

**અવ્યક્તોઽક્ષર ઇત્યુક્ત, સ્તમાહુઃ પરમાં ગતિમ્।**
**યં પ્રાપ્ય ન નિવર્તંતે, તદ્ધામ પરમં મમ ॥૨૧॥**

પદ=અવ્યક્તઃ–અક્ષરઃ–ઇતિ–ઉક્તઃ–તં–આહુઃ–પરમાં–
ગતિમ્। યં–પ્રાપ્ય–ન–નિવર્તંતે-તત્–ધામ-પરમં–મમ॥

અ. અર્થ=અવ્યક્તઃ–અક્ષરઃ–ઇતિ–ઉક્તઃ–અવ્યક્ત અક્ષર (છે) એમ કહ્યું છે. તં–પરમાં–ગતિં–આહુઃ– તેને (જ) પરમ ગતિ કહે છે. યં–પ્રાપ્ય–ન–નિવર્ત્તન્તે– જેને પામીને ( જ્ઞાનીજનો ) પાછા આવતા નથી. તત્– મમ–પરમં–ધામ–તે મારૂં પરમ ધામ છે.

શુ. અર્થ=અવ્યક્ત અક્ષર છે. એમ કહ્યું છે. તેનેજ પરમ ગતિ કહે છે. જેને પામીને જ્ઞાનીજનો પાછા આવતા નથી. તે મારૂં પરમ ધામ છે.

**પુરૂષઃ સ પરઃ પાર્થ, ભકત્યા લભ્ય સ્ત્વનન્યયા।**
**યસ્યાંતઃ સ્થાનિભૂતાનિ, યેન સર્વમિદં તતમ્ ॥૨૨॥**

પદ=પુરૂષઃ–સઃ–પરઃ–પાર્થ–ભકત્યા–લભ્યઃ–તુ–અનન્યયા।
યસ્ય–અંતઃસ્થાનિ–ભૂતાનિ–યેન–સર્વં–ઇદં–તતમ્॥

અ. અર્થ=પાર્થ–સઃ–પરઃ–પુરૂષઃ–તુ–હે પાર્થ ! તે શ્રેષ્ઠ પુરૂષ તો અનન્યયા–ભકત્યા–લભ્યઃ–અનન્ય ભક્તિ વડે પામી શકાય તેવો છે. યસ્ય–અંતઃસ્થાનિ–ભૂતાનિ– જેની અંદર ભૂતો રહેલાં છે. (ને) યેન–ઇદં–સર્વં–તતમ્– જેણે આ સર્વ વ્યાપેલું છે.

ગુ. અર્થ=હે પાર્થ ! શ્રેષ્ઠ પુરૂષ તો અનન્ય ભક્તિ વડે પામી શકાય તેવો છે. જેની અંદર ભૂતો રહેલા છે. ને જેણે આ સર્વ વ્યાપેલું છે.

**યત્રકાલે ત્વનાવૃત્તિ, માવૃત્તિં ચૈવ યોગિનઃ ।**
**પ્રયાતા યાંતિ તં કાલં, વક્ષ્યામિ ભરતર્ષભ ॥૨૩॥**

પદ=યત્ર–કાલે–તુ–અનાવૃત્તિં–આવૃત્તિં–ચ–એવ–યોગિનઃ ।
પ્રયાતાઃ–યાન્તિ–તં–કાલં–વક્ષ્યામિ–ભરતર્ષભ ॥

અ. અર્થ=તુ–યત્ર–કાલે–પ્રયાતાઃ–યોગિનઃ–વળી જે કાળમાં પ્રયાણ કરતા યોગીઓ **અનાવૃત્તિં ચ–ચ–આવૃત્તિં–એવ–યાન્તિ**–અનાવૃત્તિ–મોક્ષ અને આવૃત્તિ જન્મ પામે છે. **તં–કાલં**–તે કાલ **ભરતર્ષભ–વક્ષ્યામિ**–હે ભરત શ્રેષ્ઠ ! (હું તને) કહું છું.

ગુ. અર્થ=વળી જે કાળમા પ્રયાણ કરતા યોગીઓ. મોક્ષ અને જન્મને પામે છે. તે કાળ હે ભરતશ્રેષ્ઠ ! હું તને કહું છું.

**અગ્નિ જ્યોતિ રહઃ શુકલઃ, ષણ્માસા ઉત્તરાયણમ્ ।**
**તત્ર પ્રયાતા ગચ્છંતિ, બ્રહ્મ બ્રહ્મ વિદોજનાઃ ॥૨૪॥**

પદ=અગ્નિઃ–જ્યોતિઃ અહઃ–શુકલઃ–ષટ્–માસાઃ-ઉત્તરાયણમ્ ।
તત્ર–પ્રયાતાઃ–ગચ્છંતિ–બ્રહ્મ–બ્રહ્મવિદઃ–જનાઃ ॥

અ. અર્થ=**અગ્નિઃ–જ્યોતિઃ–અહઃ–શુકલઃ**–અગ્નિ (અને) જ્યોતિ અથવા જ્યોતિ રૂપ અગ્નિ દિવસ શુકલપક્ષ **ષણ્માસાઃ–ઉત્તરાયણં**–છ માસ રૂપ ઉત્તરાયણ **તત્ર–**

**પ્રયાતાઃ-બ્રહ્મવિદઃ-જનાઃ-તે માર્ગે ગયેલા બ્રહ્મવિત્ પુરૂષો બ્રહ્મ-ગચ્છન્તિ-બ્રહ્મને પામે છે.**

ગુ. અર્થ=અગ્નિ અને જ્યોતિ અથવા જ્યોતિ રૂપ અગ્નિ, દિવસ, શુક્લ પક્ષ, અને ૭ માસ ઉત્તરાયણ, તે માર્ગે ગયેલા બ્રહ્મવિદ પુરૂષો, બ્રહ્મને પામે છે.

**ધૂમોરાત્રિ સ્તથા કૃષ્ણઃ, ષણ્માસા દક્ષિણાયનમ્ ।**
**તત્ર ચાન્દ્રમસં જ્યોતિ, ર્યોગી પ્રાપ્ય નિવર્તતે ॥૨૫॥**

પદ=ધૂમઃ-રાત્રિઃ-તથા-કૃષ્ણઃ-ષટ્-માસાઃ-દક્ષિણાયનમ્ ।
તત્ર-ચાન્દ્રમસં-જ્યોતિઃ-યોગી-પ્રાપ્ય-નિવર્તતે ॥

અ. અર્થ=**ધૂમઃ-રાત્રિઃ-તથા-કૃષ્ણઃ-ષણ્માસાઃ-દક્ષિણાયનં**-ધૂમ, રાત્રિ તથા કૃષ્ણપક્ષ છ માસ રૂપ દક્ષિણાયન **તત્ર-યોગી-ચાંદ્રમસં-જ્યોતિઃ-પ્રાપ્ય-નિવર્તતે**-તેમાં (જનારો) યોગી ચંદ્રમાની જ્યોતિને પામીને પાછો આવે છે.

ગુ. અર્થ=ધૂમ, રાત્રિ તથા કૃષ્ણપક્ષ અને ૭ માસ રૂપ દક્ષિણાયન, તેમા જનારો યોગી ચંદ્રમાની જ્યોતિને પામીને પાછો આવે છે.

**શુક્લકૃષ્ણે ગતીહ્યેતે, જગતઃ શાશ્વતે મતે ।**
**એકયા યાત્યના વૃત્તિ,મન્યયાઽઽવર્તતે પુનઃ ॥૨૬॥**

પદ=શુક્લકૃષ્ણે-ગતી-હિ-એતે-જગતઃ શાશ્વતે-મતે ।
એકયા-યાતિ-અનાવૃત્તિં-અન્યયા-આવર્તતે-પુનઃ ॥

અ. અર્થ=**હિ-જગતઃ-એતે**-ખરેખર જગત્‌ની આ **શુક્લકૃષ્ણે-ગતી-શાશ્વતે-મતે**-શુક્લ અને કૃષ્ણગતિઓ

અનાદિ મનાએલી છે. (તેમાંની) એકયા–અનાવૃત્તિં–યાતિ–એકવડે અનાવૃત્તિ–મોક્ષ પામે છે. (અને) અન્યયા–પુનઃ–આવર્તતે–બીજી વડે ફરીને પાછા આવે–જન્મે છે.

ગુ. અર્થ=ખરેખર જગતની આ શુક્લ અને કૃષ્ણ ગતિએ અનાદિ મનાએલી છે. તેમાની એક વડે મોક્ષ પામે છે. અને બીજી વડે ફરી જન્મ ધારણ કરે છે.

નૈતે સૃતી પાર્થ જાનન્, યોગી મુહ્યતિ કશ્ચન ।
તસ્માત્સર્વેષુ કાલેષુ, યોગ યુક્તો ભવાર્જુન ॥૨૭॥

પદ=ન–એતે–સૃતી–પાર્થ–જાનન્–યોગી–મુહ્યતિ–કશ્ચન।
તસ્માત્–સર્વેષુ–કાલેષુ–યોગયુક્તઃ–ભવ–અર્જુન॥

અ. અર્થ=પાર્થ–એતે–સૃતી–જનાન્–હે પાર્થ ! એ બે માર્ગ જાણનારો કશ્ચન–યોગી–ન–મુહ્યતિ–કોઈપણ યોગી મોહ પામતો નથી. તસ્માત્–અર્જુન–સર્વેષુ–કાલેષુ–યોગયુક્તઃ–ભવ–તેટલા માટે હે અર્જુન ! (તું) સર્વ કાળમાં યોગયુક્ત થા.

ગુ. અર્થ=હે પાર્થ ! એ બે માર્ગ જાણનારો કોઈ પણ યોગી મોહ પામતો નથી, તેટલા માટે હે અર્જુન ! તું સર્વકાળમાં યોગ યુક્ત થા.

વેદેષુ યજ્ઞેષુ તપઃ સુચૈવ
દાનેષુ યત્પુણ્યફલં પ્રદિષ્ટમ્ ।
અત્યેતિ તત્સર્વમિદં વદિત્વા
યોગી પરં સ્થાન મુપૈતિ આદ્યમ્ ॥૨૮॥

પદ=વેદેષુ-યજ્ઞેષુ-તપ સુ-ચ-એવ-દાનેષુ-યત્-પુણ્યફલં-પ્રદષ્ટિમ્ । અત્યેતિ-તત્-સર્વં-ઇદં-વિદિત્વા-યોગી-પર-સ્થાનં-ઉપૈતિ-ચ-આદ્યમ્ ॥

અ અર્થ=વેદેષુ-યજ્ઞેષુ-ચ-તપઃસુ-એવ-દાનેષુ-વેદોમા યજ્ઞોમા અને તપોમા તથા દાનોમા યત્-પુણ્યફલં-પ્રદિષ્ટ-જે પુણ્યનું ફલ કહ્યું છે તત્-ઈદં-સર્વં-તે આ સર્વને યોગી-વિદિત્વા-અત્યેતિ-યોગી જાણીને ઓળગી જાય છે. ચ-પરં-આદ્ય-સ્થાનં-ઉપૈતિ-અને સર્વથી શ્રેષ્ઠ કારણરૂપ સ્થાનને પામે છે

શુ અર્થ=વેદોમા, યજ્ઞોમા અને તપોમા તથા દાનોમા જે પુણ્ય ફલ કહ્યું છે તે આ સર્વને યોગી જાણીને ઓળઘી જાય છે. અને સર્વથી શ્રેષ્ઠ કારણરૂપ સ્થાનને પામે છે

ઈ શ્રી. ભ ગીના શ્રી. કૃ સંવાદે અક્ષર બ્રહ્મ યોગ નામનો ૮ મો અધ્યાય સમાપ્ત.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

# રાજવિદ્યા રાજગુહ્યયોગ-અ. ૯ મો.

શ્રીભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

ઇદં તુ તે ગુહ્યતમં, પ્રવક્ષ્યામ્યન સૂયવે ।
જ્ઞાનં વિજ્ઞાન સહિતં, યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્॥૧॥

પદ=ઇદં-તુ-તે-ગુહ્યતમં-પ્રવક્ષ્યામિ-અનસૂયવે ।
જ્ઞાનં-વિજ્ઞાનસહિતં-યત્-જ્ઞાત્વા-મોક્ષ્યસે-અશુભાત્ ॥

અ. અર્થ=તુ-અનસૂયવે-તે-વળી અસૂયા વિનાના તને ઇદં-ગુહ્યતમં-વિજ્ઞાનસહિતં-જ્ઞાનં-પ્રવક્ષ્યામિ-આ અત્યંત ગુહ્ય વિજ્ઞાન સહિત જ્ઞાન કહું છું. યત્-જ્ઞાત્વા-અશુભાત્-મોક્ષ્યસે-જેને જાણીને (તું) અશુભથી મુક્ત થઇશ.

શુ. અર્થ=વળી અસુયાવિનાના તને આ અત્યંત ગુહ્ય વિજ્ઞાન સહિત જ્ઞાન કહું છુ. જેને જાણીને તું અશુભથી મુક્ત થઇ જઇશ.

રાજવિદ્યા રાજગુહ્યં, પવિત્ર મિદમુત્તમમ્ ।
પ્રત્યક્ષાવગમં ધર્મ્યં, સુસુખં કર્ત્તુમવ્યયમ્ ॥૨॥

પદ=રાજવિદ્યા-રાજગુહ્યં-પવિત્રં-ઇદં-ઉત્તમમ્ ।
પ્રત્યક્ષાવગમં-ધર્મ્યં-સુસુખં-કર્ત્તું-અવ્યયમ્ ॥

અ. અર્થ=ઇદં-રાજવિદ્યા-રાજગુહ્યં-આ ( જ્ઞાન ) વિદ્યામાં રાજા રાજગુહ્ય ઉત્તમં-પવિત્રં-પ્રત્યક્ષાવગમં-

ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષબોધવાળું ધર્મ્યં-કર્તું-સુસુખં-અવ્યયં-ધર્મયુક્ત કરવાને સુખરૂપ નાશ રહિત છે.

શુ. અર્થ=આજ્ઞાન વિદ્યામાં રાજા, રાજ્યગુહ્ય, ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષ બોધવાળું, ધર્મયુક્ત, કરવાને સુખરૂપ અને નાશરહિત છે.

**અશ્રદ્દધાનાઃ પુરૂષાઃ, ધર્મસ્યાસ્ય પરંતપ ।**
**અપ્રાપ્યમાં નિવર્તન્તે, મૃત્યુસંસાર વર્ત્મનિ ॥૩॥**

પદ=અશ્રદ્દધાનાઃ-પુરૂષાઃ-ધર્મસ્ય-અસ્ય-પરંતપ ।
અપ્રાપ્ય-માં-નિવર્તન્તે-મૃત્યુસંસારવર્ત્મનિ ॥

અ. અર્થ=પરંતપ-અસ્ય-ધર્મસ્ય-હે પરંતપ ! આ ધર્મ ઉપર અશ્રદ્દધાનાઃ-પુરૂષાઃ-માં-અપ્રાપ્ય-શ્રદ્ધા નહિ રાખનારા પુરૂષો મને નહિં પામીને મૃત્યુ સંસાર વર્ત્મનિ-નિવર્તંતે-મૃત્યુવાળા સંસારમાર્ગમાં ભટકે છે.

શુ. અર્થ=હે પરંતપ ! આ ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનાર પુરૂષો મને નહિં પામીને મૃત્યુવાળા સંસારના માર્ગમાં ભટકે છે.

**મયાતતમિદં સર્વં, જગદવ્યક્તમૂર્તિના ।**
**મત્સ્થાનિ સર્વભૂતાનિ, ન ચાહં તેષ્વવસ્થિતઃ ॥૪॥**

પદ=મયા-તતં-ઈદં-સર્વં-જગત્-અવ્યક્તમૂર્તિના ।
મત્સ્થાનિ-સર્વભૂતાનિ-ન-ચ-અહં-તેષુ-અવસ્થિતઃ ॥

અ. અર્થ=મયા-અવ્યકતમૂર્તિના-મેં અવ્યક્ત મૂર્તિએ કરીને ઈદં-સર્વં-જગત્-તતં-આ સર્વ જગત્ વ્યાપ્ત કરાએલું છે. સર્વ ભૂતાનિ-મત્સ્થાનિ-અપિ-

સર્વભૂતો મારામાં રહેલાં છે પણ અહં-તેષુ-ન-અવસ્થિતઃ-હું તેઓમાં રહેલો નથી.

શુ. અર્થ=મેં અવ્યક્ત મૂર્તિએ કરીને આ સર્વ જગત્ વ્યાપ્ત કરાવેલું છે. સર્વભૂતો મારામા રહેલા છે. પણ હું તેઓમાં રહેલો નથી.

**ન ચ મત્સ્થાનિ ભૂતાનિ, પશ્યમે યોગ મૈશ્વરમ્ ।**
**ભૂતભૃન્ન ચ ભૂતસ્થો, મમાત્મા ભૂતભાવનઃ ॥૫॥**

પદ=ન-ચ-મત્સ્થાનિ-ભૂતાનિ-પશ્ય-મે-યોગં-ઐશ્વરમ્ ।
ભૂતભૃત્-ન-ચ-ભૂતસ્થઃ-મમ-આત્મા-ભૂતભાવનઃ ॥

અ. અર્થ=ચ-ભૂતાનિ-મત્સ્થાનિ-ન-વળી ભૂતો મારામાં રહેલાં છે એમ નથી. મે-ઐશ્વરં-યોગં-પશ્ય-મારો ઐશ્વર્ય વાળો યોગ જો. ભૂતભાવનઃ-ચ-ભૃતભૃત્-ભૂતોને ઉત્પન્ન કરતો તથા ભૂતોને ધારણ કરતો મમ-આત્મા-ભૂતસ્થઃ-ન-મારો આત્મા ભૂતમાં રહેલો નથી.

શુ. અર્થ=વળી ભૂતો મારામાં રહેલાં છે એમ નથી. મારો ઐશ્વર્યવાળો યોગ જો. ભૂતોને ઉત્પન્ન કરતો તથા ભૂતોને ધારણ કરતો મારો આત્મા ભૂતોમાં રહેલો નથી.

**યથાऽऽકાશ સ્થિતોનિત્યં, વાયુઃ સર્વત્ર ગોમહાન્ ।**
**તથા સર્વાણિ ભૂતાનિ, મત્સ્થાની ત્યુપધારય ॥૬॥**

પદ=યથા-આકાશસ્થિતઃ-નિત્યં-વાયુઃ-સર્વત્રગઃ-મહાન્ ।
તથા-સર્વાણિ-ભૂતાનિ-મત્સ્થાનિ-ઇતિ-ઉપધારય ॥

અ. અર્થ=યથા-સર્વત્રગઃ-મહાન્-વાયુઃ-જેમ સર્વ-ગામી મોટો વાયુ નિત્યં-આકાશસ્થિતઃ-સદા આકાશમાં સ્થિત છે તથા-સર્વાણિ-ભૂતાનિ-મત્સ્થાનિ-ઇતિ-ઉપધારય-તેમ સર્વભૂતો મારામાં સ્થિત છે એમ સમજ.

ગુ. અર્થ=જેમ સર્વગામી મોટો વાયુ, સદા આકાશમા સ્થિત છે, તેમ સર્વભૂતો મારામા સ્થિત છે એમ સમજ.

સર્વભૂતાનિ કૌંતેય, પ્રકૃતિંયાંતિ મામિકામ્ ।
કલ્પક્ષયે પુનસ્તાનિ, કલ્પાદૌ વિસૃજામ્યહમ્ ॥૭॥

પદ=સર્વભૂતાનિ-કૌંતેય-પ્રકૃતિં-યાન્તિ-મામિકાં ।
કલ્પક્ષયે-પુનઃ-તાનિ-કલ્પાદૌ-વિસૃજામિ-અહમ્ ॥

અ. અર્થ=કૌન્તેય-સર્વભૂતાનિ-કલ્પક્ષયે-હે કૌન્તેય ! સર્વભૂતો કલ્પના અંતમાં, મામિકાં-પ્રકૃતિં-યાંતિ-મારી પ્રકૃતિને પામે છે. પુનઃ-કલ્પાદૌ-વળી કલ્પના આરંભમાં અહં-તાનિ-વિસૃજામિ-હું તેઓને ઉત્પન્ન કરૂં છું.

ગુ. અર્થ=હે કૌન્તેય ! સર્વભૂતો કલ્પના અંતમાં મારી પ્રકૃતિને પામે છે. અને વળી કલ્પના આરંભમાં હું તે ભૂતોને ઉત્પન્ન કરૂં છું.

પ્રકૃતિં સ્વામવષ્ટભ્ય, વિસૃજામિ પુનઃ પુનઃ ।
ભૂતગ્રામ મિમંકૃત્સ્ન, મવશં પ્રકૃતેર્વશાત્ ॥૮॥

પદ=પ્રકૃતિં-સ્વાં-અવષ્ટભ્ય-વિસૃજામિ-પુનઃ-પુનઃ ।
ભૂતગ્રામં-ઇમં-કૃત્સ્નં-અવશં-પ્રકૃતેઃ-વશાત્ ॥

અ. અર્થ=સ્વાં-પ્રકૃતિં-અવષ્ટભ્ય-મારી પ્રકૃતિનો

આશ્રય કરીને, પ્રકૃતેઃ-વશાત્-પ્રકૃતિના સ્વભાવથી-ઈમં-કૃત્સ્નં-અવશં-ભૂતગ્રામં-આ સમગ્ર અવશ ભુત સમુદાયને પુનઃ-પુનઃ-વિસૃજામિ-હું ફરી ફરીને ઉત્પન્ન કરૂં છું.

ગુ. અર્થ=મારી પ્રકૃતિનો આશ્રય કરીને પ્રકૃતિના સ્વભાવથી આ સમગ્ર અવશ ભૂત સમુદાયને હું ફરી ફરીને ઉત્પન્ન કરૂં છું.

**ન ચ માં તાનિ કર્માણિ, નિબધ્નંતિ ધનંજય ।**
**ઉદાસીન વદાસીન, મસક્તં તેષુ કર્મસુ ॥૯॥**

પદ=ન-ચ-માં-તાનિ-કર્માણિ-નિબધ્નંતિ-ધનંજય ।
ઉદાસીનવત્-આસીનં-અસક્તં-તેષુ-કર્મસુ ॥

અ. અર્થ=ધનંજય-તેષુ-કર્મસુ-ઉદાસીનવત્-આસીનં-હે ધનંજય ! તે કર્મોમાં ઉદાસીનની પેઠે રહેલા ચ-તથા અસક્તં-માં-તાનિ-કર્માણિ-ન-નિબધ્નંતિ-અસક્ત એવા મને તે કર્મો બંધન કરતાં નથી.

ગુ. અર્થ=હે ધનંજય ! તે કર્મોમાં ઉદાસીનની પેઠે રહેલા, તથા અસક્ત એવા મને તે કર્મો બંધન કરતા નથી

**મયાઽધ્યક્ષેણ પ્રકૃતિઃ, સૂયતે સચરાચરમ્ ।**
**હેતુનાઽનેન કૌંતેય, જગદ્વિપરિવર્તતે ॥૧૦॥**

પદ=મયા-અધ્યક્ષેણ-પ્રકૃતિઃ-સૂયતે-સચરાચરમ્ ।
હેતુના-અનેન-કૌંતેય-જગત્-વિપરિવર્તતે ॥

અ. અર્થ=મયા-અધ્યક્ષેણ-હું અધ્યક્ષ હોઇને પ્ર-

કૃતિઃ-સચરાચરં—સૂયતે—પ્રકૃતિ સ્થાવર જંગમને ઉપજાવે છે. કૌન્તેય—અનેન—હેતુના—હે કૌન્તેય ! અનિમિત્તવડે જગત્—વિપરિવર્ત્તતે-જગત્ પરિભ્રમણ પામે છે.

શુ. અર્થ=હું અધ્યક્ષ હોઇને પ્રકૃતિ સ્થાવર જંગમને ઉપજાવે છે હે કૌન્તેય ! આ નિમિત્ત વડે જગત્ પરિભ્રમણ પામે છે.

**અવજાનંતિમાં મૂઢા, માનુષીં તનુમાશ્રિતમ્ ।**
**પરંભાવમજાનંતો, મમ ભૂતમહેશ્વરમ્ ॥૧૧॥**

પદ=અવજાનંતિ-માં-મૂઢાઃ-માનુષીં-તનું-આશ્રિતમ્ ।
પરં-ભાવં-અજાનંતઃ-મમ-ભૂતમહેશ્વરમ્ ॥

અ. અર્થ=**મમ-ભૂતમહેશ્વરં-પરં-ભાવં-અજાનંતઃ**-મારા ભૂતોના મહાન્ ઈશ્વરરૂપ ઉંચા ભાવને નહિં જાણનારા **મૂઢાઃ-માનુષીં-તનું-આશ્રિતં**-મૂઢ માણસો માનવ શરીર ધારણ કરી રહેલા **માં-અવજાનંતિ**-મને અવજ્ઞા કરે છે.

શુ. અર્થ=મારા ભૂતોના મહાન્ ઇશ્વરરૂપ, ઉંચા ભાવને નહિં જાણનારા, મૂઢ માણસો માનવ શરીર ધારણ કરી રહેલા મને અવજ્ઞા કરે છે.

**મોઘાશા મોઘકર્માણો, મોઘજ્ઞાના વિચેતસઃ ।**
**રાક્ષસી માસુરીં ચૈવ, પ્રકૃતિં મોહિંનીંશ્રિતા ॥૧૨॥**

પદ=મોઘાશાઃ-મોઘકર્માણઃ-મોઘજ્ઞાનાઃ-વિચેતસઃ ।
રાક્ષસીં-આસુરીં-ચ-એવ-પ્રકૃતિં-મોહિનીં-શ્રિતાઃ ॥

અ. અર્થ=મોઘાશાઃ-મોઘકર્માણઃ-મોઘજ્ઞાનાઃ-વિચેતસઃ-મિથ્યાઆશાવાળા, મિથ્યાકર્મવાળા, મિથ્યાજ્ઞાનવાળા, અવિચારી, મોહિનીં-રાક્ષસીં-ચ-મોહપમાડે એવી રાક્ષસી અને આસુરીં-પ્રકૃતિં-એવ-શ્રિતઃ-આસુરી પ્રકૃતિનેજ આશ્રય કરીને રહેલા છે.

શુ. અર્થ=મિથ્યા આશાવાળા, મિથ્યા કર્મવાળા, મિથ્યા જ્ઞાનવાળા, અવિચારી જનો મોહ પમાડે એવી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનેજ આશ્રયે રહેલા છે.

મહાત્માનસ્તુમાં પાર્થ, દૈવીં પ્રકૃતિ માશ્રતાઃ ।
ભજંત્ય નન્યમનસો, જ્ઞાત્વા ભૂતાદિ મવ્યયમ્ ॥૧૩॥

પદ=મહાત્માનઃ-તુ-માં-પાર્થ-દૈવીં પ્રકૃતિં-આશ્રિતાઃ।
ભજંતિ-અનન્યમનસઃ-જ્ઞાત્વા-ભૂતાદિં-અવ્યયમ્ ॥

અ. અર્થ=પાર્થ-દૈવીં-પ્રકૃતિં-આશ્રિતાઃ-હે પાર્થ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરી રહેલા (અને) અનન્યમનસઃ-મહાત્માનઃ-અનન્ય મનવાળા, મહાત્માઓ તો માં-ભૂતાદિં-અવ્યયં-જ્ઞાત્વા-ભજન્તિ મને ભૂતોના કારણરૂપ-અવિનાશી જાણીને ભજે છે.

શુ. અર્થ=હે પાર્થ દૈવી પ્રકૃતિનો આશ્રય કરી રહેલા અને અનન્ય મનવાળા મહાત્માઓતો, મને ભૂતોના કારણ રૂપ અવિનાશી જાણીને ભજે છે.

સતતં કીર્તયંતોમાં, યતન્તશ્ચ દૃઢવ્રતાઃ ।
નમસ્યન્તશ્ચમાં ભક્ત્યા, નિત્યયુક્તા ઉપાસતે ॥૧૪॥

પદ=સતતં કીર્તયંતઃ-માં-યતંત-ચ-દૃઢવ્રતાઃ ।
નમસ્યન્તઃ-ચ-માં-ભક્ત્યા-નિત્યયુક્તા.-ઉપાસતે ॥

અ. અર્થ=સતતં-માં-કીર્ત્તયંતઃ-નિરંતર મારૂં કીર્ત્તન કરતા યતંતઃ-ચ-દ્દઢવ્રતાઃ-યત્ન કરતા અને દૃઢવ્રતવાળા ભકત્યા-નમસ્યંતઃ-ભક્તિવડે (મને) નમતા ચ-નિત્ય-યુકતાઃ-માં-ઉપાસતે-અને સમાહિત ચિત્તવાળા મને ઉપાસે છે.

ગુ. અર્થ=નિરંતર મારૂં કીર્ત્તન કરતા, યત્ન કરતા, દૃઢ વ્રતવાળા, ને મને ભક્તિ વડે નમતા તથા સમાહિત ચિત્તવાળા મને ઉપાસે છે.

જ્ઞાનયજ્ઞેન ચાપ્યન્યે, યજંતો મામુ પાસતે ।
એકત્વેન પૃથક્ત્વેન, બહુધા વિશ્વતો મુખમ્ ॥૧૫॥

પદ=જ્ઞાનયજ્ઞેન-ચ-અપિ-અન્યે-યજંતઃ-માં-ઉપાસતે ।
અકત્વેન-પૃથક્ત્વેન-બહુધા-વિશ્વતોમુખમ્ ॥

અ. અર્થ=જ્ઞાનયજ્ઞેન-યજંતઃ-અન્યે-જ્ઞાનયજ્ઞવડે પૂજન કરતા બીજા પુરૂષો માં-એકત્વેન-ઉપાસતે-મને એક પણા વડે ઉપાસે છે. ચ-અને (કેટલા એક)-પૃથ-ક્ત્વેન-અપિ-વિશ્વતોમુખં-બહુધા-ભેદ પણાથી વળી (બીજા કેટલાએક મને) વિશ્વરૂપને અનેક પ્રકારે ઉપાસે છે.

ગુ. અર્થ=જ્ઞાન યજ્ઞવડે પૂજન કરતા બીજા પુરૂષો, મને એક પણાથી ઉપાસે છે. અને કેટલાએક મને વિશ્વરૂપને અનેક પ્રકારે ઉપાસે છે.

અહં ક્રતુરહં યજ્ઞઃ, સ્વધાહમ હમૌષધમ્ ।
મંત્રોઽહમ હમેવાજ્ય, મહમગ્નિરહં હુતમ્ ॥૧૬॥

પદ=અહં–ક્રતુ –અહં–યજ્ઞઃ–સ્વધા–અહં-અહં–ઔષધમ્ ।
મંત્રઃ–અહં–અહં–એવ–આજ્યં–અહં–અગ્નિઃ–
અહં–હુતમ્॥

અ. અર્થ=અહં–ક્રતુઃ–અહં–યજ્ઞઃ–અહં–સ્વધા–અહં–ઔષધં–અહં–મંત્રઃ–હું ક્રતુ છું, હું યજ્ઞ છું, હું સ્વધા છું, હું ઔષધ છું, હું મંત્ર છું, અહં–આજ્યં–એવ–હું ઘીજ છું. અહં–અગ્નિઃ–અહં–હુતમ્–હું અગ્નિ છું, હું હવન કર્મ છું.

ગુ. અર્થ=ક્રતુ, યજ્ઞ, સ્વધા, ઔષધ, મંત્ર, ઘૃત, અગ્નિ, અને હવનકર્મ હુંજ છું.

પિતાહમસ્ય જગતો, માતા ધાતા પિતામહઃ ।
વેદ્યં પવિત્ર મોંકાર, ૠક્ સામયજુરેવ ચ ॥૧૭॥

પદ=પિતા–અહં–અસ્ય–જગતઃ -માતા–ધાતા–પિતામહઃ ।
વેદ્યં–પવિત્રં–ઓંકારઃ–ૠક્સામયજુ–એવ–ચ ॥

અ. અર્થ=અસ્ય–જગતઃ–પિતા–માતા–ધાતા–પિતામહઃ–અહં–આ જગત્નો પિતા, માતા, ધાતા, પિતામહ હું (છું) ચ–વેદ્યં–પવિત્રં–ઓંકારઃ–ૠક્સામયજુઃ–એવ–અને જાણવા યોગ્ય પવિત્ર ઓમ્કાર, ૠક્, સામ, અને યજુર્વેદ પણ (હું જ છું.)

ગુ. અર્થ=આ જગતનો પિતા, માતા, ધાતા અને પિતામહ હુંછું. અને જાણવા લાયક પવિત્ર ઓંકાર રુગ્વેદ, સામવેદ, અને યજુર્વેદ પણ હુંજ છું.

**ગતિર્ભર્તા પ્રભુઃ સાક્ષી, નિવાસઃ-શરણં-સુહૃત્ ।**
**પ્રભવઃ પ્રલયઃ સ્થાનં, નિધાનં બીજ મવ્યયમ્ ॥૧૮॥**

પદ=ગતિ-ભર્તા-પ્રભુ-સાક્ષી-નિવાસઃ-શરણ-સુહૃત્ ।
પ્રભવઃ-પ્રલય-સ્થાનં-નિધાનં-બિજં-અવ્યયમ્ ॥

અ. અર્થ=**ગતિઃ-ભર્તા-પ્રભુઃ-સાક્ષી**-કર્મફલ, ભર્ત્તા પ્રભુ, સાક્ષી, **નિવાસઃ-શરણં-સુહૃત્**-નિવાસ, શરણ, સુહૃત્ **પ્રભવઃ-પ્રલયસ્થાનં-નિધાનં-અવ્યયં-બીજં**-પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન (અને) અવ્યય બીજ (હું છું).

ગુ. અર્થ=કર્મફલ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃત, પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન અને અવ્યય બીજ હુંછુ.

**તપામ્યહમહં વર્ષં, નિગૃહ્ણામ્યુત્સૃજામિ ચ ।**
**અમૃતં ચૈવ મૃત્યુશ્ચ, સદસચ્ચાહમર્જુન ॥૧૯॥**

પદ=તપામિ-અહં-અહં-વર્ષં-નિગૃહ્ણામિ-ઉત્સૃજામિ-ચ । અમૃતં-ચ-એવ-મૃત્યુ-ચ-સત્-અસત્-ચ-અહં-અર્જુન ॥

અ. અર્થ=**અહં-એવ-તપામિ**-હુંજ તપુ છું, **અહં-વર્ષં-નિગૃહ્ણામિ**-હુંજ જળને આકર્ષું છું ચ--

जामि-अने वरसावु छुं. अमृतं-च-मृत्युः-अमृत तथा मृत्यु सत्-च-असत्--अर्जुन-अहं-सत् अने असत् पण हे अर्जुन हुं ज छु

शु अर्थ=हुं ज तपु छु, हुं ज जळने आकर्षु छु, अने वरसावु छु अमृत तथा मृत्यु तेमज सत् अने असत् पण हे अर्जुन हुं ज छुं

त्रैविद्या मां सोमपाः पतपापाः
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्य मासाद्य सुरेन्द्र लोक
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥

पद=त्रैविद्याः-मा-सोमपाः-पूतपापा -यज्ञै -इष्ट्वा-स्वर्गति-प्रार्थयन्ते । ते-पुण्य-आसाद्य-सुरेन्द्रलोकं-अश्नन्ति-दिव्यान्-दिवि-देवभोगान् ॥

अ अर्थ=त्रैविद्याः-सोमपा -पूतपापाः-त्रणवेदने जाणनारा सोम पीनारा पापरहित पुरुषो मां-यज्ञै -इष्ट्वा-मने यज्ञोवडे पूजीने स्वर्गतिं-प्रार्थयन्ते-स्वर्ग प्राप्तिने इच्छे छे. ते-पुण्यं-सुरेन्द्रलोकं-आसाद्य-तेओ पुण्यरूप स्वर्गलोकने पामीने दिवि-दिव्यान्-देवभोगान्-अश्नन्ति-स्वर्गमा दिव्य एवा देवोना भोगोने भोगवे छे

शु. अर्थ=त्रण वेदने जाणनारा, सोमरस पीनारा, पाप रहित पुरुषो, मने यज्ञोवडे पूजीने स्वर्ग प्राप्तिने इच्छे छे. तेओ पुण्यरूप स्वर्ग लोकने पामीने, स्वर्गमा दिव्य एवा देवोना भोगोने भोगवे छे.

તે તં ભુક્ત્વા સ્વર્ગલોકં વિશાલં
ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશંતિ ।
એવં ત્રયી ધર્મમનુ પ્રપન્નાઃ
ગતા ગતં કામકામી લભંતે ॥૨૧॥

પદ=તે–તં–ભુક્ત્વા–સ્વર્ગલોકં–વિશાલં–ક્ષીણે–પુણ્યે–મર્ત્યલોકં–વિશંતિ । એવં–ત્રયીધર્મમ્–અનુપ્રપન્નાઃ–ગતાગતં–કામકામાઃ–લભંતે ॥

અ. અર્થ=તે–તં–વિશાલં–સ્વર્ગલોકં–ભુક્ત્વા–તે સકામી પુરૂષો તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્યે–ક્ષીણે–મર્ત્યલોકં–વિશંતિ–પુણ્ય નષ્ટ થયે મર્ત્યલોકને પામે છે. એવં–ત્રયીધર્મં–અનુપ્રપન્નાઃ–એ પ્રમાણે ત્રયી-ધર્મનો આશ્રય કરનારા કામકામાઃ–ગતાગતં–લભન્તે–ભોગોની ઈચ્છાવાળા, ગમનાગમનને પામે છે.

ગુ. અર્થ=તે સકામી પુરૂષો તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય નષ્ટ થયે મર્ત્યલોકને પામે છે. એ પ્રમાણે ત્રયી ધર્મનો આશ્રય કરનારા ભોગોની ઇચ્છાવાળા પુરૂષો ગમનાગમનને-જન્મ મરણને પામે છે.

અનન્યાશ્ચિંત યંતોમાં, યોજનાઃ પર્યુપાસતે ।
તેષાં નિત્યાભિયુક્તાનાં, યોગ ક્ષેમં વહામ્યહમ્ ॥૨૨॥

પદ=અનન્યાઃ–ચિંતયંતઃ–માં–યે–જનાઃ–પર્યુપાસતે ।
તેષાં–નિત્યાભિયુક્તાનાં–યોગક્ષેમં–વહામિ–અહમ્ ॥

અ અર્થ=યે-જનાઃ-અનન્યાઃ-ચિંતયંતઃ-માં-પર્યુપાસતે-જે લોકો અનન્ય થઈને (મારૂં) ચિંતવન કરતા મને સર્વ પ્રકારે ઉપાસે છે તેષાં-નિત્યાભિયુક્તાનાં-યોગક્ષેમં-અહં-વહામિ-તેઓ નિત્ય સમાહિત ચિત્તવાળાઓના યોગક્ષેમને હું વહું છું.

ગુ અર્થ=જે લોકો અનન્ય થઈને મારૂં ચિંતવન કરતા મને સર્વ પ્રકારે ઉપાસે છે તેઓ-નિત્ય સમાહિત ચિત્તવાળાના યોગક્ષેમને હું નભાવું છું.

યેઽપ્યન્ય દેવતા ભક્તા, યજંતે શ્રદ્ધયાન્વિતાઃ ।
તેઽપિ મામેવ કૌંતેય, યજંત્ય વિધિપૂર્વકમ્ ॥૨૩॥

પદ=યે-અપિ-અન્યદેવતાભક્તા -યજન્તે-શ્રદ્ધયા-અન્વિતા । તે-અપિ-મા-એવ-કૌતેય-યજંતિ-અવિધિપૂર્વકમ્ ॥

અ અર્થ=યે-અન્યદેવતાભક્તાઃ-અપિ-જેઓ અન્ય દેવતાના ભક્તો પણ શ્રદ્ધયા-અન્વિતાઃ-યજન્તે-શ્રદ્ધાયુક્ત એવા (તે તે દેવોને) પૂજે છે. તે-અપિ-કૌન્તેય-અવિધિપૂર્વકં-તેઓ પણ હે કૌન્તેય ! અજ્ઞાનપૂર્વક માં-એવ-યજન્તિ-મને જ પૂજે છે.

ગુ અર્થ=જેઓ અન્ય દેવતાના ભક્તો પણ શ્રદ્ધા યુક્ત એવા તે દેવોને પૂજે છે તેઓ પણ હે કૌન્તેય ! અજ્ઞાનપૂર્વક મને જ પૂજે છે

**અહં હિ સર્વયજ્ઞાનાં, ભોક્તાચ પ્રભુરેવ ચ ।**
**ન તુ મામ ભિજાનંતિ, તત્ત્વેના તશ્ચ્યવંતિ તે ॥૨૪॥**

પદ=અહં–હિ–સર્વ યજ્ઞાનાં–ભોક્તા–ચ–પ્રભુ–એવ–ચ ।
ન–તુ–માં–અભિજાનંતિ–તત્ત્વેન–અતઃ–ચ્યવન્તિ–તે ॥

અ. અર્થ=અહં–એવ–સર્વયજ્ઞાનાં–ભોક્તા–હું જ સર્વ યજ્ઞોનો ભોક્તા (છું) ચ–પ્રભુઃ–ચ–હિ–અને પ્રભુ પણ છું. એ પ્રસિદ્ધ છે તુ–માં–તત્ત્વેન–ન–અભિજાનંતિ તોપણ મને તત્ત્વથી (તેઓ) નથી જાણતા. અતઃ–તે–ચ્યવન્તિ–એટલા માટે તેઓ (સ્વરૂપથી) પડી જાય છે.

ગુ. અર્થ=હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા છું. અને પ્રભુ પણ છું. એ પ્રસિદ્ધ છે. તો પણ મને તત્ત્વથી તેઓ નથી જાણતા એટલા માટે તેઓ સ્વરૂપથી પડી જાય છે.

**યાંતિ દેવવ્રતા દેવાન્, પિતૄન્યાંતિ પિતૃવ્રતાઃ ।**
**ભૂતાનિ યાંતિ ભૂતેજ્યા, યાંતિ મદ્યાજિનોઽપિમામ્॥૨૫॥**

પદ=યાંતિ–દેવવ્રતાઃ–દેવાન્–પિતૄન્–યાંતિ–પિતૃવ્રતાઃ ।
ભૂતાનિ–યાંતિ–ભૂતેજ્યાઃ–યાંતિ–મદ્યાજિનઃ–અપિમામ્ ॥

અ. અર્થ=દેવવ્રતાઃ–દેવાન્–યાન્તિ–દેવને પૂજનારા દેવોને પામે છે. પિતૃવ્રતાઃ–પિતૄન્–યાંતિ–પિતૃને પૂજનારા પિતૃઓને પામે છે. ભૂતેજ્યાઃ–ભૂતાનિયાંતિ–ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે. અપિ–મદ્યાજિનઃ–માં–યાંતિ –અને મને પૂજનારા મને પામે છે.

ગુ અર્થ=દેવને પૂજનાર દેવોને પામે છે. પિતૃને પૂજનારા પિતૃઓને પામે છે ભૂતોને પૂજનાર ભૂતોને પામે છે અને મને પૂજનાર મને પામે છે

પત્રં પુષ્પં ફલં તોયં, યો મે ભક્ત્યા પ્રયચ્છતિ।
તદહં ભક્ત્યુપહૃત, મશ્નામિ પ્રયતાત્મનઃ ॥૨૬॥

પદ=પત્ર –પુષ્પ –ફલ –તોય –ય –મે –ભક્ત્યા–પ્રયચ્છતિ।
તત્–અહં–ભક્ત્યુપહૃતં=અશ્નામિ–પ્રયતાત્મનઃ ॥

અ અર્થ=યઃ–મે–ભક્ત્યા–પત્રં–પુષ્પં–ફલં–તોયં –પ્રયચ્છતિ–જે મને ભક્તિવડે પત્ર, પુષ્પ, ફળ, (કે) જળ અર્પણ કરે છે. (તે) પ્રયતાત્મનઃ—તત્–ભક્ત્યુપહૃતં–અહં–અશ્નામિ–તે શુદ્ધબુદ્ધિવાળાના તે ભક્તિવડે અર્પણ કરેલાને હું સ્વિકાર છું.

ગુ અર્થ=જે મને ભક્તિ વડે પત્ર, પુષ્પ, ફળ કે જળ અર્પણ કરે છે. તે ભક્તિ વડે અર્પણ કરેલાને હું સ્વિકાર છુ.

યત્કરોષિ યદશ્નાસિ, યજ્જુહોષિ દદાસિયત્।
યત્તપસ્યસિ કૌન્તેય, તત્કુરુષ્વ મદર્પણમ્ ॥૨૭॥

પદ=યત્–કરોષિ–યત્–અશ્નાસિ–યત્–જુહોષિ–દદાસિ–યત।
યત્–તપસ્યસિ–કૌન્તેય–તત્–કુરુષ્વ–મદર્પણમ્ ॥

અ અર્થ=યત્–કરોષિ–યત્–અશ્નાસિ–(તું) જે કરે છે. જેનો ઉપભોગ કરે છે. યદ્–જુહોષિ–યદ્–દદાસિ–

યત્-તપસ્યસિ-જે હોમે છે. જે દાન કરે છે. જે તપ કરે છે. તત્-કૌન્તેય-મદર્પણં-કુરૂષ્વ-તે હે કૌન્તેય! મને અર્પણ કર.

ગુ. અર્થ=તું જે કરે છે. તું જેનો ઉપભોગ કરે છે. જે હોમે છે. જે દાન કરે છે. ને જે તપ કરે છે. તે હે કૌન્તેય ! મને અર્પણ કર.

શુભાશુભ ફલૈરેવં, મોક્ષ્યસે કર્મબંધનૈઃ ।
સંન્યાસ યોગ યુક્તાત્મા, વિમુક્તો મામુપૈષ્યસિ ।।૨૮।।

પદ=શુભાશુભફલૈઃ-એવં-મોક્ષ્યસે-કર્મબન્ધનૈઃ ।
સંન્યાસયોગયુક્તાત્માઃ-વિમુક્તઃ-માં-ઉપૈષ્યસિ ।।

અ. અર્થ=એવં-શુભાશુભફલૈઃ-કર્મબન્ધનૈઃ મોક્ષ્યસે-એ પ્રકારે શુભાશુભ ફલવાળા કર્મબન્ધનથી (તું) મુક્ત થઇ જઇશ. સંન્યાસયોગયુક્તાત્મા--વિમુક્તઃ-માં-ઉપૈષ્યસિ-સંન્યાસ યોગથી સમાહિત ચિત્તવાળો (તું) મુક્તસતો મને પામીશ.

ગુ. અર્થ=એ પ્રકારે શુભાશુભ ફલવાળા કર્મ બન્ધનથી તું મુક્ત થઇ જઇશ. સંન્યાસ યોગથી સમાહિત ચિત્તવાળો તું વિમુક્ત સતો મને પામીશ.

સમોઽહં સર્વ ભૂતેષુ, નમે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ ।
યે ભજંતિ તુ માં ભક્ત્યા, મયિ તે તેષુ ચાપ્યહમ્ ।।૨૯।।

પદ=સમ –અહ –સર્વભૂતેષુ–ન–મે–દ્વેષ્ય –અસ્તિ–ન–પ્રિય ।
યે–ભજ તિ–તુ–માં–ભકત્યા–મયિ–તે–તેષુ–ચ–અપિ–
અહમ્ ॥

અ અર્થ=અહં–સર્વભૂતેષુ–સમઃ–હું સર્વભૂતોમાં સમાન છુ. મે–દ્વેષ્યઃ–ન–અસ્તિ–ન–પ્રિયઃ–મને દ્વેષ્ય નથી (અને) પ્રિય નથી તુ–યે–માં–ભકત્યા–ભજ તિ–તોપણ જેઓ મને ભક્તિવડે ભજે છે તે–મયિ–ચ–તેષુ અહં અપિ–તેઓ મારામા અને તેઓમા હું પણ (છુ)

શુ અર્થ=હું સર્વભૂતોમા સમાન છુ મને દ્વેષ્ય નથી અને પ્રિય નથી. તો પણ જેઓ મને ભક્તિ વડે ભજે છે, તેઓ મારામા અને તેઓમા હું પણ છુ.

અપિ ચેત્સુદુરાચારો, ભજતે મામનન્ય ભાક્ ।
સાધુરેવ સમંતવ્યઃ, સમ્યગ્વ્ય વસિતોહિસઃ ॥૩૦॥

પદ=અપિ–ચેત્–સુદુરાચાર –ભજતે–માં–અનન્યભાક્ ।
સાધુઃ–એવ–સ –મન્તવ્ય –સમ્યક્–વ્યવહિતઃ–હિ–સ ॥

અ અર્થ=સુદુરાચારઃ–અપિ–ચેત્–અનન્યભાક્–માં–ભજતે–અત્યંત દુરાચારી પણ જો, અનન્ય ચિત્તવાળો હોઇને મને ભજે છે (તો) સઃ–સાધુઃ–એવ–મંતવ્યઃ–તે સાધુજ માનવા યોગ્ય છે. હિ–સઃ–સમ્યક્–વ્યવસિતઃ–કેમકે તે સારી રીતે નિશ્ચય વાળો છે.

ગુ. અર્થ=અત્યંત દુરાચારી પણ જો અનન્ય ચિત્તવાળો હોઈને મને ભજે છે. તો તે સાધુજ માનવા યોગ્ય છે. કેમકે તે સારી રીતે નિશ્ચયવાળો છે.

ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા, શશ્વચ્છાંતિં નિગચ્છતિ ।
કૌન્તેય પ્રતિજાનીહિ, ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥૩૧॥

પદ=ક્ષિપ્રં–ભવતિ–ધર્માત્મા–શશ્વત્–શાંતિં–નિગચ્છતિ ।
કૌન્તેય–પ્રતિજાનીહિ–ન–મે–ભક્ત'–પ્રણશ્યતિ ॥

અ. અર્થ=ક્ષિપ્રં–ધર્માત્મા–ભવતિ–શશ્વત્–શાંતિં–નિગચ્છતિ–(તે) તત્કાલ ધર્માત્મા થાય છે. નિત્ય એવી શાંતિને પામે છે. કૌન્તેય !–મે–ભક્તઃ–ન–પ્રણશ્યતિ–હે કૌન્તેય ! મારો ભક્ત નાશ પામતો નથી. પ્રતિજાનીહિ–એમ તું પ્રતિજ્ઞા કર.

ગુ. અર્થ=તે તત્કાલ ધર્માત્મા થાય છે. નિત્ય એવી શાંતિ પામે છે. હે કૌન્તેય ? મારો ભક્ત નાશ પામતો નથી એવી તું પ્રતિજ્ઞા કર.

માંહિ પાર્થ વ્યપાશ્રિત્ય, યેઽપિસ્યુઃ પાપયોનયઃ ।
સ્ત્રિયો વૈશ્યાસ્તથાશૂદ્રા, સ્તેઽપિ યાંતિ પરાંગતિમ્ ॥

પદ=માં–હિ–પાર્થ–વ્યપાશ્રિત્ય–યે–અપિ–સ્યુ.–પાપયોનયઃ ।
સ્ત્રિય –વૈશ્યાઃ–તથા–શૂદ્રાઃ–તે–અપિ–યાંતિ–પરાંગતિમ્ ॥

અ. અર્થ=હિ–પાર્થ–માં–વ્યપાશ્રિત્ય–વળી એ નિશ્ચય છે કે હે પાર્થ ! મારો આશ્રય કરીને, યે–પાપ-

યોનયઃ-અપિ-સ્યુઃ-જેઓ પાપયોનીઓ પણ હોય તથા-સ્ત્રિયઃ-વૈશ્યાઃ-શૂદ્રાઃ-તે-અપિ-પરાં-ગતિં-યાન્તિ-તથા સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો (હોય) તેઓ પણ ઉત્તમ ગતિને પામે છે.

ગુ. અર્થ=વળી એ નિશ્ચય છે કે-હે પાર્થ ! મારો આશ્રય કરીને જેઓ પાપ યોનીઓ પણ હોય, તથા સ્ત્રીઓ વૈશ્યો અને શૂદ્રો હોય તેઓ પણ ઉત્તમ ગતિને પામે છે.

કિં પુનર્બ્રાહ્મણાઃ પુણ્યા, ભક્તા રાજર્ષયસ્તથા ।
અનિત્યમસુખં લોક, મિમં પ્રાપ્ય ભજસ્વ મામ્ ॥૩૩॥

પદ=કિં-પુનઃ-બ્રાહ્મણાઃ-પુણ્યાઃ-ભક્તાઃ-રાજર્ષયઃ-તથા ।
અનિત્યં-અસુખં-લોકં-ઇમં-પ્રાપ્ય-ભજસ્વ-મામ્ ॥

અ. અર્થ=પુનઃ-પુણ્યાઃ-બ્રાહ્મણાઃ-ભક્તાઃ-તથા-રાજર્ષયઃ-કિં-તો પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ (પરમગતિ પામે એમાં) શું ? (કહેવું) ઇમં-અનિત્યં-અસુખં-લોકં-પ્રાપ્ય-માં-ભજસ્વ-આ અનિત્ય અને દુઃખરૂપ લોક પામીને મને ભજ.

ગુ. અર્થ=તો પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ પરમ ગતિ પામે એમાં શું કહેવું ? આ અનિત્ય અને દુઃખરૂપ લોક પામીને તું મને ભજ.

મન્મના ભવ મદ્ભક્તો, મદ્યાજી માં નમસ્કુરૂ ।
મામે વૈષ્યસિ યુક્ત્વૈવ, માત્માનં મત્પરાયણઃ ॥૩૪॥

પદ=મન્મનાઃ-ભવ-મદ્ભક્તઃ-મદ્યાજી-માં-નમસ્કુરૂ ।
માં-એવ-એષ્યસિ-યુક્ત્વા-એવ-આત્માન-મત્પરાયણ ॥

અ અર્થ=**મન્મનાઃ-મદ્ભક્તઃ-મદ્યાજી**-ભવ-મારામા મન વાળો, મારો ભક્ત (અને) મને પૂજનારો થા **માં-નમસ્કુરૂ-એવં-મત્પરાયણઃ**-મને નમસ્કાર કર એ પ્રકારે મારે શરણ થએલો (મારામા) **આત્માનં-યુક્ત્વા-માં-એવ-એષ્યતિ**-આત્માને જોડીને મનેજ પામીશ.

શુ અર્થ=મારામા મનવાળો મારો ભક્ત અને મને પૂજનારો થા, મને નમસ્કાર કર. એ પ્રકારે મારે શરણ થએલો તું મારામા આત્માને જોડીને મનેજ પામીશ

ઇતિ શ્રી. મ ભ. ગીતાનો રાજવિદ્યા રાજગુહ્યયોગ
નામનો ૯ મો અધ્યાય સમાપ્ત

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

---

# વિભૂતિ યોગ—અ. ૧૦ મો.

શ્રીભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

ભૂય એવ મહાબાહો, શૃણુ મે પરમં વચઃ ।
યત્તેઽહં પ્રીયમાણાય, વક્ષ્યામિ હિત કામ્યયા ॥૧॥

પદ=ભૂયઃ-એવ-મહાબાહો-શૃણુ-મે-પરમં-વચઃ ।
યત્-તે-અહં-પ્રીયમાણાય-વક્ષ્યામિ-હિતકામ્યયા ॥

અ. અર્થ=મહાબાહો-ભૂયઃ-એવ-મે-પરમં-વચઃ-શૃણુ-હે મહાબાહો ! ફરીથી પણ મારૂં શ્રેષ્ઠ વચન સાંભળ યત્-અહં-તે-પ્રીયમાણાય-હિતકામ્યયા-વક્ષ્યામિ-જે વચન હું તને પ્રીતિવાળાને હિતની ઈચ્છાથી કહીશ.

ગુ. અર્થ=હે મહાબાહો ! ફરીથી પણ તું મારૂં વચન સાંભળ જે વચન હું તને પ્રીતિવાળાને હિતની ઇચ્છાથી કહીશ.

નમે વિદુઃસુરગણાઃ, પ્રભવં ન મહર્ષયઃ ।
અહમાદિર્હિ દેવાનાં, મહર્ષીણાં ચ સર્વશઃ ॥ ૨ ॥

પદ=ન-મે-વિદુઃ-સુરગણાઃ-પ્રભવં-ન-મહર્ષયઃ ।
અહં-આદિઃ-હિ-દેવાનાં-મહર્ષીણાં-ચ-સર્વશઃ ॥

અ. અર્થ=મે-પ્રભવં-સુરગણાઃ-ન-વિદુઃ—મારા પ્રભાવને સુરગણો નથી જાણતા (તથા) મહર્ષયઃ-ન-મહર્ષિઓ નથી જાણતા હિ-અહં-દેવાનાં-ચ-મહર્ષીણાં-

કેમકે હું દેવોનો અને મહર્ષિઓનો **સર્વશઃ-આદિઃ**-બધી રીતે કારણ છું.

ગુ. અર્થ=મારા પ્રભાવને સુરગણો નથી જાણતા. તથા મહર્ષિઓ પણ નથી જાણતા કેમકે હું દેવોનો અને મહર્ષિઓનો બધી રીતે કારણ છુ

**યો મામજમનાદિં ચ, વેત્તિ લોકમહેશ્વરમ્ ।**
**અસંમૂઢઃ સમર્ત્યેષુ, સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૩ ॥**

પદ=યઃ-માં-અજં-અનાદિં-ચ-વેત્તિ-લોકમહેશ્વરમ્ ।
અસંમૂઢઃ-સઃ-મર્ત્યેષુ-સર્વપાપૈઃ-પ્રમુચ્યતે ॥

અ. અર્થ=**યઃ-અજં-અનાદિં-ચ-લોકમહેશ્વરં-માં-વેત્તિ**-જે અજન્મ, કારણરહિત, અને લોકના મહેશ્વર એવા મને જાણે છે **સઃ-મર્ત્યેષુ-અસંમૂઢઃ**-તે મનુષ્યોમાં મોહ રહિત થઈ **સર્વપાપૈઃ-પ્રમુચ્યતે**-સર્વ પાપોથી મુકાઈ જાય છે.

ગુ. અર્થ=જે અજન્મ, કારણ રહિત અને લોકના મહેશ્વર એવા મને જાણે છે. તે મનુષ્યોમા મોહરહિત થઇ સર્વ પાપોથી મુકાઇ જાય છે.

**બુદ્ધિર્જ્ઞાનમસંમોહઃ, ક્ષમા સત્યં દમઃ શમઃ ।**
**સુખં દુઃખં ભવોઽભાવો, ભયં ચાભયમેવચ ॥૪॥**

પદ=બુદ્ધિ-જ્ઞાનં-અસંમોહઃ-ક્ષમા-સત્યં-દમ-શમ ।
સુખં-દુખં-ભવઃઅભાવ-ભયં-ચ-અભયં-એવ-ચ॥

અ. અર્થ=બુદ્ધિ-જ્ઞાનં-અસંમોહ-ક્ષમા-સત્યં-દમઃ-શમઃ-સુખં-દુઃખં-ભવં-અભાવઃ-ભયં-ચ-અભયં-એવ-ચ-બુદ્ધિ, જ્ઞાન, અસમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુખ, ભવ-ઉત્પત્તિ, અભાવ, ભય તથા અભય અને વળી ( આ શ્લોકનો અન્વય સીધોજ છે. તેથી ગુજરાતી અર્થ લીધો નથી. )

**અહિંસા સમતા તુષ્ટિ, સ્તપો દાન યશોઽયશઃ ।**
**ભવન્તિ ભાવા ભૂતાનાં, મત્ત એવ પૃથગ્વીધાઃ ॥૫॥**

પદ=અહિંસા-સમતા-તુષ્ટિ-તપં-દાનં-યશઃઅયશ ।
ભવંતિ-ભાવાઃ-ભૂતાનાં-મત્ત-એવ-પૃથક્-વિધાઃ ॥

અ. અર્થ=**અહિંસા-સમતા-તુષ્ટિઃ-તપઃ-દાનં-યશઃ-અયશઃ**-અહિંસા, સમાનપણું, સંતોષ, તપ, દાન, યશ, (અને) અપયશ (એવા) **પૃથક્-વિધાઃ**-જુદા જુદા પ્રકારના **ભૂપાનાં-ભાવાઃ**-ભૂતોના ભાવો **મત્ત-એવ-ભવંતિ**-મારાથીજ થાય છે.

ગુ અર્થ=અહિંસા, સમપણું, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ વિગેરે જુદા જુદા પ્રકારના ભૂતોના ભાવો મારાથીજ થાય છે.

**મહર્ષયઃ સત્પ પૂર્વે, ચત્વારો મનવસ્તથા ।**
**મદ્ભાવા માનસા જાતાઃ, યેષાં લોક ઇમાઃ પ્રજા ॥૬॥**

પદ=મહર્ષય-સત્પ-પૂર્વે-ચત્વાર-મનવં-તથા ।
મદ્ભાના-માનસાઃ-જાતા-યેષાં-લોક-ઇમા.-પ્રજા ॥

અ. અર્થ=**પૂર્વે-સપ્ત-મહર્ષયઃ**-પૂર્વેના સાત મહર્ષિઓ **તથા-ચત્વારઃ-મનવઃ**-તથા ચાર મનુઓ **મદ્ભાવાઃ-મનસાઃ-જાતાઃ**-મારા ભાવવાળા, મનથી ઉત્પન્ન થયેલા છે. **યેષાં-લોક-ઇમાઃ-પ્રજાઃ**-જેઓની લોકમાં આ પ્રજા છે.

ગુ. અર્થ=પૂર્વેના સાત ઋષિઓ, તથા ચાર મનુઓ, મારા ભાવ વાળા મનથી ઉત્પન્ન થયેલા છે. જેઓની લોકમા આ પ્રજા છે.

**એતાં વિભૂતિં યોગં ચ, મમ યો વેત્તિ તત્ત્વતઃ ।**
**સોઽવિકમ્પેન યોગેન, યુજ્યતે નાત્ર સંશયઃ ॥૭॥**

પદ=એતાં-વિભૂતિં-યોગં-ચ-મમ-યઃ-વેત્તિ-તત્ત્વતઃ ।
સઃ-અવિકમ્પેન-યોગેન-યુજ્યતે-ન-અત્ર-સંશયઃ ॥

અ. અર્થ=**મમ-એતાં-વિભૂતિં-ચ-યોગં**-મારી આ વિભૂતિને અને યોગને **યઃ-તત્ત્વતઃ-વેત્તિ**-જે તત્ત્વથી જાણે છે. **સઃ-અવિકમ્પેન-યોગેન-યુજ્યતે**-તે અચળ યોગ સાથે જોડાય છે. **અત્ર-સંશયઃ-ન**-એમાં સંશય નથી।

ગુ. અર્થ=મારી આ વિભૂતિને અને યોગને, જે તત્ત્વથી જાણે છે. તે અચળ યોગ સાથે જોડાય છે. એમા સંશય નથી.

**અહં સર્વસ્ય પ્રભવો, મત્તઃ સર્વં પ્રવર્તતે ।**
**ઇતિ મત્વા ભજન્તે માં, બુધા ભાવસમન્વિતાઃ ॥૮॥**

પદ=અહં-સર્વસ્ય-પ્રભવઃ-મત્તઃ-સર્વં-પ્રવર્તતે ।
ઇતિ-મત્વા-ભજન્તે-માં-બુધાઃ-ભાવસમન્વિતાઃ ॥

અ. અર્થ=અહં-સર્વસ્ય-પ્રભવઃ-હું સર્વનો પ્રભવ છું. મત્તઃ-સર્વં-પ્રવર્ત્તતે-મારાથી સર્વ પ્રવર્ત્તે છે. ઇતિ-મત્વા-બુદ્ધાઃ-ભાવસમન્વિતાઃ-માં-ભજન્તે-એ પ્રકારે માનીને બુદ્ધિમાનો, ભાવવાળા થઇને મને ભજે છે.

શુ. અર્થ=હું સર્વનો પ્રભવ છું. મારાથી બધું પ્રવર્ત્તે છે. એ પ્રકારે માનીને બુદ્ધિમાનો ભાવવાળા થઇને મને ભજે છે.

મચ્ચિતા મદ્ગતપ્રાણાઃ, બોધયન્તઃ પરસ્પરમ્ ।
કથયન્તશ્ચમાં નિત્યં, તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥૯॥

પદ=મચ્ચિતાઃ—મદ્ગતપ્રાણાઃ—બોધયન્તઃ—પરસ્પરમ્ ।
કથયન્તઃ—ચ—માં—નિત્યં—તુષ્યન્તિ—ચ—રમન્તિ—ચ ॥

અ. અર્થ=મચ્ચિત્તાઃ-મદ્ગતપ્રાણાઃ-પરસ્પરં-બોધયન્તઃ-મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળા પરસ્પર મારો બોધ કરતા ચ-અને માં-નિત્યં-કથયન્તઃ-મને નિત્ય કથન કરતાં ચ-નિશ્ચય તુષ્યન્તિ-ચ-રમંતિ-સંતોષ પામે છે. તથા આનંદ પામે છે.

શુ. અર્થ=મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળા, પરસ્પર મારો બોધ કરતા, અને મને નિત્ય કથન કરતા નિશ્ચય સંતોષ પામે . છે. અને આનંદ પામે છે.

તેષાં સતત યુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।
દદામિ બુદ્ધિયોગં તં, યેન મામુપયાન્તિ તે ॥૧૦॥

પદ=તેષાં–સતતયુક્તાનાં–ભજતાં–પ્રીતિપૂર્વકમ્ ।
દદામિ–બુદ્ધિયોગં–તં–યેન–માં–ઉપયાન્તિ–તે ॥

અ. અર્થ=તેષાં–સતતયુક્તાનાં–પ્રીતિપૂર્વકં–ભજતાં–તે સતતયુક્ત (અને મને) પ્રીતીપૂર્વક ભજનારને તં–બુદ્ધિયોગં–દદામિ–તે બુદ્ધિયોગ હું આપું છું યેન–તે–માં–ઉપયાન્તિ–જેવડે તેઓ મને પામે છે.

શુ. અર્થ=તેઓ સતતયુક્ત અને પ્રીતિપૂર્વક મને ભજનારને હુ તે બુદ્ધિ યોગ આપુ છુ. જેવડે તેઓ મને પામે છે.

તેષામેવાનુકંપાર્થં, મહમજ્ઞાનજં તમઃ ।
નાશયામ્યાત્મભાવસ્થો, જ્ઞાનદીપેન ભાસ્વતા ॥૧૧॥

પદ=તેષાં–એવ–અનુકંપાર્થં–અહં–અજ્ઞાનજં–તમઃ ।
નાશયામિ–આત્મભાવસ્થઃ–જ્ઞાનદીપેન–ભાસ્વતા ॥

અ. અર્થ=તેષાં–એવ–અનુકંપાર્થં–તેઓનાજ અનુગ્રહને માટે આત્મભાવસ્થઃ–અહં–આત્મભાવમાં રહેલો હું ભાસ્વતા–જ્ઞાનદીપેન–અજ્ઞાનજં–તમઃ–નાશયામિ–પ્રકાશમાન જ્ઞાનદીપ વડે અજ્ઞાનથી ઉત્પન્ન થતા અંધારનો નાશ કરૂં છું.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યોઃ-

**પરં બ્રહ્મ પરં ધામ, પવિત્રં પરમં ભવાન્ ।**
**પુરૂષં શાશ્વતં દિવ્ય, માદિ દેવમજં વિભુમ્ ॥૧૨॥**

પદ=પરં-બ્રહ્મ-પરં-ધામ-પવિત્રં-પરમં-ભવાન્ ।
પુરૂષં-શાશ્વતં-દિવ્યં-આદિદેવં-અજં-વિભુમ્ ॥

અ. અર્થ=-પરં-બ્રહ્મ-પરં-ધામ-પરમં-પવિત્રં-ભવાન્-પર બ્રહ્મ, પરમધામ, અને પરમ પવિત્ર -આપ (છો) પુરૂષં-પુરૂષ શાશ્વતં-દિવ્યં-આદિદેવં-અજં-વિભું-નિત્ય દિવ્ય, આદિદેવ, જન્મરહિત (અને) સર્વવ્યાપક ( કહે છે. )

ગુ. અર્થ=પરબ્રહ્મ, પરમધામ, અને પરમ પવિત્ર આપ છો, જેથી કરીને આપને પુરૂષ, નિત્ય, દિવ્ય, આદિ દેવ, જન્મ રહિત અને સર્વ વ્યાપક કહે છે.

**આહુસ્ત્વામૃષયઃ સર્વે, દેવર્ષિર્નારદસ્તથા ।**
**અસિતો દેવલો વ્યાસઃ; સ્વયં ચૈવ બ્રવાષિ મે॥૧૩॥**

પદ=આહુઃ-ત્વાં-ઋષયઃ-સર્વે-દેવર્ષિઃ-નારદઃ-તથા ।
અસિતઃ-દેવલઃ-વ્યાસઃ-સ્વયં-ચ-એવ-બ્રવીષિ-મે ॥

અ. અર્થ=સર્વે-ઋષયઃ-તથા-દેવર્ષિઃ-નારદઃ-અસિતઃ-દેવલઃ-વ્યાસઃ-ત્વાં-આહુઃ-સર્વ ઋષિઓ તથા દેવર્ષિ નારદ, અસિત, દેવલ, તમને કહે છે. ચ-સ્વયં-એવ-મે-બ્રવીષિ-અને આપ પોતે પણ મને કહો છો.

શુ. અર્થ=સર્વે ઋષિઓ તથા દેવર્ષિનારદ, અસિત, દેવલ, વ્યાસ, તમને કહે છે–અને આપ પોતે પણ મને કહો છો.

**સર્વં મેતદતં મન્યે, યન્માં વદસિ કેશવ ।**
**નહિ તે ભગવન્ વ્યક્તિં, વિદુર્દેવા ન દાનવાઃ ॥૧૪॥**

પદ=સર્વ–એતત્–ઋતં–મન્યે–યત્–માં–વદસિ–કેશવ ।
ન–હિ–તે–ભગવન્–વ્યક્તિં–વિદુઃ–દેવા–ન–દાનવાઃ ॥

અ. અર્થ=કેશવ–યત્–માં–વદસિ–હે કેશવ ! આપ મ્હને જે કહો છો. એતત્–સર્વં–ઋતં–મન્યે–એ સર્વ હું સત્ય માનું છું. હિ–ભગવન્–કેમકે હે ભગવન્ ! તે–વ્યક્તિં–દેવા–ન–વિદુઃ–તમારા સ્વરૂપને દેવો જાણતા નથી. (અને) દાનવાઃ–ન–દાનવો (પણ જાણતા) નથી.

શુ. અર્થ=હે કેશવ ! આપ મ્હને જે કહો છો. એ સર્વ હું સત્ય માનું છું. કેમકે હે ભગવન્ ! તમારા સ્વરૂપ પ્રભાવને દેવતાઓ જાણતા નથી, અને દાનવો પણ જાણતા નથી.

**સ્વયમેવાત્મનાઽઽત્માનં, વેત્થ ત્વં પુરૂષોત્તમ ।**
**ભૂતભાવન ભૂતેશ, દેવદેવ જગત્પતે ॥ ૧૫ ॥**

પદ=સ્વયં–એવ–આત્માનં–વેત્થ–ત્વં–પુરૂષોત્તમ ।
ભૂતભાવન–ભૂતેશ–દેવદેવ–જગત્પતે ॥

અ. અર્થ=પુરૂષોત્તમ–ભૂતભાવન–ભૂતેશ–દેવદેવ–જગત્પતે–હે પુરૂષોત્તમ ! ભૂતભાવન ! ભૂતેશ ! દેવદેવ !

અને જગત્પતિ ! ત્વં-સ્વયં-એવ-તમે પોતેજ આત્મના -આત્માનં-વેત્થ-આત્મા વડે આત્માને જાણો છો.

શુ. અર્થ=હે પુરૂષોત્તમ ! ભૂતભાવન ! ભૂતેશ ? દેવદેવ ! અને જગતપતિ ! તમે પોતેજ આત્મા વડે આત્માને જાણો છો. -

વક્તુમર્હસ્ય શેષેણ, દિવ્યા હ્યાત્મવિભૂતયઃ ।
યાભિર્વિભૂતિભિર્લોકા, નિમાં સ્ત્વં વ્યાપ્યતિષ્ઠસિ૧૬

પદ=વક્તું-અર્હસિ-અશેષેણ-દિવ્યાઃ-હિ-આત્મવિભૂતયઃ ।
યાભિ.-વિભૂતિભિઃ-લોકાન્-ઇમાન્-ત્વં-વ્યાપ્ય-તિષ્ઠસિ

અ. અર્થ.=યાભિઃ-વિભૂતિભિઃ-ઈમાન્-લોકાન્-જે વિભૂતિઓ વડે આ લોકને વાપ્ય-ત્વં-તિષ્ઠસિ-વ્યાપીને આપ રહો છો (તે) આત્મવિભૂતયઃ-દિવ્યા-હિ-આપની વિભૂતિઓ દિવ્ય જ (છે) અશેષેણ-વક્તું-અર્હસિ-( માટે આપ જ ) નિઃશેષપણે કહેવાને યોગ્ય છો.

શુ. અર્થ=જે વિભૂતિઓ વડે આ લોકને વ્યાપીને આપ રહો છો, તે આપની વિભૂતિઓ દિવ્યજ છે. માટે આપજ નિઃશેષ પણે કહેવાને યોગ્ય છો.

કથં વિદ્યા મહંયોગિં, સ્ત્વાં સદા પરિચિન્તયન્ ।
કેષુ કેષુ ચ ભાવેષુ, ચિંત્યોઽસિ ભગવન્મયા ॥૧૭॥

પદ=કથં-વિદ્યા-અહં-યોગિન્-ત્વાં સદા-પરિચિન્તયન્ ।
કેષુ-કેષુ-ચ-ભાવેષુ-ચિન્ત્યઃ-અસિ-ભગવન્-મયા ॥

અ. અર્થ=યોગિન્-સદા-પરિચિન્તયન્-અહં-ત્વાં-કથં-વિદ્યાં-હે યોગી ! નિરંતર ધ્યાન કરતો હું, આપને શી રીતે જાણું ? ચ-ભગવન્-કેષુ-કેષુ-ભાવેષુ-તથા હે ભગવાન ! કઇ કઇ વસ્તુઓમાં ( આપ ) મયા-ચિન્ત્યઃ-અસિ-મારે ચિંતન કરવા યોગ્ય છો.

ગુ અર્થ=હે યોગી ! નિરંતર ધ્યાન કરતો હું આપને શી રીતે જાણું ? હે ભગવન્ ! કઇ કઇ વસ્તુઓમા આપ મ્હારે ચિંતન કરવા યોગ્ય છો ?

વિસ્તરેણાત્મનો યોગં, વિભૂતિં ચ જનાર્દન ।
ભૂયઃ કથય તૃપ્તિર્હિ,શૃણ્વતો નાસ્તિ મેઽમૃતમ્ ॥૧૮॥

પદ=વિસ્તરેણ–આત્મન –યોગં–વિભૂતિં–ચ–જનાર્દન ।
ભૂય –કથય- તૃપ્તિઃ–હિ–શૃણ્વત–ન–અસ્તિ–મે–
અમૃતમ્ ॥

અ. અર્થ=જનાર્દન–આત્મનઃ–યોગં–ચ–વિભૂતિં-વિસ્તરેણ-ભૂયઃ-કથય-હે જનાર્દન ! આપના યોગને અને વિભુતિને વિસ્તારથી ફરીને કહો. હિ-કેનકે ( આપનાં વચન રૂપ ) અમૃતં–શૃણ્વતઃ–મે–તૃપ્તિઃ–ન–અસ્તિ–અમૃતને સાંભળતાં મને તૃપ્તિ નથી.

શ્રીભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

**હન્ત તે કથયિષ્યામિ, દિવ્યા હ્યાત્મવિભૂતયઃ ।**
**પ્રાધાન્યતઃ કુરુશ્રેષ્ઠ, નાસ્ત્યન્તો વિસ્તરસ્ય મે ॥૧૯॥**

પદ=હન્ત-તે-કથયિષ્યામિ-દિવ્યાઃ-હિ-આત્મવિભૂતયઃ ।
પ્રાધાન્યતઃ-કુરુશ્રેષ્ઠ-ન-અસ્તિ-અન્તઃ-વિસ્તરસ્ય-મે ॥

અ. અર્થ=હંત-તે-દિવ્યાઃ-આત્મવિભૂતયઃ-પ્રાધાન્યતઃ-કથયિષ્યામિ-હમણાં તને દિવ્ય એવી મારી વિભૂતિઓ પ્રધાન પણે કહીશ. હિ-મે-કેમકે મારી (વિભૂતિઓના) વિસ્તરસ્ય-અંતઃ-કુરુશ્રેષ્ઠ-ન-અસ્તિ-વિસ્તારનો અંત હે કુરૂશ્રેષ્ઠ! નથી.

શુ. અર્થ=હમણા તને દિવ્ય એવી મારી વિભૂતિઓ પ્રધાનપણે કહીશ. કેમકે મારી વિભૂતિઓના વિસ્તારનો હે કુરૂશ્રેષ્ઠ! અંત નથી.

**અહમાત્મા ગુડાકેશ, સર્વ ભૂતાશય સ્થિતઃ ।**
**અહમાદિશ્ચ મધ્યં ચ, ભૂતાનામન્ત એવ ચ ।૨૦॥**

પદ=અહં-આત્મા-ગુડાકેશ-સર્વભૂતાશયસ્થિતઃ ।
અહં-આદિઃ-ચ-મધ્યં-ચ-ભૂતાનાં-અંતઃ-એવ-ચ ॥

અ. અર્થ=ગુડાકેશ-સર્વભૂતાશયસ્થિતઃ-અહં-આત્મા-હે ગુડાકેશ-અર્જુન! સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો હું આત્મા છું. ચ-અહં-એવ-ભૂતાનાં-આદિઃ-અને હુંજ ભૂતોનું આદિ-કારણ-ઉત્પત્તિ ( છું ) ચ-મધ્યં-ચ-અંતઃ-તથા મધ્ય-સ્થિતિ (છું) અને અંત-વિનાશ(છું),

ગુ અર્થ=હે ગુડાકેશ—અર્જુન ! સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો હું આત્મા છું અને હું જ ભૂતોની ઉત્પત્તિ સ્થિતિ તથા વિનાશ છું

**આદિત્યાનામહં વિષ્ણુઃ, જ્યોતિષાં રવિરંશુમાન્ ।**
**મરીચિર્મરુતામસ્મિ, નક્ષત્રાણામહં શશી ॥૨૧॥**

પદ=આદિત્યાનાં—અહં—વિષ્ણુઃ—જ્યોતિષાં—રવિઃ—અંશુમાન્ । મરીચિઃ—મરુતાં—અસ્મિ—નક્ષત્રાણાં—અહં—શશી ॥

અ. અર્થ=**આદિત્યાનાં—વિષ્ણુઃ—અહં**—આદિત્યોમા વિષ્ણુ હું છુ **જ્યોતિષાં—અંશુમાન્—રવિ**—પ્રકાશ કરનારાઓમા કિરણો વાળો સૂર્ય (હું છું) **મરુતાં—મરીચિઃ—નક્ષત્રાણાં—શશી—અહં—અસ્મિ**—મરુતોમા મરીચિ (અને) નક્ષત્રોમાં ચંદ્રમા હું છું.

ગુ અર્થ=આદિત્યોમા વિષ્ણુ હું છુ પ્રકાશ કરનારાઓના કિરણો વાળો સૂર્ય હું છુ, મરુતોમા મરીચિ હું છુ અને નક્ષત્રોમ ચંદ્રમા હું છુ

**વેદાનાં સામવેદોઽસ્મિ, દેવાનામસ્મિ વાસવઃ ।**
**ઇંદ્રિયાણાં મનશ્ચાસ્મિ, ભૂતાનામસ્મિ ચેતના ॥૨૨॥**

પદ=વેદાનાં—સામવેદ—અસ્મિ—દેવાનાં—અસ્મિ—વાસવ । ઇંદ્રિયાણાં—મન—ચ—અસ્મિ—ભૂતાનાં—અસ્મિ—ચેતના ।

અ. અર્થ=**વેદાનાં—સામવેદઃ—અસ્મિ**—વેદોમાં સામવેદ હું છું. **દેવાનાં—વાસવઃ—અસ્મિ**—દેવોમાં

છું. ઇંદ્રિયાણાં-મનઃ-અસ્મિ-ઇદ્રિયોમા મન હું છું. ચ-ભૂતાનાં-ચેતના-અસ્મિ-અને ભૂતોમા ચેતના હું છું.

ગુ અર્થ=વેદોમા સામવેદ હું છુ દેવોમા ઇંદ્ર હું છુ ઇંદ્રિયોમા મન હું છુ અને ભૂતોમા ચેતના હું છુ

**રૂદ્રાણાં શંકરશ્ચાસ્મિ, વિત્તેશો યક્ષરક્ષસામ્ ।**
**વસૂનાં પાવકશ્ચાસ્મિ, મેરૂશ્શિખરિણા મહમ્ ॥૨૩॥**

પદ=રૂદ્રાણાં-શંકરઃ-ચ-અસ્મિ-વિત્તેશ-યક્ષરક્ષસામ્ ।
વસૂના-પાવક-ચ-અસ્મિ-મેરૂઃ-શિખરિણા-અહમ્ ॥

અ અર્થ=રૂદ્રાણાં-શંકર-ચ-યક્ષરક્ષસાં વિત્તેશઃ-અસ્મિ-રૂદ્રોમા શંકર તથા યક્ષ અને રાક્ષસોમા કુબેર હુ છું. (વળી) વસૂનાં-પાવકઃ-ચ-શિખરિણાં-મેરૂ-અહં-અસ્મિ-વસુઓમા અગ્નિ અને પર્વતોમા મેરૂ હુ છું.

ગુ અર્થ=રૂદ્રોમા શંકર તથા યક્ષ અને રાક્ષસોમા કુબેર હુ છુ વળી વસુઓમા અગ્નિ અને પર્વતોમા મેરૂ હુ છુ

**પુરોધસાં ચમુખ્યંમાં, વિદ્ધિ પાર્થ બૃહસ્પતિમ્ ।**
**સેનાનીનામહં સ્કન્દઃ, સરસામસ્મિ સાગરઃ ॥૨૪॥**

પદ=પુરોધસા-ચ-મુખ્યં-મા-વિદ્ધિ-પાર્થ-બૃહસ્પતિમ્ ।
સેનાનીના-અહ-સ્કન્દ-સરસા-અસ્મિ-સાગર ॥

અ અર્થ=પાર્થ-પુરોધસાં-માં-મુખ્યં-બૃહસ્પતિં-વિદ્ધિ-હે પાર્થ ! પુરોહિતમા મને સૌથી ઉત્તમ બૃહસ્પતિ જાણ ચ-સેનાનીનાં-સ્કંદઃ-અહં-અને સેનાપતિઓમા

કાર્તિકસ્વામી હું (છું. તથા) **સરસાં-સાગરઃ-અસ્મિ-** સરોવરોમાં સાગર હું છું.

ગુ. અર્થ=હે પાર્થ ? પુરોહિતોમા મને સૌથી ઉત્તમ બૃહસ્પતિ જાણ. અને સેનાપતિઓમા કાર્તિકસ્વામી હું છું. તથા સરોવરોમાં સાગર હુ છું.

**મહર્ષીણાં ભૃગુરહં, ગિરામસ્મ્યેક મક્ષરમ્ ।**
**યજ્ઞાનાં જપયજ્ઞોઽસ્મિ, સ્થાવરાણાં હિમાલયઃ ॥૨૫॥**

પદ=મહર્ષીણાં-ભૃગુઃ-અહં-ગિરાં-અસ્મિ-એકં-અક્ષરમ્ ।
યજ્ઞાનાં-જપયજ્ઞઃ-અસ્મિ-સ્થાવરાણાં-હિમાલયઃ ॥

અ. અર્થ=**મહર્ષીણાં-ભૃગુઃ-અહં**-મહર્ષિઓમાં ભૃગુઋષિ હું (છું.) **ગિરાં-એકં-અક્ષરં-અસ્મિ**-વાણીઓમાં (ઓમકારરૂપ) એક અક્ષર હું છું. **યજ્ઞાનાં-જપયજ્ઞઃ-અસ્મિ**-યજ્ઞોમાં જપયજ્ઞ હું છું. (અને) **સ્થાવરાણાં-હિમાલયઃ**-સ્થાવરોમાં હિમાલય હું છું.

ગુ. અર્થ=મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીઓમા ઓમકારરૂપ એક અક્ષર હું છું. યજ્ઞોમા જપ યજ્ઞ હું છું. અને સ્થાવરોમા હિમાલય હું છું.

**અશ્વત્થ સ્સર્વ વૃક્ષાણાં, દેવર્ષીણાં ચ નારદઃ ।**
**ગન્ધર્વાણાં ચિત્રરથઃ, સિદ્ધાનાં કપિલો મુનિઃ ॥૨૬॥**

પદ=અશ્વત્થઃ-સર્વવૃક્ષાણાં-દેવર્ષીણાં-ચ-નારદઃ ।
ગન્ધર્વાણાં-ચિત્રરથઃ-સિદ્ધાનાં-કપિલઃ-મુનિઃ ॥

અ. અર્થ=સર્વ વૃક્ષાણાં–અશ્વત્થઃ–દેવર્ષીણાં–નારદઃ–સર્વ વૃક્ષોમા અશ્વત્થ, દેવર્ષીઓમાં નારદ, **ગંધર્વાણાં–ચિત્રરથઃ**–ગંધર્વોમાં ચિત્રરથ **ચ–સિદ્ધાનાં–કપિલઃ–મુનિઃ**–અને સિદ્ધોમા કપિલમુનિ હું છું.

ગુ અર્થ=સર્વ વૃક્ષોમા અશ્વત્થ, દેવર્ષીઓમા નારદ, ગંધર્વોમા ચિત્રરથ અને સિદ્ધોમા કપિલ મુનિ હું છુ.

**ઉચ્ચૈઃ શ્રવસમશ્વાનાં, વિદ્ધિ મામમૃતોદ્‌ભવમ્ ।**
**ઐરાવતં ગજેંદ્રાણાં, નરાણાં ચ નરાધિપમ્ ॥૨૭॥**

પદ=ઉચ્ચૈ શ્રવસં–અશ્વાનાં–વિદ્ધિ–માં–અમૃતોદ્‌ભવમ્ ।
ઐરાવતં–ગજેંદ્રાણાં–નરાણાં–ચ–નરાધિપમ્ ॥

અ. અર્થ=**અશ્વાનાં–અમૃતોદ્‌ભવં–ઉચ્ચૈશ્રવસં–માં–વિદ્ધિ**–અશ્વોમાં અમૃતસારૂ સમુદ્ર મથન કરતાં મળેલો ઉચ્ચૈઃ શ્રવા મને જાણ. **ગજેંદ્રાણાં–ઐરાવતં–ચ–નરાણાં–નરાધિપં**–ગજેંદ્રોમાં ઐરાવતને નરોમાં નરાધિપ ગજા મને જાણ.

ગુ. અર્થ=અશ્વોમા અમૃતસારૂ સમુદ્ર મથન કરતા મળેલો ઉચ્ચૈઃ શ્રવા મને જાણ. ગજેંદ્રોમા ઐરાવત અને પુરૂષોમા રાજા મને જાણ.

**આયુધાનામહં વજ્રં, ધેનૂનામસ્મિ કામધુક્ ।**
**પ્રજનશ્ચાસ્મિ કન્દર્પઃ, સર્પાણામસ્મિ વાસુકિઃ ॥૨૮॥**

પદ=આયુધાનાં–અહં–વજ્રં–ધેનૂનાં–અસ્મિ–કામધુક્ ।
પ્રજનઃ–ચ–અસ્મિ–કન્દર્પઃ–સર્પાણાં–અસ્મિ–વાસુકિઃ ॥

અ. અર્થ=આયુધાનાં–વજ્રં–અહં–આયુધોમાં વજ્ર હું છું. ધેનૂનાં–કામધુક્–અસ્મિ–ધેનુઓમાં કામધેનું હું છું. પ્રજનઃ–કન્દર્પઃ–અસ્મિ–પ્રજન નામનો કંદર્પ હું છું. ચ–સર્પાણાં–વાસુકિઃ–અસ્મિ–અને સર્પોમાં વાસુકિ નાગ હું છું.

ગુ. અર્થ=આયુધોમાં વજ્ર હું છું. ધેનુઓમાં કામધેનું હું છું. પ્રજન નામનો કન્દર્પ હું છું. અને સર્પોમાં વાસુકી હું છું.

**અનન્તશ્ચાસ્મિ નાગાનાં, વરુણો યાદસામહમ્ ।**
**પિતૃણામર્યમા ચાસ્મિ, યમસ્સંયમતામહમ્ ॥૨૯॥**

પદ=અનન્તઃ–ચ–અસ્મિ–નાગાનાં–વરુણઃ–યાદસાં–અહમ્ ।
પિતૃણાં–અર્યમા–ચ–અસ્મિ–યમઃ–સંયમતાં–અહમ્ ॥

અ. અર્થ=નાગાનાં–અનન્તઃ–ચ–યાદસાં–વરુણઃ–અહં–અસ્મિ–નાગોમાં અનંત અને જલદેવતાઓમાં વરુણ હું છું. પિતૃણાં–અર્યમા–ચ–સંયમતાં–યમઃ–અહં–અસ્મિ–પિતૃઓમાં અર્યમા અને સંયમન કરનારાઓમાં યમ હું છું.

ગુ. અર્થ=નાગોમાં અનંત અને જલદેવતાઓમાં વરુણ હું છું. પિતૃઓમાં અર્યમા અને સંયમન કરનારાઓમાં યમ હું છું.

**પ્રલ્હાદશ્ચાસ્મિ દૈત્યાનાં, કાલઃ કલયતામહમ્ ।**
**મૃગાણાં ચ મૃગેન્દ્રોઽહં, વૈનતેયશ્ચ પક્ષિણામ્ ॥૩૦॥**

પદ=પ્રહ્લાદઃ-ચ-અસ્મિ-દૈત્યાનાં-કાલઃ-કલયતાં-અહમ્ ।
મૃગાણાં-ચ-મૃગેન્દ્રઃ-અહં-વૈનતેયઃ-ચ-પક્ષિણામ્ ॥

અ. અર્થ=દૈત્યાનાં-પ્રહ્લાદઃ-અસ્મિ-દૈત્યોમાં પ્રહ્લાદ હું છું. ચ-કલયતાં-કાલઃ-અહં-અને ગણના કરનારાઓમાં કાલ હું છું. ચ-મૃગાણાં-મૃગેન્દ્રઃ-અહં-વળી મૃગોમાં મૃગેન્દ્ર હું છું. ચ-પક્ષિણાં-વૈનતેયઃ-તથા પક્ષિઓમાં ગરૂડ હું છું.

શુ. અર્થ=દૈત્યોમા પ્રહ્લાદ હું છું. અને ગણના કરનારાઓમાં કાલ હું છું. વળી મૃગોમાં મૃગેંદ્ર હું છું. તથા પક્ષિઓમાં ગરૂડ હું છું.

**પવનઃ પવતામસ્મિ, રામશ્શસ્ત્રભૃતામહમ્ ।**
**ઝષાણાં મકરશ્ચાસ્મિ સ્રોતસામસ્મિ જાન્હવી ॥૩૧॥**

પદ=પવનઃ-પવતાં-અસ્મિ-રામઃ-શસ્ત્રભૃતાં-અહમ્ ।
ઝષાણાં-મકરઃ-ચ-અસ્મિ-સ્રોતસાં-અસ્મિ-જાન્હવી ॥

અ. અર્થ=પવતાં-પવનઃ-અસ્મિ-પવિત્ર કરનારાઓમાં પવન હું છું. શસ્ત્રભૃતાં-રામઃ-અહં-શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રી રામ હું છું. ઝષાણાં-મકરઃ-અસ્મિ-માછલાંઓમાં મગર હું છું. ચ-સ્રોતસાં-જાન્હવી-અસ્મિ-અને નદીઓમાં ગંગા નદી હું છું.

શુ. અર્થ=પવિત્ર કરનારાઓમાં પવન હું છું, શસ્ત્રધારણ કરનારાઓમાં શ્રીરામ હું છું; માછલાઓમાં મગર હું છું. અને નદીઓમાં ગંગા હું છું.

**સર્ગાણામાદિરન્તશ્ચ, મધ્યં ચૈવાહમર્જુન ।**
**અધ્યાત્મવિદ્યા વિદ્યાનાં, વાદઃ પ્રવદતામહમ્ ॥૩૨॥**

પદ=સર્ગાણાં–આદિઃ–અન્તઃ–ચ–મધ્યં–ચ–એવ–અહં–અર્જુન । અધ્યાત્મવિદ્યા-વિદ્યાનાં-વાદઃ-પ્રવદતાં-અહમ્ ॥

અ. અર્થ=અર્જુન-સર્ગાણાં-આદિઃ-મધ્યં-ચ-અંતઃ-અહં-એવ-હે અર્જુન! સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત હું જ છું. વિદ્યાનાં-અધ્યાત્મવિદ્યા-વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું. ચ-પ્રવદતાં-વાદઃ-અહમ્-અને વાદ કરનારાઓમાં વાદ હું છું.

ગુ. અર્થ=હે અર્જુન! સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત હું જ છું. વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વાદ કરનારાઓમા વાદ નામની કથા હું છું.

**અક્ષરાણામકારોઽસ્મિ, દ્વન્દ્વઃ સામાસિકસ્ય ચ ।**
**અહમેવાક્ષયઃ કાલો, ધાતાઽહં વિશ્વતોમુખઃ ॥૩૩॥**

પદ=અક્ષરાણાં–અકારઃ–અસ્મિ–દ્વન્દ્વઃ–સામાસિકસ્ય–ચ ।
અહં–એવ–અક્ષયઃ–કાલઃ–ધાતા–અહં–વિશ્વતોમુખઃ ॥

અ. અર્થ=અક્ષરાણાં-અકારઃ-ચ-સામાસિકસ્ય-દ્વન્દ્વઃ-અસ્મિ-અક્ષરોમાં અકાર અને સમાસમાં દ્વંદ્વ હું છું. અક્ષયઃ-કાલઃ-અહં-એવ-અક્ષયકાળ હું જ (છું.) વિશ્વતોમુખઃ-ધાતા-અહં-(અને) વિશ્વતો મુખ ધાતા (પણ) હું (છું.)

ગુ અર્થ=અક્ષરોમા અકાર અને સમાનમા દ્વદ્વ હું છુ અક્ષ-યકાળ હું છુ.

**મૃત્યુસ્સર્વ હરશ્ચાહ, મુદ્ભવશ્ચ ભવિષ્યતામ્ ।**
**કીર્તિઃ શ્રીર્વાક્ચ નારીણાં, સ્મૃતિર્મેધા ધૃતિઃ ક્ષમા ॥ ૩૪ ॥**

પદ=મૃત્યુઃ-સર્વહર -ચ-અહં-ઉદ્ભવ -ચ-ભવિષ્યતામ્ ।
કીર્તિ -શ્રીઃ-વાક્-ચ-નારીણાં-સ્મૃતિઃ-મેધા-ધૃતિ ક્ષમા ॥

અ. અર્થ=**ચ-સર્વહરઃ-મૃત્યુઃ**-અને સર્વનો સંહાર કરનાર મૃત્યુ **ચ-ભવિષ્યતાં-ઉદ્ભવ-અહં**-તથા ભવિષ્યમાં થનારાં કલ્યાણોમા ચડતી હું (છું) **નારીણાં-કીર્ત્તિઃ- શ્રીઃ-વાક્-સ્મૃતિઃ-મેધા-ધૃતિઃ-ચ-ક્ષમા**-(અને) સ્ત્રીઓમા કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ, અને ક્ષમા હું છું.

ગુ. અર્થ=અને સર્વનો સંહાર કરનાર, મૃત્યુ તથા ભવિષ્યમા થનાર કલ્યાણોમા ચડતી હું છુ. સ્ત્રીઓમા કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ, અને ક્ષમા હું છુ.

**બૃહત્સામ તથા સામ્નાં, ગાયત્રી છન્દ સામહમ્ ।**
**માસાનાં માર્ગશીર્ષોઽહ, મૃતૂનાં કુસુમાકરઃ ॥૩૫॥**

પદ=બૃહત્સામ-તથા-સામ્નાં-ગાયત્રી-છન્દસાં-અહમ્ ।
માસાનાં-માર્ગશીર્ષઃ-અહં-ઋતૂનાં-કુસામાકરઃ ॥

અ. અર્થ=**સામ્નાં-બૃહત્સામ-તથા-છન્દસાં-ગાયત્રી-અહં**-સામોમા બૃહત્સામ તથા છંદોમા ગાયત્રી હું

છું. **માસાનાં-માર્ગશીર્ષઃ-અહં**-મહિનાઓમા માર્ગશીર્ષમાસ હું (છુ તથા) **ઋતૂનાં-કુસુમાકરઃ**-ઋતુઓમા વસંત ઋતુ હું છું.

ગુ. અર્થ=સામોમા બૃહત્સામ તથા છંદામા ગાયત્રી હું છુ માસોમા માગશર માસ હું છુ અને ઋતુઓમા વસંત ઋતુ હું છુ,

**દ્યૂતં છલયતામસ્મિ, તેજસ્તેજ સ્વિનામહમ્।**
**જયોઽસ્મિ વ્યવસાયોઽસ્મિ, સત્ત્વં સત્ત્વવતામહમ્ ॥ ૩૬ ॥**

પદ=દ્યૂત-છલયતાં-અસ્મિ-તેજ-તેજસ્વિના અહમ્।
જય-અસ્મિ-વ્યવસાય-અસ્મિ-સત્ત્વં-સત્ત્વવતાં-અહમ્॥

અ અર્થ=**છલયતાં-દ્યૂતં-અસ્મિ**-છલ કરનારાઓમા જુગટું (હું) છું. **તેજસ્વિનાં-તેજઃ-અહં**-તેજસ્વિઓનુ તેજ હું છું. **જયઃ-અસ્મિ**-જય હું છું. **વ્યવસાયઃ-અસ્મિ**-વ્યવસાય હુ છું. (અને) **સત્ત્વવતાં-સત્ત્વં-અહં**-સત્ત્વવાળાઓનુ સત્ત્વ હું છુ

ગુ અર્થ=છળકરનારાઓમા જુગટુ હું છુ તેજસ્વિઓમા તેજ હું છુ જીતનારાઓમા જય હું છુ ઉદ્યમીઓમા ઉદ્યમ હું છુ સત્ત્વવાળાઓનુ સત્ત્વ હું છુ.

**વૃષ્ણીનાં વાસુદેવોઽસ્મિ, પાંડવાનાં ધનંજયઃ।**
**મુનીનામપ્યહં વ્યાસઃ, કવીના મુશના કવિઃ ॥૩૭॥**

પદ=વૃષ્ણીનાં-વાસુદેવઃ-અસ્મિ-પાંડવાનાં-ધનંજયઃ ।
મુનીનાં-અપિ-અહં-વ્યાસઃ-કવિનાં-ઉશનાઃ-કવિં ॥

અ. અર્થ=વૃષ્ણીનાં-વાસુદેવઃ-અસ્મિ-વૃષ્ણીઓ યાદવોમાં વાસુદેવ (હું) છું. પાંડવાનાં-ધનંજયઃ-પાંડવોમાં ધનંજય (હું છું) મુનીનાં-વ્યાસઃ-અહં-મુનિઓમાં વ્યાસ હું (છું.) અપિ-કવિનાં-ઉશનાઃ-કવિ-અને કવિઓમાં ઉશના-શુક્રાચાર્ય-કવિ હું છું.

શુ. અર્થ=વૃષ્ણીઓ-યાદવોમા વાસુદેવ હું છું, પાંડવોમા ધનં-ઉશના શુક્ર કવિ હું છું.

**દંડો દમયતામસ્મિ, નીતિરસ્મિ જિગીષતામ્ ।**
**મૌનં ચૈવાસ્મિ ગુહ્યાનાં, જ્ઞાનં જ્ઞાનવતામહમ્ ॥૩૮॥**

પદ=દંડઃ-દમયતાં-અસ્મિ-નીતિઃ-અસ્મિ-જિગીષતામ્ ।
મૌનં-ચ-એવ-અસ્મિ-ગુહ્યાનાં-જ્ઞાનં-જ્ઞાનવતાંઅહમ્ ॥

અ. અર્થ=દમયતાં-દંડઃ-અસ્મિ-જિગીષતાં-નીતિઃ-અસ્મિ-શિક્ષા કરનારાઓમાં શિક્ષા (હું) છું. જીતવાની ઇચ્છાવાળાઓમાં નીતિ (હું) છું. ગુહ્યાનાં-મૌનં-ચ-જ્ઞાનવતાં-જ્ઞાનં-અહં-એવ-અસ્મિ-ગુહ્યોનું મૌન અને જ્ઞાનીઓનું જ્ઞાન હુંજ છું.

શુ. અર્થ=શિક્ષા કરનારાઓમાં શિક્ષા હું છું. જીતવાની ઇચ્છા-વાળાઓમાં નીતિ હું છું. તથા ગુહ્યોનું મૌન અને જ્ઞાનીઓનું જ્ઞાન હું જ છું.

યચ્ચાપિ સર્વભૂતાનાં, બીજં તદહમર્જુન ।
ન તદસ્તિ વિના યત્સ્યાત્, મયાભૂતં ચરાચરમ્ ॥૩૯॥
પ.=યત્–ચ–અપિ–સર્વભૂતાનાં–બીજં–તત્–અહં–
અર્જુન । ન–તત્–અસ્તિ–વિના–યત્–સ્યાત્–મયા–
ભૂતં–ચરાચરમ્ ॥

અ. અર્થ=અર્જુન–ચ–યત્–સર્વભૂતાનાં–બીજં–હે
અર્જુન ! અને જે સર્વભૂતોનું બીજ તત્–અપિ–અહં–
પણ હું (છું) યત્–ચરાચરં–ભૂતં–સ્યાત્–જે ચરા-
ચર ભૂત છે. તત્–મયા–વિના–ન–અસ્તિ–તે મારા
વિના નથી.

શુ. અર્થ=હે અર્જુન ! અને જે સર્વે ભૂતોનુ બીજ તે પણ
હું જે ચરાચર ભૂત છે તે મારા વિના નથી

નાન્તોઽસ્તિ મમ દિવ્યાનાં, વિભૂતીનાં પરંતપ ।
એષ તૂદ્દેશતઃ પ્રોક્તો, વિભૂતેર્વિસ્તરો મયા ॥૪૦॥
પ.=ન–અન્ત –અસ્તિ–મમ દિવ્યાનાં–વિભૂતીનાં–પરન્તપ ।
એષઃ–તુ–ઉદ્દેશત –પ્રોક્ત –વિભૂતે –વિસ્તર –મયા ॥

અ. અર્થ=પરંતપ–મમ–દિવ્યાનાં–વિભૂતીનાં–
અન્તઃ–ન–અસ્તિ–હે પરંતપ–અર્જુન ! મારી દિવ્ય વિ-
ભૂતિઓનો અંત નથી. તુ–વિભૂતેઃ–એષઃ વિસ્તરઃ–મયા–
ઉદ્દેશતઃ–પ્રોકતઃ–તથાપિ વિભૂતિઓનો આ વિસ્તાર મેં
ઉદ્દેશથી કહ્યો છે.

ગુ. અર્થ=હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. તથાપિ વિભૂતિઓનો આ વિસ્તાર મેં એક દેશથી કહ્યો છે.

યદ્યદ્વિભૂતિ મત્સત્ત્વં, શ્રીમદૂર્જિતમેવ વા ।
તત્તદેવા વગચ્છત્વં, મમ તે જોંશ સંભવમ્ ॥૪૧॥

પદ=યત્–યત્–વિભૂતિમત્–સત્વં–શ્રીમત્–ઊર્જિતં–એવ–વા । તત્–તત્–એવ–અવગચ્છત્વં–મમ–તેજોંશસંભવં ॥

અ. અર્થ=યત્–યત્–સત્ત્વં–વિભૂતિમત્–શ્રીમત્–વા–ઉર્જિતં–એવ–જે જે પ્રાણી ઐશ્વર્યવાળું. શોભાવાળું કે લક્ષ્મીવાળું અથવા બળવાળું જ હોય. તત્–તત્–એવ–ત્વં–મમ–તેજોંશસંભવં–અવગચ્છ–તેને તેને પણ તું મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલ જાણ.

ગુ. અર્થ=જે જે પ્રાણી ઐશ્વર્યવાળું, શોભાવાળું કે લક્ષ્મીવાળું અથવા બળવાળું હોય, તેને તેને પણ તું મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલ જાણ.

અથવા બહુ નૈતેન, કિં જ્ઞાતેન તવાર્જુન ।
વિષ્ટભ્યાહ મિદં કૃત્સ્નં, એકાંશેન સ્થિતો જગત્ ॥૪૨॥

પદ=અથવા–બહુના–એનેન–કિં–જ્ઞાતેન–તવ–અર્જુન ।
વષ્ટિભ્ય–અહં–ઇદં–કૃત્સ્નં–એકાંશેન–સ્થિતઃ–જગત્ ॥

અ. અર્થ=અથવા–અર્જુન–એતેન–બહુના–જ્ઞાતેન–તવ–કિં–અથવા હે અર્જુન ! આ બહુ જાણવા વડે તારે શું ? ઇદં–કૃત્સ્નં–જગત્–એકાંશેન–વિષ્ટભ્ય–અહં–

**સ્થિતઃ**–આ આખા જગતને એક અંશ વડે ધારણ કરીને હું રહેલો છું.

શુ. અર્થ=અથવા હે અર્જુન ! આ બહુ જાણવા વડે તારે શું પ્રયોજન છે? આ આખા જગતને એક અંશ વડે ધારણ કરીને હું રહેલો છું.

ઇતિ શ્રી. મ. ભ. ગી. નો વિભૂતિયોગ નામનો દશમો અધ્યાય સમાપ્ત.



# વિશ્વરૂપ દર્શનયોગ અ. ૧૧ મો.

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

મદનુગ્રહાય પરમં, ગુહ્યમધ્યાત્મ સંજ્ઞિતમ્ ।
યત્ત્વયોક્તં વચસ્તેન, મોહોઽયં વિગતો મમ ॥૧॥

પદ=મદનુગ્રહાય—પરમં—ગુહ્યં—અધ્યાત્મસંજ્ઞિતમ્ ।
યત્—ત્વયા—ઉક્તં—વચઃ—તેન—મોહઃ—અયં—વિગતઃ—મમ ॥

અ. અર્થ=મદનુગ્રહાય-ત્વયા-યત્-અધ્યાત્મસંજ્ઞિતમ્-પરમં-ગુહ્યં-વચઃ-ઉક્તં-મારા અનુગ્રહને માટે આપે જે અધ્યાત્મનામ વાળું પરમ ગુહ્ય વચન કહ્યું. તેન-મમ-અયં-મોહઃ-વિગતઃ-તેણે મારો આ મોહ વિશેષ કરીને નાશ પામ્યો.

ગુ. અર્થ=મારા અનુગ્રહને માટે આપે જે અધ્યાત્મનામવાળું પરમ ગુહ્ય વચન કહ્યું. તેણે મારો આ મોહ વિશેષ કરીને નાશ પામ્યો.

ભવાપ્યયૌ હિ ભૂતાનાં, શ્રુતૌ વિસ્તરશો મયા ।
ત્વત્તઃ કમલપત્રાક્ષ, માહાત્મ્ય મપિચાવ્યયમ્ ॥૨॥

પદ=ભવાપ્યયૌ—હિ—ભૂતાનાં—શ્રુતૌ—વિસ્તરશઃ—મયા ।
ત્વત્તઃ—કમલપત્રાક્ષ—માહાત્મ્યં—અપિ—ચ—અવ્યયમ્ ॥

અ. અર્થ=કમલપત્રાક્ષ–મયા–ભૂતાનાં–ભવાપ્યયૌ–હે કમલપત્રાક્ષ! મેં ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય (બન્ને) ત્વત્તઃ–હિ–વિસ્તરશઃ–શ્રુતૌ–આપનાથીજ વિસ્તારપૂર્વક સાંભળ્યાં ચ–અવ્યયં–માહાત્મ્યં–અપિ–અને અવ્યય મહાત્મ્ય પણ (સાંભળ્યું.)

ગુ. અર્થ=હે કમલપત્રાક્ષ! મેં ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય એ બન્ને આપનાથીજ વિસ્તારપૂર્વક સાંભળ્યાં અને અવ્યય માહાત્મ્ય પણ સાંભળ્યું.

એવમેતદ્યથાઽઽત્થત્વં, આત્માનં પરમેશ્વર ।
દ્રષ્ટુમિચ્છામિ તે રૂપ, મૈશ્વરં પુરૂષોત્તમ ॥૩॥

પદ=એવં–એતત્–યથા–આત્થ–ત્વં–આત્માનં–પરમેશ્વર ।
દ્રષ્ટું–ઇચ્છામિ–તે–રૂપં–ઐશ્વરં–પુરૂષોત્તમ ॥

અ. અર્થ=પરમેશ્વર–યથા–ત્વં–આત્માનં–આત્થ–હે પરમેશ્વર! જેવી રીતે આપ આપને કહો છો. એવં–એતત્–તે–ઐશ્વરં–રૂપં–દ્રષ્ટું–એવી રીતે એ આત્માના ઐશ્વર રૂપને જોવાને પુરૂષોત્તમ–ઈચ્છામિ–હે પુરૂષોત્તમ! (હું) ઈચ્છું છું.

ગુ. અર્થ=હે પરમેશ્વર! જેવી રીતે આપ આપને કહો છો, એવી રીતે એ ઐશ્વર રૂપને જોવાને હે પુરૂષોત્તમ! હું ઇચ્છું છું.

મન્યસે યદિ તચ્છ કયં, મયા દ્રષ્ટુમિતિ પ્રભો ।
યોગેશ્વર તતો મે ત્વં, દર્શયાત્માનમવ્યયમ્ ॥૪॥

પદ=મન્યસે–યદિ–તત્–શક્યં–મયા–દ્રષ્ટું–ઇતિ–પ્રભો ।
યોગેશ્વર–તત –મે–ત્વં–દર્શય–આત્માનં–અવ્યયમ્ ॥

અ. અર્થ=પ્રભો–તત્–મયા–દ્રષ્ટું–શક્યં–ઇતિ–યદિ–મન્યસે–હે પ્રભુ ! તે મારાથી જોવાને શક્ય છે એમ જો આપ માનતા હો. તતઃ–યોગેશ્વર–ત્વં–અવ્યયં–આત્માનં–મે–દર્શય–તો હે યોગેશ્વર ! આપ અવ્યય આત્મા મને બતાવો.

ગુ. અર્થ=હે પ્રભો તે મારાથી જોવાને શક્ય છે. એમ જો આપ માનતા હો તો હે યોગેશ્વર ! આપ અવ્યય આત્મા મને બતાવો.

શ્રી ભગવાનુવાચ–શ્રી ભગવાન્ બોલ્યા.

પશ્ય મે પાર્થ રૂપાણિ, શતશોઽથ સહસ્રશઃ ।
નાનાવિધાનિ દિવ્યાનિ, નાનાવર્ણાકૃતીનિ ચ ॥૫॥

પદ=પશ્ય–મે–પાર્થ–રૂપાણિ–શતશઃ–અથ–સહસ્રશઃ ।
નાનાવિધાનિ–દિવ્યાનિ–નાનાવર્ણાકૃતીનિ–ચ ॥

અ. અર્થ=પાર્થ–મે–નાનાવિધાનિ–દિવ્યાનિ–ચ–હે પાર્થ ! મારાં જુદી જુદી જાતનાં દિવ્ય અનેનાનાવર્ણાકૃતીનિ–શતશઃ–અથ–સહસ્રશઃ–રૂપાણિ–પશ્ય–નાના પ્રકારના વર્ણ તથા આકૃતિ વાળાં સેંકડો અને હજારો રૂપોને જો.

ગુ. અર્થ=હે પાર્થ ! મારા જુદી જુદી જાતના દિવ્ય અને નાના પ્રકારના વર્ણ તથા આકૃતિવાળા સેંકડો અને હજારો રૂપોને (તું) જો.

પશ્યાદિત્યાન્વસૂન્રુદ્રા, નશ્વિનૌ મરુતસ્તથા ।
બહૂન્ય દૃષ્ટ પૂર્વાણિ, પશ્યાશ્ચર્યાણિ ભારત ॥૬॥

પદ=પશ્ય–આદિત્યાન્–વસૂન્–રુદ્રાન્–અશ્વિનૌ- મરુત –તથા।
બહુનિ–અદૃષ્ટપૂર્વાણિ–પશ્ય–આશ્ચર્યાણિ-ભારત ॥

અ. અર્થ=ભારત–આદિત્યાન્–વસૂન્–રુદ્રાન્–અ-શ્વિનૌ–મરુતઃ–પશ્ય–હે ભારત ! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, અને મરુતોને જો. તથા- અદૃષ્ટપૂર્વાણિ–બહૂનિ–આશ્ચર્યાણિ–પશ્ય–તથા પૂર્વે નહિ જોએલા એવાં ઘણાં આશ્ચર્યોને જો.

ગુ. અર્થ=હે ભારત ! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, અને મરુતોને જો. તથા પૂર્વે નહિં જોએલા એવા ઘણા આશ્ચર્યોને જો.

ઇહૈકસ્થં જગત્કૃત્સ્નં, પશ્યાદ્ય સચરાચરમ્ ।
મમ દેહે ગુડાકેશ, યચ્ચાન્યદ્ દ્રષ્ટુમિચ્છસિ ॥૭॥

પદ=ઇહ–એકસ્થં–જગત્–કૃત્સ્નં–પશ્ય–અદ્ય–સચરાચરમ્।
મમ–દેહે–ગુડાકેશ–યત્–ચ–અન્યત્–દ્રષ્ટું–ઇચ્છસિ ॥

અ. અર્થ=ઇહ–મમ–દેહે–કૃત્સ્નં-સચરાચરં–એકસ્થં–જગત્–અહીં મારા શરીરમાં સમગ્ર સચરાચર એકસ્થ જગતને ગુડાકેશ–અદ્ય–પશ્ય–હે ગુડાકેશ ! આજ જો. ચ–યત્–અન્યત્–દ્રષ્ટું-ઇચ્છસિ–અને જે બીજું જોવાને ઇચ્છે ( તે જો ).

ગુ. અર્થ=અહીં મારા શરીરમા સમગ્ર સચરાચર એકસ્થ, જગતને હે ગુડાકેશ ! આજ જો; અને જે બીજું જોવાને ઇચ્છે તે જો.

**ન તુ માં શકયસે દ્રષ્ટું, અનેનૈવ સ્વચક્ષુષા ।**
**દિવ્યં દદામિ તે ચક્ષુઃ, પશ્યમે યોગ મૈશ્વરમ્ ॥૮॥**

પદ=ન–તુ–માં–શકયસે–દ્રષ્ટું–અનેન–એવ–સ્વચક્ષુષા ।
દિવ્યં–દદામિ–તે–ચક્ષુ.–પશ્ય–મે–યોગં–ઐશ્વરમ ॥

અ. અર્થ=તુ–અનેન–એવ–સ્વચક્ષુષા–માં–દ્રષ્ટું–ન–શકયસે–પણ આજ ત્હારી માનવ ચક્ષુ વડે મને જોવાને તું શક્તિમાન્ નથી (માટે) તે–દિવ્યં–ચક્ષુઃ–દદામિ–તને (હું) દિવ્ય ચક્ષુ આપુ છું. (તેવડે) મે–ઐશ્વરં–યોગં–પશ્ય–મારા ઐશ્વર રૂપ યોગને (તું) જો.

ગુ. અર્થ=પણ આજ ત્હારી માનવ ચક્ષુ વડે મને જોવાને તું શક્તિમાન્ નથી. માટે હું તને દિવ્યચક્ષુ આપું છું તે વડે તું મારા ઐશ્વર રૂપ યોગને જો.

સંજય ઉવાચ—સંજય બોલ્યો.

**એવ મુકત્વા તતો રાજન્, મહાયોગેશ્વરો હરિઃ ।**
**દર્શયામાસ પાર્થાય, પરમં રૂપ મૈશ્વરમ્ ॥૯॥**

પદ=એવં–ઉકત્વા–તતઃ–રાજન્–મહાયોગેશ્વરઃ–હરિઃ ।
દર્શયામાસ–પાર્થાય–પરમં–રૂપં–ઐશ્વરમ્ ॥

અ. અર્થ=રાજન્–એવં–ઉકત્વા–તતઃ–મહાયોગેશ્વરઃ–હરિઃ–હે રાજન ! એ પ્રમાણે કહીને પછી મહા-

યોગેશ્વર એવા હરિ (એ) પાર્થાય-પરમં-ઐશ્વરં-રૂપં દર્શયામાસ-પાર્થને પરમ ઐશ્વર રૂપ બતાવ્યું.

ગુ. અર્થ=હે રાજન! એ પ્રમાણે કહીને પછી મહા યોગેશ્વર એવા હરિએ પાર્થને પરમ ઐશ્વર રૂપ બતાવ્યું.

**અનેકવક્ત્રનયનં, અનેકાદ્‌ભુત દર્શનમ્ ।**
**અનેક દિવ્યાભરણં, દિવ્યાનેકોદ્યતા યુધમ્ ।**

પદ=અનેકવક્ત્રનયનં-અનેકાદ્‌ભુતદર્શનમ્।
અનેકદિવ્યાભરણં-દિવ્યાનેકોદ્યતાયુધમ્ ॥

અ. અર્થ=**અનેકવક્ત્રનયનં-અનેકાદ્‌ભુતદર્શનમ્** -અનેક મુખ અને નેત્રવાળું, અનેક અદ્‌ભુતદર્શનવાળું, **અનેકદિવ્યાભરણં-દિવ્યાને-કોદ્યતાયુધમ્**-અનેકદિવ્ય ઘરેણાંવાળું, ઉગામેલાં અનેક દિવ્ય આયુધવાળું. (ગુજરાતી અર્થ સીધો છે)

**દિવ્યમાલ્યામ્બરધરં દિવ્યગન્ધાનુલેપનમ્ ।**
**સર્વાશ્ચર્યમયં દેવ મનન્તં વિશ્વતોમુખમ્ ॥૧૧॥**

પદ=દિવ્યમાલ્યામ્બરધરં-દિવ્યગન્ધાનુલેપનમ્ ।
સર્વાશ્ચર્યમયં-દેવં-અનન્તં-વિશ્વતોમુખમ્ ॥

અ. અર્થ=**દિવ્યમાલ્યામ્બરધરં-દિવ્યગન્ધાનુલેપનં**-દિવ્યમાલા તથા વસ્ત્રધારણ કરેલું દિવ્ય ગંધનું લેપન કરેલું, **સર્વાશ્ચર્યમયં-દેવં-અનન્તં-વિશ્વતોમુખમ્**-સર્વ આશ્ચર્યથી ભરપુર, પ્રકાશરૂપ, અપરિચ્છિન્નને સર્વ - તરફ

મુખવાળુ ( એવુ અદ્‌ભૂતસ્વરૂપ અર્જુન જોવા લાગ્યો ) ગુજરાતી અર્થ સીધો છે.

**દિવિ સૂર્યસહસ્રસ્ય, ભવેદ્યુગપદુત્થિતા ।**
**યદિ ભાસ્સદૃશીસા સ્યાત, ભાસસ્તસ્ય મહાત્મનઃ ॥૧૨॥**

પદ=દિવિ–સૂર્યસહસ્રસ્ય–ભવેત્–યુગપત–ઉત્થિતા ।
યદિ–ભા –સદૃશી–સા–સ્યાત્–ભાસ –તસ્ય–મહાત્મનઃ ॥

અ અર્થ=દિવિ–યુગપત–યદિ–સૂર્યસહસ્રસ્ય–ભા –ઉત્થિતા–ભવેત્–આકાશમા એકજ વખતે જો સહસ્ર સૂર્યની પ્રભા પ્રગટેલી હોય ( તો ) સા–તસ્ય–મહાત્મનઃ –ભાસઃ–સદૃશી–સ્યાત–તે પ્રભા તે મહાત્મા–વિશ્વરૂપની પ્રભાના જેવી થાય.

ગુ અર્થ=આકાશમા એકજ વખતે જો હજાર સૂર્યની પ્રભા પ્રકટેલી હોય, તો તે પ્રભા તે મહાત્મા–વિશ્વરૂપની પ્રભાના જેવી થાય

**તત્રૈકસ્થં જગત્કૃત્સ્નં, પ્રવિભક્તમનેકધા ।**
**અપશ્યદ્દેવ દેવસ્ય, શરીરે પાંડવસ્તદા ॥૧૩॥**

પદ=તત્ર –એકસ્થ –જગત્–કૃત્સ્ન –પ્રવિભક્ત –અનેકધા ।
અપશ્યત્–દેવદેવસ્ય–શરીરે–પાંડવ –તદા ॥

અ અર્થ=તદા–તત્ર–દેવદેવસ્ય–શરીરે–તે વખતે ત્યા દેવદેવના શરીરમા એકસ્થં–અનેકધા–પ્રવિભક્તં એકસ્થાનમા રહેલું, અનેક પ્રકારે વિભાગવાળું–કૃત્સ્નં–

**જગત્‌-પાંડવઃ-અપશ્યત્‌**-સમગ્ર જગતને પાંડવ અર્જુન જોવા લાગ્યો.

શુ. અર્થ=તે સમયે ત્યાં દેવદેવના શરીરમાં એક સ્થાનમાં રહેલું, અનેક પ્રકારે વિભાગવાળું, સમગ્ર જગતને અર્જુન જોવા લાગ્યો.

**તતસ્સ વિસ્મયાવિષ્ટઃ, હૃષ્ટરોમા ધનંજયઃ ।**
**પ્રણમ્ય શિરસા દેવં, કૃતાંજલિરભાષત ॥૧૪॥**

પદ=તતઃ-સઃ-વિસ્મયાવિષ્ટઃ-હૃષ્ટરોમા-ધનંજયઃ ।
પ્રણમ્ય-શિરસા-દેવં-કૃતાંજલિઃ-અભાષત ॥

અ. અર્થ=**તતઃ-વિસ્મયાવિષ્ટઃ-હૃષ્ટરોમા-સઃ-ધનંજયઃ**-તે પછી વિસ્મયથી વ્યાપ્ત થયેલો, ઉભાં થયેલાં રૂંવાડાં વાળો, તે ધનંજય, **દેવં-શિરસા-પ્રણમ્ય**-દેવને મસ્તકવડે પ્રણામ કરીને, **કૃતાંજલિઃ-અભાષત**-હાથ જોડેલો (થઇને) બોલ્યો.

શુ. અર્થ=તે પછી વિસ્મયથી વ્યાપ્ત થયેલો, ઉભા થયેલાં રૂંવાડાં વાળો, તે ધનંજય દેવને મસ્તક વડે પ્રણામ કરીને હાથ જોડીને બોલ્યો.

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

**પશ્યામિ દેવાંસ્તવ દેવ દેહે,**
**સર્વાસ્તથા ભૂતવિશેષ સંઘાન્‌ ।**
**બ્રહ્માણમીશં કમલાસનસ્થમ્‌,**
**ઋષીંશ્ચ સર્વાનુરગાંશ્ચ દિવ્યાન્‌ ॥૧૫॥**

પદ=પશ્યામિ-દેવાન્-તવ-દેવ-દેહે-સર્વાન્-તથા-ભૂત-
વિશેષસંઘાન્ । બ્રહ્માણં-ઈશં-કમલાસનસ્થં-ઋષીન્-
ચ-સર્વાન્-ઉરગાન્-ચ-દિવ્યાન્ ॥

અ. અર્થ=દેવ-તવ-દેહે-હે દેવ ! આપના દેહમા
સર્વાન્-દેવાન્-ભૂતવિશેષસંઘાન્-સર્વ દેવોને તથા સ્થા-
વર જંગમરૂપ ભૂતોના સમૂહને કમલાસનસ્થં-ઈશં-
બ્રહ્માણં-ચ-સર્વાન્-ઋષીન્-ચ-કમલરૂપ આસન ઉપર
બેઠેલા સર્વના નિયંતા બ્રહ્મા તથા સર્વ ઋષિઓને અને
દિવ્યાન્-ઉરગાન્-પશ્યામિ-દિવ્ય સર્પોને જોઉં છું.

શુ અર્થ=હે દેવ ! આપના દેહમા સર્વ દેવોને તથા સ્થાવર
જંગમરૂપ ભૂતોના સમૂહને, કમળરૂપ આસનપર બેઠેલા સર્વના નિયંતા
બ્રહ્માને, તથા સર્વ ઋષિઓને અને દિવ્ય સર્પોને હુ જોઉં છુ

અનેક બાહૂદર વક્ત્રનેત્રમ્,
પશ્યામિ ત્વાં સર્વતોઽનંતરૂપમ્ ।
નાન્તં ન મધ્યં ન પુનસ્તવાદિમ્,
પશ્યામિ વિશ્વેશ્વર વિશ્વ રૂપ ॥૧૬॥

પદ=અનેકબાહૂદરવક્ત્રનેત્ર-પશ્યામિ-ત્વાં-સર્વત -અનંત-
રૂપમ્ । ન-અન્તં-ન-મધ્યં-ન-પુનઃ-તવ-આદિ-
પશ્યામિ-વિશ્વેશ્વર-વિશ્વરૂપ ॥

અ. અર્થ=ત્વાં-અનેક બાહૂદરવક્ત્રનેત્રં-સર્વતઃ-
અનંતરૂપં-પશ્યામિ-આપને અનેક બાહુ, ઉદર, મુખ,

નેત્રવાળા (તથા) સર્વ તરફથી અનંતરૂપવાળા (હું) જોઉં છું. **વિશ્વેશ્વર-વિશ્વરૂપ-તવ-અંતં-ન-પશ્યામિ**-હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! (હું) આપના અંતને નથી જોતો. **મધ્યં-ન-પુનઃ-આદિં-ન**-મધ્યને નથી (જોતો) તથા આદિને (પણ) નથી જોતો.

શુ. અર્થ=આપને અનેક બાહુ, ઉદર, મુખ, નેત્રવાળા તથા સર્વ તરફથી અનંત રૂપવાળા હું જોઉં છું. હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! હું આપના અંતને નથી જોતો, મધ્યને નથી જોતો તથા આદિને પણ નથી જોતો

**કિરીટિનં ગદિનં ચક્રિણં ચ,**
**તેજોરાશિં સર્વતો દીપ્તિમંતમ્ ।**
**પશ્યામિ ત્વાં દુર્નિરીક્ષ્યં સમંતાત્,**
**દીપ્તાનલાર્કદ્યુતિમ પ્રમેયમ્ ॥૧૭॥**

પદ=કિરીટિનં-ગદિનં-ચક્રિણં-ચ-તેજોરાશિ-સર્વતઃ-દીપ્તિમન્તમ । પશ્યામિ-ત્વાં-દુર્નિરીક્ષ્ય-સમંતાત્-દીપ્તાનલાર્કદ્યુતિં-અપ્રમેયમ્ ॥

અ. અર્થ=**ત્વાં-કિરીટિનં-ગદિનં-ચક્રિણં-ચ**-આપને મુગટવાળા, ગદાવાળા, ચક્રવાળા, અને **તેજોરાશિં-સર્વતઃ-દીપ્તિમન્તં**-તેજોરાશિ, સર્વ તરફથી પ્રકાશમાન્ **સમંતાત્-દુર્નિરીક્ષ્યં-દીપ્તાનલાર્કદ્યુતિં-અપ્રમેયં-પશ્યામિ**--સર્વ તરફથી ન જોવાઈ શકાય એવા, પ્રકાશ-

માન્ અગ્નિ અને સૂર્યના જેવા પ્રભાવવાળા (અને) અપ્રમેય જોઉં છું.

ગુ. અર્થ=આપને મુગટવાળા, ગદાવાળા, ચક્રવાળા, અને તેજોરાશિ સર્વ તરફથી પ્રકાશમાન, સર્વ તરફથી ન જોઈ શકાય એવાં, પ્રકાશમાન્ અગ્નિ અને સૂર્યના જેવી પ્રભા વાળા અને અપ્રમેય જોઉં છું.

ત્વમક્ષરં પરમં વેદિતવ્યમ્,
ત્વમસ્ય વિશ્વસ્યપરં નિધાનમ્ ।
ત્વમવ્યયશ્શાશ્વતધર્મ ગોપ્તા,
સનાતનસ્ત્વં પુરુષો મતો મે ॥૧૮॥

પદ=ત્વં–અક્ષરં–પરમં–વેદિતવ્યં–ત્વં–અસ્ય–વિશ્વસ્ય–પરં–નિધાનં । ત્વં–અવ્યયઃ–શાશ્વતધર્મગોપ્તા-સનાતનઃ–ત્વં–પુરુષઃ–મતઃ–મે ॥

અ. અર્થ=વેદિતવ્યં–અક્ષરં–પરમં–ત્વં–જાણવા યોગ્ય અક્ષર બ્રહ્મ આપ (છો) અસ્ય–વિશ્વસ્ય–પરં–નિધાનં–ત્વં–આ વિશ્વને પરમ આશ્રય આપ (છો) ત્વં–અવ્યયઃ–શાશ્વતધર્મગોપ્તા–તમે નાશ રહિત હોઇને સનાતન ધર્મના રક્ષક ( છો અને ) ત્વં–સનાતનઃ–પુરુષઃ–મે–મતઃ–આપ સનાતન પુરૂષ ( છો એમ) મારો મત (છે.)

ગુ. અર્થ=જાણવાયોગ્ય અક્ષર બ્રહ્મ આપ છો, આ વિશ્વને પરમ આશ્રય આપ છો, આપ નાશરહિત હોઇને સનાતન ધર્મના રક્ષક છો. અને આપ સનાતન પુરૂષ છો એમ મારો મત છે.

અનાદિમધ્યાન્ત મનન્તવીર્યમ્,
અનન્તબાહું શશિસૂર્યનેત્રમ્ ।
પશ્યામિ ત્વાં દીપ્તહુતાશવક્ત્રમ્,
સ્વતેજસા વિશ્વમિદં તપન્તમ્ ॥૧૯॥

પદ=અનાદિમધ્યાન્તં-અનન્તવીર્યં-અનન્તબાહું-શશિસૂર્યનેત્રં । પશ્યામિ-ત્વાં-દીપ્તહુતાશવક્ત્રં-સ્વતેજસા-વિશ્વં-ઇદં-તપન્તમ્ ॥

અ. અર્થ=અનાદિમધ્યાન્તં-અનંતવીર્યં-અનન્તબાહું-આદિ મધ્યને અંત વિનાના અનંતવીર્યવાળા, અનંતહાથવાળા, શશિસૂર્યનેત્રં-દીપ્તહુતાશવક્ત્રં-ચંદ્ર સૂર્ય જેનાં નેત્ર છે. એવા મુખોમાં પ્રજ્વલિત અગ્નિવાળા, સ્વતેજસા-ઇદં-વિશ્વં-તપન્તં-ત્વાં-પશ્યામિ-પોતાના તેજ વડે આ વિશ્વને તપાવનારા આપને જોઉં છું.

ગુ. અર્થ=આદિ મધ્યને અંત વિનાના, અનંત વીર્યવાળા, અનંત બાહુવાળા, ચંદ્રસૂર્ય જેના નેત્ર છે એવા, મુખોમા પ્રજ્વલિત અગ્નિવાળા, અને પોતાના તેજ વડે આ વિશ્વને તપાવનારા આપને હું જોઉં છું.

દ્યાવા પૃથિવ્યોરિદ મન્તરં હિ,
વ્યાપ્તં ત્વયૈકેન દિશશ્ચ સર્વાઃ ।
દૃષ્ટ્વાઽદ્ભુતં રૂપમિદં તવોગ્રમ્,
લોકત્રયં પ્રવ્યથિતં મહાત્મન્ ॥૨૦॥

પદ=દ્યાવાપૃથિવ્યોઃ–ઈદં–અન્તરં–હિ–વ્યાપ્તં–ત્વયા–એકેન–દિશઃ–ચ–સર્વાઃ । દૃષ્ટ્વા–અદ્ભુતં–રૂપં–ઉગ્ર–તવ–ઇદં–લોકત્રયં–પ્રવ્યથિતં–મહાત્મન્ ॥

અ. અર્થ=**દ્યાવાપૃથિવ્યોઃ–ઇદં–અન્તરં–ત્વયા–એકેન–હિ–વ્યાપ્તં**–સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનું અંતર આપ એકલાથીજ વ્યાપ્ત છે. **ચ–સર્વાઃ–દિશઃ**–અને સર્વ દિશાઓ ( વ્યાપ્ત છે ) **તવ–ઈદં–અદ્ભુતં–ઉગ્રં–રૂપં–દૃષ્ટ્વા**–આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઇને **મહાત્મન્–લોકત્રયં–પ્રવ્યથિતં**–હે મહાત્મન્! ત્રણે લોક ભય પામેલાં છે.

ગુ. અર્થ=સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનું અંતર આપ એકલાથીજ વ્યાપ્ત છે. અને સર્વ દિશાઓ પણ આપથીજ વ્યાપ્ત છે. આપનું આ અદ્ભુત ઉગ્રરૂપ જોઇને હે મહાત્મન્! ત્રણે લોક ભય પામેલાં છે.

અમીહિ ત્વાં સુરસંઘા વિશન્તિ,
કેચિદ્ભીતાઃ પ્રાંજલયો ગૃણન્તિ ।
સ્વસ્તીત્યુક્ત્વા મહર્ષિ સિદ્ધસંઘાઃ,
સ્તુવન્તિ ત્વાં સ્તુતિભિઃ પુષ્કલાભિઃ ॥૨૧॥

પદ=અમી–હિ–ત્વાં–સુરસંઘાઃ–વિશન્તિ–કેચિત્–ભીતાઃ–પ્રાંજલયઃ–ગૃણન્તિ । સ્વસ્તિ–ઇતિ–ઉક્ત્વા–મહર્ષિસિદ્ધસંઘાઃ–સ્તુતિભિઃ–પુષ્કલાભિઃ ॥

અ. અર્થ=અમી-સુરસંઘાઃ-ત્વાં-હિ-પ્રવિશન્તિ -આ દેવોનો સમૂહ આપમાંજ પ્રવેશ કરે છે. કેચિત્-ભીતાઃ-પ્રાંજલયઃ-ગૃણંતિ-કેટલાએક ભય પામેલા હાથ જોડીને સ્તુતિ કરે છે. મહર્ષિસિદ્ધસંઘાઃ-સ્વસ્તિ-ઇતિ-ઉક્ત્વા-મહર્ષિઓ અને સિધ્ધોના સમૂહો કલ્યાણ થાઓ એમ કહીને પુષ્કલાભિઃ-સ્તુતિભિઃ-ત્વાં-સ્તુવંતિ-પુષ્કલ સ્તુતિઓવડે આપને સ્તવે છે.

ગુ. અર્થ=આ દેવોનો સમૂહ આપમાજ પ્રવેશે છે. કેટલાક ભય પામેલા હાથ જોડીને સ્તુતિ કરે છે. મહર્ષિઓ અને સિદ્ધોના સંઘો કલ્યાણ થાઓ એમ કહીને પુષ્કલ સ્તુતિઓ વડે આપને સ્તવે છે.

રૂદ્રાઽઽદિત્યા વસવો યે ચ સાધ્યાઃ,
વિશ્વેઽશ્વિનૌ મરૂતશ્ચોષ્મપાશ્ચ ।
ગંધર્વયક્ષા સુરસિદ્ધ સંઘાઃ,
વીક્ષંતે ત્વાં વિસ્મિતાશ્ચૈવ સર્વે ॥૨૨॥

પદ=રૂદ્રાદિત્યાઃ-વસવઃ-યે-ચ-સાધ્યાઃ-વિશ્વે-અશ્વિનૌ-મરૂતઃ-ચ-ઉષ્મપાઃ-ચ । ગંધર્વયક્ષાઃ-સુરસિદ્ધસંઘાઃ-વીક્ષંતે-ત્વાં-વિસ્મિતાઃ-ચ-એવ-સર્વે ॥

અ. અર્થ=યે-રૂદ્રાદિત્યાઃ-વસવઃ-ચ-સાધ્યાઃ-જેઓ રૂદ્રો અને આદિત્યો, વસુઓ અને સાધ્ય દેવો વિશ્વે-અશ્વિનૌ-ચ-મરૂતઃ-ચ-ઉષ્મપાઃ-વિશ્વે દેવા અશ્વિની કુમારો તથા મરૂતો અને ઉષ્મપા પિતૃઓ ચ-ગંધર્વય-

ક્ષાસુરસિદ્ધસંઘાઃ-વળી ગંધર્વ યક્ષ, અસુર અને સિદ્ધના સમૂહો ( છે તેઓ ) સર્વે-વિસ્મિતાઃ-એવ-ત્વાં-વીક્ષંતે-સર્વે વિસ્મય પામેલાજ આપને જુએ છે.

ગુ. અર્થ=જેઓ રૂદ્રો અને આદિત્યો, વસુઓ અને સાધ્ય દેવો, વિશ્વેદેવા, અશ્વિની કુમારો તથા મરૂતો અને ઉષ્મપા પિતૃઓ વળી ગંધર્વ, યક્ષ, અસુર, અને સિદ્ધના સમૂહો છે. તેઓ સર્વે વિસ્મય પામેલાજ આપને જુએ છે.

રૂપં મહત્તે બહુ વક્ત્રનેત્રમ્,
મહાબાહો બહુ બાહૂરૂપાદમ્ ।
બહૂદરં બહુદંષ્ટ્રાકરાલં,
દૃષ્ટ્વા લોકાઃ પ્રવ્યથિતા સ્તથાહમ્ ॥૨૩॥

પદ=રૂપ-મહત્-તે-બહુવક્ત્રનેત્રમ્-મહાબાહો-બહુબાહૂરૂપાદમ્ । બહૂદરં-બહુદંષ્ટ્રાકરાલં-દૃષ્ટ્વા-લોકાઃ-પ્રવ્યથિતા.-તથા-અહમ્॥

અ. અર્થ=મહાબાહો-તે-બહુવક્ત્રનેત્રં-બહુબાહૂરૂપાદં-બહુદરં-હે મહાબાહો ! આપના બહુમુખ અને નેત્રવાળા, ઘણા હાથ જાંગ, અને પગવાળા, ઘણાં પેટવાળા, બહુદંષ્ટ્રાકરાલં-મહત્-રૂપં-દષ્ટ્વા-ઘણી દાઢો વડે ભયંકર એવા મહાન્ રૂપને જોઇને લોકાઃ-તથા-અહં-પ્રવ્યથિતાઃ-લોકો તથા હું વ્યથા પામ્યા છીએ.

ગુ. અર્થ=હે મહાબાહો ! આપના બહુ મુખ અને નેત્ર વાળા,

ઘણા હાથ જાંગ અને પગવાળા, ઘણાં પેટવાળા, ઘણી દાઢો વડે ભયંકર એવા, મહાન્ રૂપને જોઇને લોકો તથા હું વ્યથા પામ્યા છીએ.

**નભસ્સ્પૃશં દીપ્તમનેકવર્ણં,**
**વ્યાત્તાનનં દીપ્તવિશાલનેત્રમ્ ।**
**દૃષ્ટ્વાહિ ત્વાં પ્રવ્યથિતાન્તરાત્મા,**
**ધૃતિં ન વિંદામિ શમં ચ વિષ્ણો ॥૨૪॥**

પદ=નભઃસ્પર્શં–દીપ્તં–અનેકવર્ણં–વ્યાત્તાનનં–દીપ્તવિશાલનેત્રં–। દૃષ્ટ્વા–હિ–ત્વાં–પ્રવ્યથિતાન્તરાત્મા–ધૃતિં–ન–વિંદામિ–શમં–ચ–વિષ્ણો ॥

અ. અર્થ=**નભઃસ્પૃશં–દીપ્તં–અનેકવર્ણં–વ્યાત્તાનનં–દીપ્તવિશાલનેત્રં–ત્વાં–દૃષ્ટ્વા–હિ**–આકાશને અડકેલા (સર્વવ્યાપક) પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, ફાડેલા મુખવાળા, પ્રજ્વલિત અને વિશાળ નેત્રવાળા, આપને જોઇને જ **પ્રવ્યથિતાન્તરાત્મા**–અત્યંત વ્યથિત મનવાળો (હું) **વિષ્ણો–ધૃતિં–ચ–શમં–ન–વિંદામિ**–હે વિષ્ણો ! (હું) ધૈર્યને અને શમને પામતો નથી.

શુ. અર્થ=આકાશને અડકેલા–સર્વવ્યાપક. પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, ફાડેલા મુખવાળા, પ્રજ્વલિત અને વિશાળ નેત્રવાળા, આપને જોઇને જ હું અત્યંત વ્યથિત મનવાળો છું. હે વિષ્ણો ! હું ધૈર્યને અને શમને પામતો નથી.

**દંષ્ટ્રાકરાલાનિ ચ તે મુખાનિ,**
**દૃષ્ટ્વૈવ કાલાનલ સન્નિભાનિ ।**
**દિશો ન જાને ન લભે ચ શર્મ,**
**પ્રસીદ દેવેશ જગન્નિવાસ ॥૨૫॥**

પદ=દંષ્ટ્રાકરાલાનિ-ચ-તે-મુખાનિ-દૃષ્ટ્વા-એવ-કાલાનલસન્નિભાનિ । દિશઃ-ન-જાને-ન-લભે-ચ-શર્મ-પ્રસીદ-દેવેશ-જગન્નિવાસ ॥

અ. અર્થ=**દંષ્ટ્રાકરાલાનિ-ચ-કાલાનલસન્નિભાનિ-તે-મુખાનિ-દૃષ્ટ્વા-એવ-દિશઃ-ન-જાને** દાઢોવડે વિકરાળ, અને પ્રલયકાળના અગ્નિ જેવાં, આપનાં મુખોને જોઇને જ (હું) દિશાઓને નથી જાણતો.-**ચ-શર્મ-ન-લભે**-અને સુખ નથી પામતો (માટે) **દેવેશ-જગન્નિવાસ-પ્રસીદ**-હે દેવેશ ! હે જગતના નિવાસરૂપ ! ( મારાપર ) પ્રસન્ન થાઓ.

ગુ. અર્થ=દાઢોવડે વિકરાળ અને પ્રલયકાળના અગ્નિ જેવા આપના મુખોને જોઇને જ હુ દિશાઓને નથી જાણતો. અને સુખ નથી પામતો. માટે હે દેવેશ ! હે જગતના નિવાસરૂપ ! મારાપર પ્રસન્ન થાઓ.

**અમી ચ ત્વાં ધૃતરાષ્ટ્રસ્ય પુત્રાઃ,**
**સર્વે સહૈવાવનિપાલ સંઘૈઃ ।**

**ભીષ્મો દ્રોણસ્સૂત પુત્રસ્તથાઽસૌ,**
**સહાસ્મદીયૈરપિ યોધમુખ્યૈઃ ॥૨૬॥**

પદ=અમી-ચ-ત્વાં-ધૃતરાષ્ટ્રસ્ય-પુત્રા -સર્વે-સહ-એવ-અવનિપાલસંઘૈઃ । ભીષ્મઃ-દ્રોણ -સૂતપુત્ર -તથા-અસૌ-સહ-અસ્મદીયૈ -અપિ-યોધમુખ્યૈઃ ॥

અ. અર્થ=ચ-અવનિપાલસંઘૈઃ-સહ-અમી-સર્વે -ધૃતરાષ્ટ્રસ્ય-પુત્રાઃ-વળી રાજાઓના સમૂહોએ સહિત આ સર્વે ધૃતરાષ્ટ્રના પુત્રો (તેમજ) અસ્મદીયૈ-યોધમુખ્યૈઃ-સહ-એવ-અમારા મુખ્ય યોદ્ધાઓની સાથેજ અસૌ-ભીષ્મઃ-દ્રોણ -તથા-સૂતપુત્રઃ-અપિ-ત્વાં-આ ભીષ્મ, દ્રોણ, તથા સારથી પુત્ર-કરણ પણ-આપમાં (પ્રવેશ કરે છે.)

શુ અર્થ=વળી રાજાઓના સમૂહોએ સહિત, આ સર્વે ધૃતરાષ્ટ્રના પુત્રો, તેમજ અમારા મુખ્ય યોદ્ધાઓની સાથે આ ભીષ્મ, દ્રોણ, તથા કરણ પણ આપમા પ્રવેશ કરે છે

**વક્ત્રાણિ તે ત્વરમાણા વિશંતિ,**
**દંષ્ટ્રા કરાલાનિ ભયાનકાનિ ।**
**કેચિદ્વિલગ્ના દશનાંતરેષુ,**
**સંદશ્યન્તે ચૂર્ણિતૈરૂત્તમાંગૈઃ ॥૩૭॥**

પદ=વક્ત્રાણિ-તે-ત્વરમાણાઃ-વિશંતિ-દંષ્ટ્રાકરાલાનિ-ભયાનકાનિ । કેચિત્-વિલગ્ના -દશનાન્તરેષુ -સંદૃશ્યન્તે-ચૂર્ણિતૈઃ-ઉત્તમાંગૈ ॥

અ. અર્થ=દંષ્ટ્રાકરાલાનિ-ભયાનકાનિ-તવ-વક્ત્રાણિ-દાઢો વડે વિકરાળ (અને) ભયંકર એવાં આપનાં મુખોમા ત્વરમાણાઃ-વિશંતિ-દોડતા પેસે છે. કેચિત્-ચૂર્ણિતૈઃ-ઉત્તમાંગૈઃ-દશનાંતરેષુ-વિષલગ્ના-સંદૃશ્યંતે-કેટલાક ચૂરો થઈ ગયેલાં મસ્તકો સહિત દાતોની વચ્ચેના ભાગોમા લાગેલા દેખાય છે.

ગુ. અર્થ=દાઢો વડે વિકરાળ અને ભયકર એવા આપના મુખોમા દોડતા પેસે છે. કેટલાક ચૂરા થઈ ગયેલા મસ્તકો સહિત દાતોની વચ્ચેના ભાગોમા લાગેલા દેખાય છે.

**યથા નદીનાં બહવોઽમ્બુવેગાઃ,**
**સમુદ્રમેવાભિમુખા દ્રવન્તિ ।**
**તથા તવામી નરલોકવીરાઃ,**
**વિશન્તિ વક્ત્રાણ્યભિ વિજ્વલન્તિ ॥૨૮॥**

પદ=યથા-નદીનાં-બહવ-અમ્બુવેગાઃ-સમુદ્રં-એવ-અભિમુખાઃ-દ્રવંતિ । તથા-તવ-અમી-નરલોકવીરાઃ-વિશન્તિ-વક્ત્રાણિ-અભિવિજ્વલંતિ ॥

અ. અર્થ=યથા-નદીનાં-બહવઃ-અંબુવેગાઃ-જેમ નદીના ઘણા જળ પ્રવાહો અભિમુખાઃ-સમુદ્રં-એવ-દ્રવંતિ-સમુદ્ર તરફના મુખવાળા થઇને સમુદ્ર તરફજ દોડે છે. તથા-અમી-નરલોકવીરાઃ-તેવી રીતે આ મનુષ્ય લોકના વીરો તવ-અભિવિજ્વલંતિ-વક્ત્રાણિ-વિશન્તિ આપના સર્વ તરફથી અત્યંત પ્રકાશમાન મુખોમાં પેસેછે.

ગુ. અર્થ=જેમ નદીઓના ઘણા જળ પ્રવાહો સમુદ્ર તરફ મુખવાળા થઇને સમુદ્ર તરફ જ દોડે છે. તેમ આ મનુષ્યલોકના વીરો આપના સર્વ તરફથી અત્યંત પ્રકાશમાન મુખોમા પેસે છે.

**યથા પ્રદીપ્તં જ્વલનં પતંગાઃ,**
**વિશન્તિ નાશાય સમૃદ્ધવેગાઃ ।**
**તથૈવ નાશાય વિશન્તિ લોકાઃ,**
**તવાપિ વક્ત્રાણિ સમૃદ્ધવેગાઃ ॥૨૯॥**

પદ=યથા-પ્રદીપ્તં-જ્વલનં-પતંગાઃ-વિશન્તિ-નાશાય-સમૃદ્ધવેગાઃ । તથા-એવ-નાશાય-વિશન્તિ-લોકાઃ-તવ-અપિ વક્ત્રાણિ-સમૃદ્ધવેગાઃ ॥

અ. અર્થ=**યથા-સમૃદ્ધવેગાઃ-પતંગાઃ-નાશાય-પ્રદીપ્તં-જ્વલનં-પ્રવિશંતિ**-જેમ અત્યંત વેગવાળાં પતંગીઆંઓ, પોતાના નાશને માટે સળગતા અગ્નિમાં પેસે છે. **તથા-એવ-સમૃદ્ધવેગાઃ-લોકાઃ-અપિ**-તેમજ અત્યંત વેગવાળા લોકો પણ **નાશાય-તવ-વક્ત્રાણિ-વિશંતિ**-પોતાના નાશને માટે આપના મુખમાં પેસે છે.

ગુ. અર્થ=જેમ અત્યંત વેગવાળા પતંગીઆઓ પોતાના નાશને માટે પ્રદીપ્ત અગ્નિમાં પેસે છે, તેમજ અત્યંત વેગવાળા લોકો પણ પોતાના નાશને માટે આપના મુખમાં પેસે છે.

**લેલિહ્યસે ગ્રસમાનઃ સમંતાત્,**
**લોકાન્ સમગ્રાન્ વદનૈ ર્જ્વલદ્ભિઃ ।**

તેજોભિરાપૂર્ય જગત્ સમગ્રમ્,
ભાસસ્તવોગ્રાઃ પ્રતપંતિ વિષ્ણો ॥૩૦॥

પદ=લેલિહ્યસે–ગ્રસમાનઃ–સમંતાત્–લોકાન્–સમગ્રાન્–વદનૈઃ–જ્વલદ્‌ભિઃ। તેજોભિઃ–આપૂર્ય–જગત્–સમગ્રં–ભાસઃ–તવ–ઉગ્રાઃ–પ્રતપંતિ–વિષ્ણો ॥

અ. અર્થ=સમગ્રાન્–લોકાન્–જ્વલદ્‌ભિઃ–વદનૈઃ–સમંતાત્–ગ્રસમાનઃ–લેલિહ્યસે–સમગ્રલોકોને પ્રજ્વલિત મુખોથી સર્વ તરફથી પકડતા (આપ) ચાટો છો. વિષ્ણો–સમગ્રં–જગત્–તેજોભિઃ–આપૂર્ય–તવ–ઉગ્રાઃ–ભાસઃ–પ્રતપંતિ–હે વિષ્ણુ! સર્વ જગતને તેજો વડે ઢાંકી દઇને આપની ઉગ્ર કાંતિઓ સંતાપ ઉત્પન્ન કરે છે.

શુ. અર્થ=સમસ્ત લોકોને પ્રજ્વલિત મુખોએ સર્વ તરફથી પકડતા આપ ચાટો છો. હે વિષ્ણુ ! સર્વ જગતને તેજોવડે ઢાંકી દઈને આપની ઉગ્ર કાંતિઓ સંતાપ ઉત્પન્ન કરે છે.

આખ્યાહિ મે કો ભવાનુગ્રરૂપઃ,
નમોસ્તુ તે દેવવર પ્રસીદ।
વિજ્ઞાતુ મિચ્છામિ ભવંત માદ્યમ્,
ન હિ પ્રજાનામિ તવ પ્રવૃત્તિમ્ ॥૩૧॥

પદ=આખ્યાહિ–મે–કઃ–ભવાન્–ઉગ્રરૂપઃ–નમઃ–અસ્તુ–તે–દેવવર–પ્રસીદ। વિજ્ઞાતું–ઇચ્છામિ–ભવંતં–આદ્યં–ન–હિ–પ્રજાનામિ–તવ–પ્રવૃત્તિમ્ ॥

અ. અર્થ=ભવાન્-ઉગ્રરૂપઃ-કઃ-મે-આખ્યાહિ-આપ ઉગ્રરૂપ વાળા કોણ છો ? (તે) મને કહો. તે-નમઃ-અસ્તુ-આપને નમસ્કાર હો. દેવવર-પ્રસીદ-હે દેવવર ! પ્રસન્ન થાઓ. ભવતં-આદ્યં-વિજ્ઞાતું-ઈચ્છામિ-હિ-આપ આદ્યને જાણવાને (હું) ઇચ્છું છું. કેમકે (હું) તવ-પ્રવૃત્તિં-ન-પ્રજાનામિ-આપની પ્રવૃત્તિને જાણતો નથી.

ગુ. અર્થ=આપ ઉગ્ર રૂપવાળા કોણ છો ? તે મને કહો. આપને નમસ્કાર હો. હે દેવવર ! પ્રસન્ન થાઓ; કેમકે હું આપની પ્રવૃત્તિ જાણતો નથી.

શ્રી ભગવાનુવાચ—શ્રી ભગવાન્ બોલ્યા.

કાલોસ્મિ લોકક્ષય કૃત્પ્રવૃદ્ધઃ
લોકાન્ સમાહર્તુમિહ પ્રવૃત્તઃ ।
ઋતેઽપિ ત્વાં ન ભવિષ્યંતિ સર્વે
યેઽવસ્થિતાઃ પ્રત્યનીકેષુ યોધાઃ ॥૩૨॥

પદ=કાલ-અસ્મિ-લોકક્ષયકૃત્-પ્રવૃદ્ધ-લોકાન્-સમાહર્તું-ઇહ-પ્રવૃત્તઃ । ઋતે-અપિ-ત્વાં-ન-ભવિષ્યંતિ-સર્વે-યે-અવસ્થિતાઃ-પ્રત્યનીકેષુ-યોધાઃ ॥

અ. અર્થ=લોકક્ષયકૃત્-પ્રવૃદ્ધઃ-કાલઃ-અસ્મિ-લોકના સંહાર કરનારો, અત્યંત વૃદ્ધિ પામેલો કાળ હું છું. ઇહ-લોકાન્-સમાહર્તું-પ્રવૃત્તઃ-આ વખતે (કૌરવાદિ) લોકનો નાશ કરવાને પ્રવર્તેલો છું. (માટે) પ્રત્ય-

નીકેષુ-યે-અવે-યોધાઃ-અવસ્થિતાઃ-પ્રતિપક્ષીઓની મે નામા જે સર્વ યોધાઓ સ્થિત થયા છે (તે સઘળા) ત્વાં-ઋતે-અપિ-નભવિષ્યંતિ-તાગ વિના પણ નહિં રહી શકે.

શુ અર્થ=તેઓનો સહાર કરનારો અને અત્યત વૃદ્ધિ પામેલો કાળ હુ છુ હમણા સ્વર્ગાદિ લોકનો નાશ કરવાને પ્રવર્તેલો છુ તેથી પ્રતિ પક્ષીઓની સેનામા જે યોધાઓ સ્થિત થયા છે. તે સઘળા તારા વિના પણ નહિં રહી શકે.

તસ્માત્ત્વમુત્તિષ્ઠ યશો લભસ્વ,
જિત્વા શત્રૂન્ભુંક્ષ્વ રાજ્યં સમૃદ્ધમ્ ।
મયૈવૈતે નિહતાઃ પૂર્વમેવ,
નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્ ॥૩૩॥

પદ=તસ્માત-ત્વં-ઉત્તિષ્ઠ-યશઃ-લભસ્વ-જિત્વા-શત્રૂન્-ભુક્ષ્વ-રાજ્ય-સમૃદ્ધમ્ । મયા-એવ-એતે-નિહતા-પૂર્વ-એવ-નિમિત્તમાત્ર-ભવ-સવ્યસાચિન્ ॥

અ. અર્થ=તસ્માત્-ત્વં-ઉત્તિષ્ઠ-યશઃ-લભસ્વ-તેટલા માટે તું ઉઠ યશ મેળવ. શત્રૂન્-જિત્વા-સમૃદ્ધં-રાજ્યં-ભુંક્ષ્વ-શત્રુઓને જીતીને સમૃદ્ધિવાળુ રાજ્ય ભોગવ સવ્યસાચિન્-એતે—મયા-એવ-પૂર્વ-એવ-નિહતાઃ-નિમિત્તમાત્રં-ભવ-હે સવ્ય સાચી ! એઓને મે જ પ્રથમથીજ હણી નાખેલા છે. (તું ફક્ત) નિમિત્ત માત્ર થા.

શુ અર્થ=તે ના માટે તુ ઉઠ, યશ મેળવ શત્રુઓને જીતીને

સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. હે સવ્યસાચી—અર્જુન! એઓને મેં જ પ્રથમથીજ હણી નાખેલા છે. તું રક્ત નિમિત્ત માત્રજ થા.

**દ્રોણં ચ ભીષ્મં ચ જયદ્રથં ચ,**
**કર્ણં તથાઽન્યાનપિ યોધવીરાન્ ।**
**મયા હતાંસ્ત્વં જહિ મા વ્યથિષ્ઠાઃ,**
**યુધ્યસ્વ જેતાસિ રણે સપત્નાન્ ॥૩૪॥**

પદ=દ્રોણં—ચ—ભીષ્મં—ચ—જયદ્રથં—ચ—કર્ણં—તથા—અન્યાન્—અપિ—યોધવીરાન્ । મયા—હતાન્—ત્વં—જહિ—મા—વ્યથિષ્ઠા—યુધ્યસ્વ—જેતાસિ—રણે—સપત્નાન્ ॥

અ અર્થ=દ્રોણં—ચ—ભીષ્મં—ચ—જયદ્રથં—ચ—કર્ણં—દ્રોણ અને ભીષ્મને, તથા જયદ્રથ અને કર્ણને તથા—મયા—હતાન્—અન્યાન્—અપિ—યોધવીરાન્—તેમ મેં હણી રાખેલા બીજા પણ યોદ્ધવીરોને ત્વં—જહિ—મા—વ્યથિષ્ઠાઃ—તું હણ, વ્યથા ન પામ યુધ્યસ્વ—રણે—સપત્નાન્—જેતાસિ—યુદ્ધ કર. રણમાં શત્રુઓને જીતીશ.

ગુ. અર્થ=દ્રોણ અને ભીષ્મને તથા જયદ્રથ અને કર્ણને, તેમ મે હણી રાખેલા બીજા પણ યોધવીરોને તું હણ, વ્યથા ન પામ, યુદ્ધ કર, રણમાં શત્રુઓને તું જીતીશ

સંજય ઉવાચ—સંજય બોલ્યો.

**એતચ્છ્રુત્વા વચનં કેશવસ્ય,**
**કૃતાંજલિર્વેપમાનઃ કિરીટી ।**

**નમસ્કૃત્વા ભૂય એવાહ કૃષ્ણમ્,**
**સગદ્‌ગદં ભીતભીતઃ પ્રણમ્ય ॥૩૫॥**

પદ=એતત્–શ્રુત્વા–વચન–કેશવસ્ય–કૃતાંજલિ–વેપમાનઃ–કિરીટી । નમસ્કૃત્વા–ભૂયઃ–એવ–આહ–કૃષ્ણ-સગદ્‌ગદં–ભીતભીતઃ–પ્રણમ્ય ॥

અ અર્થ=કેશવસ્ય–એતત્–વચનં–શ્રુત્વા-કેશવનાં એ વચનો સાંભળીને **કૃતાંજલિઃ–વેપમાનઃ–કિરીટી** –**કૃષ્ણં–નમસ્કૃત્વા**–હાથ જોડેલો અને કંપતો અર્જુન શ્રી કૃષ્ણચંદ્રને નમસ્કાર કરીને. **પ્રણમ્ય–ભીતભીતઃ–ભૂયઃ–એવ–સગદ્‌ગદં**–આહ–અત્યંત નમ્ર થઇને બીતો બીતો ફરીને પણ ગદ્‌ગદ્ કંઠ સહિત બોલ્યો.

ગુ અર્થ=કેશવના એ વચનો સાભળીને હાથ જોડેલો અને ધ્રુજતો અર્જુન, શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર કરીને અત્યંત નમ્ર થઇને બીતો બીતો ફરીને પણ ગદગદ કંઠ સહિત બોલ્યો

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

**સ્થાને હૃષીકેશ તવ પ્રકીર્ત્યા,**
**જગત્પ્રહૃષ્યત્યનુરજ્યતે ચ ।**
**રક્ષાંસિ ભીતાનિ દિશોદ્રવંતિ,**
**સર્વે નમસ્યંતિ ચ સિદ્ધસંઘાઃ ॥૩૬॥**

પદ=સ્થાને–હૃષીકેશ–તવ–પ્રકીર્ત્યા–જગત્–પ્રહૃષ્યતિ–

અનુરજ્યતે–ચ। રક્ષાંસિ–ભીતાનિ–દિશ –દ્રવ તિ–સર્વે–નમસ્યંતિ–ચ–સિદ્ધસંઘા ॥

અ અર્થ=હૃષીકેશ–તવ–પ્રકીર્ત્યા–જગત્– પ્રહૃષ્યતિ–હે હૃષીકેશ ! આપની અત્યંત કીર્તિવડે જગત્ અતિ હર્ષ પામે છે.–ચ–અનુરજ્યતે–અને પ્રીતિ પામે છે. ભીતાનિ–રક્ષાંસિ–દિશઃ–દ્રવ તિ–ભય પામેલા રાક્ષસો દિશાઓમા ન્હાસી જાય છે. ચ–સર્વે–સિદ્ધસંઘાઃ–નમસ્યંતિ–સ્થાને–અને સર્વે સિધ્ધોના સમૂહો નમસ્કાર કરે છે. ( એ વાર્તા ) યોગ્ય (છે)

ગુ. અર્થ=હે હૃષીકેશ ! આપની અસત કીર્તિ વડે જગત્ અતિ હર્ષ પામે છે. અને પ્રીતિ પામે છે ભય પામેલા રાક્ષસો દિશાઓમા નાશી જાય છે અને બધા સિદ્ધોના સમૂહો આપને નમસ્કાર કરે છે એ વાર્તા યોગ્યજ છે

**કસ્માચ્ચ તે ન નમેરન્મહાત્મન્,**
**ગરીયસે બ્રહ્મણોપ્યાદિકર્ત્રે ।**
**અનંત દેવેશ જગન્નિવાસ,**
**ત્વમક્ષરં સદસત્તત્પરં યત્ ॥૩૭॥**

પદ=કસ્માત્–ચ–તે–ન–નમેરન્–મહાત્મન્–ગરીયસે–બ્રહ્મણ–અપિ–આદિ–કર્ત્રે। અનંત–દેવેશ–જગન્નિવાસ–ત્વ–અક્ષરં–સદસત્–તત્પરં–યત્ ॥

અ. અર્થ=મહાત્મન્–અનંત–દેવેશ–જગન્નિવા-

સ-બ્રહ્મણઃ-અપિ-આદિ-કર્ત્રે-ગરીયસે-હે મહાત્મન્! હે અનંત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! બ્રહ્માના પણ આદિ કર્તા (અને) ગુરૂ રૂપ એવા તે-કસ્માત્-ન-નમેરન્-આપને તે બધા શામાટે ન નમે. ચ-(નમેજ) ત્વાં-સત્-અસત્-યત્-તત્પરં-અક્ષરં-આપ સત્ (છો) અસત્ (છો અને) જે તે બંનેથી પર (તે) અક્ષર બ્રહ્મ (પણ છો)

ગુ. અર્થ=હે મહાત્મન્! હે અનંત! હે દેવેશ! હે જગન્નિવાસ! બ્રહ્માંના પણ આદિ કર્તા અને ગુરૂ રૂપ આપને તે બધા શા માટે ન નમે! કિંતુ નમે જ. આપ સત્ છો, અસત્ છો, અને તે બંનેથી પર અક્ષર બ્રહ્મ પણ છો.

ત્વમાદિદેવઃ પુરૂષઃ પુરાણઃ,
ત્વમસ્ય વિશ્વસ્ય પરં નિધાનમ્ ।
વેત્તાઽસિ વેદ્યં ચ પરં ચ ધામં,
ત્વયાતતં વિશ્વમનન્તરૂપ ॥૩૮॥

પદ=ત્વં-આદિદેવઃ-પુરૂષઃ-પુરાણઃ-ત્વં-અસ્ય-વિશ્વસ્ય-પરં-નિધાનમ્ । વેત્તા-અસિ-વેદ્યં-ચ-પરં-ચ-ધામ-ત્વયા-તતં-વિશ્વં-અનન્તરૂપ ॥

અ. અર્થ=ત્વં-આદિદેવઃ-પુરાણઃ-પુરૂષઃ-ત્વં-અસ્ય-વિશ્વસ્ય-પરં નિધાનં-આપ આદિદેવ પુરાણ પુરૂષ (છો.) આપ આ વિશ્વના પરમ નિધાન (છો) વેત્તા-ચ-વેદ્યં-ચ-પરં-ધામ-અસિ-અનંતરૂપ-ત્વયા-વિશ્વં-

તત્-વેત્તા અને વેદ્ય તથા પરમધામ (તમે) છો હે અનંત રૂપ! આપથી જગત્ વ્યાપ્ત છે.

ગુ અર્થ=આપ આદિદેવ પુરાણ પુરૂષ છો, આપ આ વિશ્વના પરમ નિધાન છો, વેત્તા અને વેદ્ય તથા પરમ ધામ તમે છો હે અનંતરૂપ! આપથી આખું વિશ્વ વ્યાપ્ત છે

**વાયુર્યમોઽગ્નિર્વરૂણઃ શશાંકઃ,**
**પ્રજાપતિસ્ત્વં પ્રપિતામહશ્ચ ।**
**નમો નમસ્તેઽસ્તુ સહસ્ર કૃત્વઃ,**
**પુનશ્ચ ભૂયોઽપિ નમો નમસ્તે ॥૩૯॥**

પદ=વાયુ -યમ -અગ્નિ -વરૂણઃ-શશાંક -પ્રજાપતિ -ત્વ - પ્રપિતામહ -ચ । નમઃ-નમ -તે-અસ્તુ-સહસ્રકૃત્વ - પુનઃ-ચ-ભૂય -અપિ-નમ -નમ -તે ॥

અ. અર્થ=**વાયુઃ-યમઃ-અગ્નિઃ-વરૂણઃ-શશાંકઃ-પ્રજાપતિઃ-ચ-પ્રપિતામહ -ત્વં**-વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, પ્રજાપતિ અને પ્રપિતામહ આપ છો **તે-સહસ્રકૃત્વઃ-નમઃ-નમઃ-અસ્તુ**-આપને હજારોવાર નમસ્કાર નમસ્કાર હો. **ચ-તે-પુનઃ-અપિ-ભૂયઃ-નમઃ-નમઃ**-તથા આપને ફરીને પણ વારંવાર નમસ્કાર નમસ્કાર (હો)

ગુ. અર્થ=વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, પ્રજાપતિ અને પ્રપિતામહ આપ છો આપને હજારો વાર નમસ્કાર નમસ્કાર હો, તથા આપને ફરીને પણ વારંવાર નમસ્કાર હો

**નમઃ પુરસ્તાદથ પૃષ્ઠતસ્તે,**
**નમોઽસ્તુ તે સર્વત એવ સર્વ ।**
**અનંત વીર્યામિતવિક્રમસ્ત્વમ્,**
**સર્વં સમાપ્નોષિ તતોઽસિ સર્વઃ ॥૪૦॥**

પદ=નમ -પુરસ્તાત્-અથ-પૃષ્ઠત -તે-નમઃ-અસ્તુ-તે-સર્વત -એવ-સર્વ । અનંતવીર્યામિતવિક્રમ -ત્વં-સર્વં-સમાપ્નોષિ-તત -અસિ-સર્વ ॥

અ અર્થ=**તે-પુરસ્તાત્-અથ-પૃષ્ઠતઃ-નમઃ** આપને આગળ અને પાછળ નમસ્કાર **સર્વ-તે-સર્વતઃ-એવ-નમઃ-અસ્તુ**-હે સર્વ રૂપ આપને સર્વ તરફથી પણ નમસ્કાર હો. **ત્વં-અનંતવીર્યામિતવિક્રમ-સર્વં-સમાપ્નોષિ**-આપ અનંત વીર્ય અને અમિત પરાક્રમવાળા (થઈને) સર્વમા વ્યાપ્ત છો **તતઃ-સર્વઃ-અસિ** તેથી સર્વ છો.

શુ અર્થ=આપને આગળ અને પાછળ નમસ્કાર હે સર્વ રૂપ! આપને સર્વ તરફથી પણ નમસ્કાર હો. આપ અનત વીર્ય અને અમિત પરાક્રમવાળા થઈને સર્વમા વ્યાપ્ત છો તેથી આપ સર્વ રૂપ છો.

**સખેતિ મત્વા પ્રસભં યદુક્તમ્,**
**હે કૃષ્ણ હે યાદવ હે સખેતિ ।**
**અજાનતા મહિમાનં તવેદમ્,**
**મયા પ્રમાદાત્ પ્રણયેન વાઽપિ ॥૪૧॥**

પદ=સખા–ઇતિ–મત્વા–પ્રસભં–યત્–ઉક્તં–હે કૃષ્ણ–હે–યાદવ–હેસખા–ઇતિ । અજાનતા–મહિમાનં–તવ–ઇદં–મયા–પ્રમાદાત્–પ્રણયેન–વા–અપિ ॥

અ. અર્થ=–તવ–ઇદં–મહિમાનં–અજાનતા–મયા–પ્રમાદાત્–વા–પ્રણયેન–અપિ–આપના આ મહિમાને નહિ જાણનાર મેં પ્રમાદથી અથવા સ્નેહથી પણ સખા–ઇતિ–મત્વા–પ્રસભં–હે કૃષ્ણ હે યાદવ–હે સખા–ઇતિ–યત્–ઉક્તં–સખા (છો) એમ માનીને અનુચિત વચન હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એ રીતે જે કહ્યુ છે. (તે સર્વ આપ ક્ષમા કરો).

ગુ. અર્થ=આપના આ મહિમાને નહિં જાણતા મેં પ્રમાદથી અથવા સ્નેહથી પણ આપ મારા સગા છો એમ માનીને અનુચિત વચન "હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા !" એ રીતે જે કંઇ કહ્યું છે તે સર્વ માટે આપ મને ક્ષમા કરો.

યચ્ચા વહાસાર્થમસત્કૃતોઽસિ,
વિહારશય્યાસનભોજનેષુ ।
એકોઽથવાઽપ્યચ્યુત તત્સમક્ષં,
તત્ક્ષામયે ત્વામહમ પ્રમેયમ્ ॥૪૨॥

પદ=યત્–ચ–અવહાસાર્થં–અસત્કૃત.–અસિ–વિહારશય્યાસનભોજનેષુ । એક–અથવા–અપિ–અચ્યુત–તત્–સમક્ષ–તત્–ક્ષામયે–ત્વાં–અહં–અપ્રમેયમ્ ॥

અ. અર્થ=ચ-અચ્યુત-વિહારશય્યાસનભોજનેષુ-એકઃ-અથવા-તત્-સમક્ષં-અપિ-અને હે અચ્યુત! વિહાર, શય્યા, આસન, અને ભોજનમાં એકલા અથવા તે મિત્રોની સમક્ષમા પણ અવહાસાર્થં-યત્-અસત્કૃતઃ-અસિ-મશ્કરીને અર્થે જે અનાદર પામેલા છો. તત્-ત્વાં-અપ્રમેયં-અહં-ક્ષામયે-તે આપ અપ્રમેય પ્રતિ હું ક્ષમા કરાવું છું.

ગુ. અર્થ=અને હે અચ્યુત! વિહાર, શય્યા, આસન, અને ભોજનમા એકલા અથવા તે મિત્રોની સમક્ષમાં પણ મશ્કરીને અર્થે જે અનાદર પામેલા છો, તે આપ અપ્રમેય પ્રતિ હું ક્ષમા કરાવુ છુ.

**પિતાઽસિ લોકસ્ય ચરાચરસ્ય,**
**ત્વમસ્ય પૂજ્યશ્ચ ગુરુર્ગરીયાન્ ।**
**ન ત્વત્સમોઽસ્ત્યભ્યધિકઃ કુતોઽન્યઃ**
**લોકત્રયેઽપ્ય પ્રતિમપ્રભાવ ॥૪૩॥**

પદ=પિતા-અસિ-લોકસ્ય-ચરાચરસ્ય-ત્વં-અસ્ય-પૂજ્યઃ-ચ-ગુરુ-ગરીયાન્ । ન ત્વત્સમ-અસ્તિ-અભ્યધિક-કુતઃ-અન્ય-લોકત્રયે-અતિ-પ્રભાવ ॥

અ. અર્થ=અપ્રતિમપ્રભાવ-અસ્ય-ચરાચરસ્ય-લોકસ્ય-ત્વં-પિતા-અસિ-હે ઉપમા રહિત પ્રભાવવાળા! આ ચરાચર લોકના આપ પિતા છો. ચ-પૂજ્યઃ-ગુરુ-ગરીયાન્-અને પૂજ્ય (છો) ગુરુ (છો) ઘણા મોટા

(છો) લોકત્રયે-ત્વત્સમ-અન્યઃ-ન-અસ્તિ-ત્રણેલોકમાં આપના જેવો બીજો નથી. અપિ-અભ્યધિક-કુતઃ-તો વધારે કયાંથી હોય!

ગુ. અર્થ=હે ઉપમારહિત પ્રભાવવાળા! આ ચરાચર લોકના આપ પિતા છો. અને પૂજ્ય છો. ગુરૂ છો. ઘણા મોટા છો ત્રણે લોકમા આપના જેવો બીજો નથી. તો વધારે કયાથી હોય!

**તસ્માત્પ્રણમ્ય પ્રણિધાય કાયમ્,**
**પ્રસાદયે ત્વામહમીશ મીડ્યમ્ ।**
**પિતેવ પુત્રસ્ય સખેવ સખ્યુઃ**
**પ્રિયઃ પ્રિયાયાર્હસિ દેવ સોઢુમ્ ॥૪૪॥**

પદ=તસ્માત્-પ્રણમ્ય-પ્રણિધાય-કાય-પ્રસાદયે-ત્વાં-અહં-ઇશં-ઈડયમ્ । પિતા ઇવ-પુત્રસ્ય-સખા-ઇવ-સખ્યુઃ-પ્રિય-પ્રિયાયા-અર્હસિ-દેવ-સોઢુમ્ ॥

અ. અર્થ=તસ્માત્-કાયં-પ્રણિધાય-પ્રણમ્ય-અહં-ત્વાં-ઇડયં-ઈશં-પ્રસાદયે-તેથી દેહને નમાવીને-સાષ્ટાંગ દંડવત્ કરીને, પ્રણામ કરીને હું આપ પૂજ્ય ઇશ્વર પ્રસન્ન થાઓ એવી પ્રાર્થના કરૂં છું. (માટે) દેવ-પુત્રસ્ય-પિતા-ઇવ-સખ્યુ-સખા-ઈવ-પ્રિયાયા-પ્રિય-સોઢું-અર્હસિ-હે દેવ! પુત્રના (ગુનાહ) પિતાની પેઠે, મિત્રના (ગુનાહ) મિત્રની પેઠે પ્રિયાના (ગુનાહ) પતિની પેઠે સહન કરવાને યોગ્ય છે.

ગુ. અર્થ=તેથી દેહને નમાવીને સાષ્ટાંગ દંડવત્ કરીને, પ્રણામ કરીને હું આપ પૂજ્ય ઇશ્વર પ્રસન્ન થાઓ, એવી પ્રાર્થના કરૂં છું. માટે હે દેવ! પુત્રના ગુનાહ પિતાની પેઠે, મિત્રના ગુનાહ મિત્રની પેઠે, અને પ્રિયાના ગુનાહ પતિની પેઠે સહન કરવાને આપ યોગ્ય છો.

**અદષ્ટપૂર્વં હૃષિતોઽસ્મિ દૃષ્ટ્વા,**
**ભયેન ચ પ્રવ્યથિતં મનો મે ।**
**તદેવ મે દર્શય દેવ રૂપમ્,**
**પ્રસીદ દેવેશ જગન્નિવાસ ॥૪૫॥**

પદ=અદૃષ્ટપૂર્વં–હૃષિતઃ–અસ્મિ–દૃષ્ટ્વા–ભયેન–ચ–પ્રવ્યથિતં–મનઃ–મે । તત્–એવ–મે–દર્શય–દેવ–રૂપં–પ્રસીદ–દેવેશ–જગન્નિવાસ ॥

અ. અર્થ=અદૃષ્ટપૂર્વં–દૃષ્ટ્વા–હૃષિતઃ–અસ્મિ–ચ–ભયેન–મે–મનઃ–પ્રવ્યથિતં–પૂર્વે ન જોયેલા એવા "આ વિશ્વરૂપને" જોઇને (હું) હર્ષિત થયો છું. અને ભયવડે મારૂં મન વ્યાકુળ થયું છે. દેવ–મે–તદેવ–રૂપં–દર્શય–હે દેવ! મને તેજ (પ્રથમનું) રૂપ દેખાડો દેવેશ–જગન્નિવાસ–પ્રસીદ–હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ.

ગુ. અર્થ=પૂર્વે ન જોયેલા એવા "આ વિશ્વરૂપને" જોઇને હું હર્ષિત થયો છું. અને ભય વડે મારૂં મન વ્યાકુળ થયું છે. હે દેવ! મને તેજ પ્રથમનું રૂપ દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ.!

કિરીટિનં ગદિનં ચક્રહસ્ત,
મિચ્છામિ ત્વાં દ્રષ્ટુમહં તથૈવ ।
તેનૈવ રૂપેણ ચતુર્ભુજેન,
સહસ્રબાહો ભવ વિશ્વમૂર્તે ॥૪૬॥

પદ=કિરીટિન—ગદિન—ચક્રહસ્તં—ઇચ્છામિ—ત્વા—દ્રષ્ટું—અહં—તથા—એવ । તેન—એવ—રૂપેણ—ચતુર્ભુજેન—સહસ્રબાહો—ભવ—વિશ્વમૂર્તે ॥

અ. અર્થ=કિરીટિનં—ગદિનં—ચક્રહસ્તં—ત્વાં—તથા—એવ—અહં—દ્રષ્ટુ—ઈચ્છામિ—મુગટવાળા, ગદાવાળા, (ને) હાથમા ચક્રવાળા એવા આપને પ્રથમની પેઠે જ હું જોવાને ઈચ્છું છુ મહસ્રબાહો—વિશ્વમૂર્ત્તે—તેન—ચતુર્ભુજેન—રૂપેણ—એવ—ભવ—હે સહસ્ર બાહુ વિશ્વમૂર્ત્તિ । (હવે આપ તે ચતુર્ભુજ રૂપવાળા જ પ્રકટ થાઓ।

ગુ અર્થ=મુગટવાળા, ગદાવાળા ને હાથમા ચક્રવાળા એવા આપને પ્રથમની પેઠેજ હું જોવાને ઇચ્છુ છુ હે હજાર હાથવાળા, વિશ્વમૂર્તિ હવે આપ તે ચાર હાથવાળા રૂપવડે કરીનેજ પ્રગટ થાઓ।

શ્રી ભગવાનુવાચ—શ્રીભગવાન્ બોલ્યા.

મયા પ્રસન્નેન તવાર્જુનેદમ્,
રૂપં પરં દર્શિતમાત્મયોગાત્ ।
તેજોમયં વિશ્વમનન્તમાદ્યમ્,
યન્મે ત્વદન્યેન ન દષ્ટપૂર્વમ્ ॥૪૭॥

પદ=મયા–પ્રસન્નેન–તવ–અર્જુન–ઇદં–રૂપં–પરં–દર્શિતં–આત્મયોગાત્ । તેજોમયં–વિશ્વં–અનન્તં–આદ્યં–યત્–મે–ત્વત્–અન્યેન–ન–દૃષ્ટપૂર્વમ્ ॥

અ અર્થ=અર્જુન–પ્રસન્નેન–મયા–આત્મયોગાત્–તવ–ઇદં–પરં–રૂપં–દર્શિતં–હે અર્જુન ! પ્રસન્ન થયેલા મેં મારા સામર્થ્યથી તને આ શ્રેષ્ટરૂપ દેખાડ્યું છે (તે) તેજોમયં–વિશ્વં–અનંતં–આદ્યં–યત–મે–ત્વત્–અન્યેન–દૃષ્ટપૂર્વ–ન–તેજોમય, વિશ્વરૂપ, અનંત (અને) આદ્ય (એવું) જે મારૂં (સ્વરૂપ) તારા વિના બીજાએ પૂર્વે જોયેલું નથી.

શુ અર્થ=હે અર્જુન ! પ્રસન્ન થયેલા મે મારા સામર્થ્યથી આ શ્રેષ્ઠ રૂપ દેખાડ્યુ છે. તે તેજોમય, વિશ્વરૂપ, અનત, અને આદ્ય એવુ જે મારૂ સ્વરૂપ તે તારા વિના બીજાએ પૂર્વે જોયેલુ નથી.

ન વેદયજ્ઞાધ્યયનૈર્ન દાનૈ,  
ર્ન ચ ક્રિયાભિર્ન તપોભિરૂગ્રૈઃ ।  
એવં રૂપઃ શક્ય અહં નૃલોકે,  
દ્રષ્ટું ત્વદન્યેન કુરૂપ્રવીર ॥૪૮॥

પદ=ન–વેદયજ્ઞાધ્યયનૈઃ–ન–દાનૈ–ન–ચ–ક્રિયાભિઃ–ન–તપોભિ–ઉગ્રૈ । એવ–રૂપ–શક્ય–અહં–નૃલોકે–દ્રષ્ટું–ત્વત્–અન્યેન–કુરૂપ્રવીર ॥

અ. અર્થ=કુરૂપ્રવીર–નૃલોકે–એવં–રૂપઃ–અહં–હે કુરૂવંશમા અતિ શૂરવીર ! મનુષ્ય લોકમા આ પ્રકારના

વિશ્વરૂપવાળો હું ત્વત્-અન્યેન-વેદયજ્ઞાધ્યયનૈઃ-દ્રષ્ટું-ન-શક્યઃ-તારા વિના બીજાએ વેદોનાં તથા યજ્ઞોનાં અધ્યયન વડે જોવાને શકય નથી. દાનૈઃ-ન-ક્રિયાભિઃ-ન-ચ-ઉગ્રૈઃ-તપોભિઃ-ન-દાનો વડે નથી, ક્રિયાઓ વડે નથી, અને ઉગ્ર તપો વડે ( પણ જોવાને શકય ) નથી.

શુ. અર્થ=હે કુરુવંશમાં અતિ શરવીર? મનુષ્યલોકમા આ પ્રકારના વિશ્વરૂપવાળો, હું તારા વિના બીજાએ વેદોનાં, તથા યજ્ઞોનાં અધ્યયન વડે જોવાને શકય નથી. તેમ દાનો વડે, ક્રિયાઓ વડે અને ઉગ્ર તપોવડે પણ જોવાને શકય નથી.

મા તે વ્યથા મા ચ વિમૂઢભાવઃ,
દૃષ્ટ્વા રૂપં ઘોરમીદૃઙ્મમેદમ્ ।
વ્યપેતભીઃ પ્રીતમનાઃ પુનસ્ત્વં,
તદેવ મે રૂપમિદં પ્રપશ્ય ॥૪૯॥

પદ=મા-તે-વ્યથા-મા-ચ-વિમૂઢભાવઃ-દૃષ્ટ્વા-રૂપં-ઘોરં-ઇદૃક્-મમ-ઈદમ્ । વ્યપેતભીઃ-પ્રીતમનાઃ-પુનઃ-ત્વં-તત્-એવ-મે-રૂપં-ઇદં-પ્રપશ્ય ॥

અ. અર્થ=મમ-ઇદૃક્-ઈદં-ઘોરં-રૂપં-દૃષ્ટ્વા-તે-વ્યથા-મા-મારૂં આ પ્રકારનું આ ઘોર રૂપ જોઇને તને દુઃખ ન ( થાઓ ) ચ-વિમૂઢભાવઃ-મા-વ્યપેતભીઃ-પ્રીતમનાઃ-ત્વં-પુનઃ-તત્-એવ-ઈદં-મે-રૂપં-પ્રપશ્ય-અને અત્યંત મૂઢપણું ન ( થાઓ ) ભય રહિત

(અને) પ્રસન્ન મનવાળો તું ફરીથી તે જ આ મારા રૂપને સારી રીતે જો.

ગુ અર્થ=મારૂ આ પ્રકારનું આ ઘોર રૂપ જોઇને તને દુખ ન થાઓ અને અત્યંત મૂઢપણું પણ ન થાઓ ભયરહિત અને પ્રસન્ન મનવાળો તું ફરીથી તેજ આ મારા રૂપને સારી રીતે જો

સંજય ઉવાચ—સંજય બોલ્યો.

ઇત્યર્જુનં વાસુદેવ સ્તથોક્ત્વા,
સ્વકં રૂપં દર્શયામાસ ભૂયઃ ।
આશ્વાસયામાસ ચ ભીતમેનમ્,
ભૂત્વા પુનઃ સૌમ્યવપુર્મહાત્મા ॥૫૦॥

પદ=ઇતિ—અર્જુન—વાસુદેવ—તથા—ઉક્ત્વા—સ્વકં—રૂપ—દર્શયામાસ—ભૂય । આશ્વાસયામાસ—ચ—ભીતં—એનં—ભૂત્વા—પુનઃ—સૌમ્યવપુ—મહાત્મા ॥

અ અર્થ=ઇતિ—અર્જુનં—ઉક્ત્વા—વાસુદેવઃ—તથા—સ્વકં—રૂપં—ભૂયઃ—દર્શયામાસ—એ પ્રમાણે અર્જુનને કહીને શ્રી કૃષ્ણચંદ્ર તે પ્રકારના પોતાના રૂપને ફરીને દે-ખાડવા લાગ્યા ચ—મહાત્મા—પુનઃ—સૌમ્યવપુઃ—ભૂત્વા—ભીતં—એનં—આશ્વાસયામાસ—અને પરમકૃપાળુ ભગવાન્ પછી સૌમ્ય શરીરવાળા થઇને ભય પામેલા એ અ-ર્જુનને આશ્વાસન કરવા લાગ્યા

ગુ અર્થ=એ પ્રમાણે અર્જુનને કહીને શ્રીકૃષ્ણ ચંદ્ર તે પ્રકારના પોતાના રૂપને ફરીને દેખાડવા લાગ્યા અને પરમકૃપાળુ ભગવાન્

પછી સૌમ્ય શરીરવાળા થઇને ભય પામેલા એ અર્જુનને આશ્વાસન કરવા લાગ્યા.

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

**દૃષ્ટ્વેદં માનુષં રૂપં, તવ સૌમ્યં જનાર્દન ।**
**ઇદાનીમસ્મિ સંવૃત્તઃ, સચેતાઃ પ્રકૃતિં ગતઃ ॥૫૧॥**

પદ=દૃષ્ટ્વા–ઇદં–માનુષં–રૂપં–તવ–સૌમ્ય–જનાર્દન ।
ઇદાનીં–અસ્મિતેસંવૃત્તઃ–સચેતાઃ–પ્રકૃતિં–ગતઃ ॥

અ. અર્થ=જનાર્દન–ઈદં–તવ–સૌમ્યં–માનુષં–રૂપં–દૃષ્ટ્વા–હે જનાર્દન! આ આપનું સૌમ્ય મનુષ્ય રૂપ જોઇને, ઈદાનીં–સચેતાઃ–સંવૃત્તઃ–પ્રકૃતિં–ગતઃ–અસ્મિ–હમણાં સચેત થયો (છું અને) સ્વસ્થતાને પામ્યો છું.

ગુ. અર્થ=હે જનાર્દન! આ આપનું સૌમ્ય મનુષ્ય રૂપ જોઇને હું હમણાં સચેત થયો છું. અને સ્વસ્થતાને પામ્યો છું.

શ્રી ભગવાનુવાચ—શ્રી ભગવાન્ બોલ્યા.

**સુદુર્દર્શમિદં રૂપં, દૃષ્ટવાનસિ યન્મમ ।**
**દેવા અપ્યસ્ય રૂપસ્ય નિત્યં દર્શનકાંક્ષિણઃ ॥૫૨॥**

પદ=સુદુર્દર્શં–ઇદં–રૂપં–દૃષ્ટવાન્–અસિ–યત–મમ ।
દેવાઃ–અપિ–અસ્ય–રૂપસ્ય–નિત્યં–દર્શનકાંક્ષિણઃ ॥

અ. અર્થ=યત્–ઈદં–મમ–રૂપં–દૃષ્ટવાન્–અસિ–જે અમારા રૂપને તું જોતો થયો છે. (તે) સુદુર્દર્શં–જોવું અત્યંત અશક્ય છે. દેવાઃ–અપિ–નિત્યં–અસ્ય–રૂપસ્ય–

દર્શનકાંક્ષિણઃ-દેવો પણ નિત્ય આ રૂપના દર્શનથી ઇચ્છાવાળા ( છે )

ગુ અર્થ=જે આ મારા રૂપને તું જોતો થયો છે. તે જોવું અત્યંત અશક્ય છે. દેવો પણ નિત્ય આ રૂપના દર્શનની ઇચ્છા વાળા છે

**નાહં વેદૈર્ન તપસા, ન દાનેન ન ચે જ્યયા ।**
**શકય એવં વિધો દ્રષ્ટું, દૃષ્ટવાનસિમાં યથા ॥૫૩॥**

પદ=ન-અહં-વેદૈ-ન-તપસા-ન-દાનેન-ન-ચ-ઇજ્યયા।
શકયઃ-એવ વિધ -દ્રષ્ટું-દૃષ્ટવાન્-અસિ-માં-યથા ॥

અ. અર્થ=યથા-માં-દૃષ્ટવાન્-અસિ-જે પ્રકારે મને તું જોતો હતો. એવંવિધઃ-અહં-ન-વેદૈ-ન-તપસા-ન-દાનેન-ચ-ન-ઈજ્યયા-દૃષ્ટું-શકયઃ-એ પ્રકારે હું નથી વેદોવડે, નથી તપવડે નથી દાનવડે અને નથી યજ્ઞ વડે જોવાને શકય.

ગુ અર્થ=જે પ્રમારે મને તું જોતો હતો તે પ્રકારે હું વેદો વડે, તપવડે, દાનવડે, અને યજ્ઞવડે પણ જોવાને શક્ય નથી

**ભકત્યા ત્વનન્યા શકય, અહમેવં વિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્વેન, પ્રવેષ્ટું ચ પરન્તપ ॥૫૪॥**

પદ=ભકત્યા-તુ-અનન્યયા-શકય -અહં-એવ વિધ -
અર્જુન । જ્ઞાતું-દ્રષ્ટું-ચ-તત્ત્વેન-પ્રવેષ્ટું-ચ-પરન્તપ ॥

અ. અર્થ=પરંતપ-અર્જુન-એવંવિધઃ-અહં-

**અનન્યયા-ભક્ત્યા-તુ-જ્ઞાતું-શક્ય-હે પરંતપ !** હે અર્જુન ! એ પ્રકારનો હું અનન્ય ભક્તિવડે જ જાણવાને શક્ય છુ. **ચ-તત્ત્વેન-દ્રષ્ટું-ચ-પ્રવેષ્ટું**-અને વાસ્તવિક સ્વરૂપવડે સાક્ષાત્કાર કરવાને અને મળવાને (શક્ય છુ.)

ગુ. અર્થ=હે પરંતપ-અર્જુન ! એ પ્રકારનો હું અનન્ય ભક્તિ વડે જ જાણવાને શક્ય છુ અને તત્ત્વવડે વાસ્તવિક સ્વરૂપ વડે સાક્ષાત્કાર કરવાને અને મળવાને શક્ય છુ

**મત્કર્મ કૃન્મત્પરમો, મદ્ભક્તઃ સંગવર્જિતઃ ।**
**નિર્વૈરઃ સર્વભૂતેષુ, યઃસ મામેતિ પાંડવ ॥૫૫॥**

**પદ=મત્કર્મકૃત્-મત્પરમઃ-મદ્ભક્તઃ-સંગવર્જિત ।**
**નિર્વૈર-સર્વભૂતેષુ-યઃ-સ-માં-એતિ-પાંડવ ॥**

અ. **અર્થ=પાંડવ-યઃ-મત્કર્મકૃત-મત્પરમ-મદ્ભક્ત-સંગવર્જિતઃ**-હે પાંડવ ! જે મારે માટે કર્મ કરનારો, હું જેને મુખ્ય છુ એવો, મારો ભક્ત, સંગ વિનાનો (અને) **સર્વભૂતેષુ-નિર્વૈર-સ-માં-એતિ**-સર્વ ભૂતોમા વેર રહિત (છે) તે મને પામે છે

ગુ. અર્થ=હે પાંડવ-અર્જુન ! જે મારે માટે કર્મ કરનારો, હું જેને મુખ્ય છુ એવો, મારો ભક્ત, સંગ વિનાનો, અને સર્વ ભૂતોમા વેર રહિત છે તે મને પામે છે

ઇ શ્રી. ભ. ગીતાનો વિશ્વરૂપ દર્શનયોગ નામનો અ ૧૧ મો સમાપ્ત.

# ભાકિતયોગ. અ. ૧૨ મો.

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

**એવં સતતયુક્તા યે, ભક્તાસ્ત્વાં પર્યુપાસતે ।**
**યે ચાપ્યક્ષરમવ્યકતં, તેષાં કે યોગવિત્તમાઃ ॥૧॥**

પદ=એવં—સતતયુક્તા.—યે—ભક્તાઃ—ત્વાં—પર્યુપાસતે ।
યે—ચ—અપિ—અક્ષરં—અવ્યક્તં—તેષાં—કે—યોગવિત્તમાઃ ॥

અ. અર્થ=**એવં—સતતયુક્તાઃ—યે—ભક્તાઃ—ત્વાં—પર્યુપાસતે**—એ પ્રકારે નિરંતર યુક્ત થયેલા જે ભક્તો આપને નિરંતર ચિંતવન કરે છે. **ચ—યે—અવ્યક્તં—અક્ષરં—અપિ—તેષાં—યોગવિત્તમાઃ—કે**—અને જે—વિરક્ત પુરૂષો અવ્યક્ત અક્ષરને જ ( નિરંતર ચિંતવે છે ) તેઓમાં યોગમાં અત્યંત કુશળ કોણ છે ?

ગુ. અર્થ=એ પ્રકારે નિરંતર યુક્ત થયેલા જે ભક્તો, આપને નિરંતર ચિંતવન કરે છે. અને જે વિરક્ત પુરૂષો અવ્યક્ત અક્ષરનેજ નિરંતર ચિંતવે છે. તેઓમા યોગમા અત્યંત કુશળ કોણ છે.

શ્રી ભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

**મય્યાવેશ્ય મનો યેમાં, નિત્યયુક્તા ઉપાસતે ।**
**શ્રદ્ધયા પરયોપેતા, સ્તેમે યુક્તતમા મતાઃ ॥૨॥**

પદ=મયિ—આવેશ્ય—મનઃ—યે—માં—નિત્યયુક્તાઃ—ઉપાસતે ।
શ્રદ્ધયા—પરયા—ઉપેતાઃ—તે—મે—યુક્તતમાઃ—મતાઃ ॥

અ. અર્થ=મનઃ-મયિ-આવેશ્ય-યે-નિત્યયુક્તાઃ-પરયા-શ્રદ્ધયા-ઉપેતાઃ-મનને મારામાં એકાગ્ર કરીને જેઓ નિત્યયુક્ત સાત્વિક શ્રદ્ધાવાળા થઈને માં-ઉપાસતે-તે-મે-યુક્તતમાઃ-મતાઃ-મને ઉપાસે છે. તેઓ મારા યુક્ત પુરૂષોમાં શ્રેષ્ઠ માનેલા છે.

ગુ. અર્થ=મનને મારામા એકાગ્ર કરીને જેઓ, નિત્યયુક્ત સાત્વિક શ્રદ્ધાવાળા થઈને, મને ઉપાસે છે. તેઓ મારા યુક્ત પુરૂષોમા શ્રેષ્ઠ માનેલા છે.

યે ત્વક્ષરમનિર્દેશ્ય, મવ્યક્તં પર્યુપાસતે ।
સર્વત્ર ગમચિંત્યં ચ, કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥૩॥
સન્નિયમ્યેંદ્રિયગ્રામં, સર્વત્ર સમબુદ્ધયઃ ।
તે પ્રાન્પુવંતિ મામેવ, સર્વભૂતહિતે રતાઃ ॥૪॥

પદ=યે-તુ-અક્ષરં-અનિર્દેશ્યં-અવ્યક્તં-પર્યુપાસતે ।
સર્વત્રગં-અચિન્ત્ય-ચ-કૂટસ્થં-અચલં-ધ્રુવમ્ ॥૩॥
સ નિયમ્ય-ઇન્દ્રિયગ્રામં-સર્વત્ર-સમબુદ્ધયઃ ।
તે-પ્રાન્પુવંતિ-માં-એવ-સર્વભૂતહિતેરતાઃ ॥૪॥

અ. અર્થ=તુ-યે-ઈંદ્રિયગ્રામં-સંનિયમ્ય-સર્વત્ર-સમબુદ્ધયઃ-વળી જેઓ ઇંદ્રિયોના સમૂહને બરાબર કાબુમાં રાખી સઘળામાં સમબુદ્ધિવાળા થઇ સર્વભૂતહિતે રતાઃ-અનિર્દેશ્યં-અવ્યક્ત-સર્વત્રગં-પ્રાણી માત્રના હિતમાં તત્પર થઈ, અનિર્દેશ્ય અવ્યક્ત, સર્વવ્યાપક -અચિંત્યં-

# ભકિતયોગ. અ. ૧૨ મો.

અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો.

**એવં સતતયુક્તા યે, ભક્તાસ્ત્વાં પર્યુપાસતે ।**
**યે ચાપ્યક્ષરમવ્યક્તં, તેષાં કે યોગવિત્તમાઃ ॥૧॥**

પદ=એવં—સતતયુક્તા.—યે—ભક્તાઃ—ત્વાં—પર્યુપાસતે ।
યે—ચ—અપિ—અક્ષરં—અવ્યક્તં—તેષાં—કે—યોગવિત્તમા. ॥

અ. અર્થ=એવં—સતતયુક્તાઃ—યે—ભક્તાઃ—ત્વાં—પર્યુપાસતે—એ પ્રકારે નિરંતર યુક્ત થયેલા જે ભક્તો આપને નિરંતર ચિંતવન કરે છે. ચ—યે—અવ્યક્તં—અક્ષરં—અપિ—તેષાં—યોગવિત્તમાઃ—કે—અને જે—વિરક્ત પુરૂષો અવ્યક્ત અક્ષરને જ ( નિરંતર ચિંતવે છે ) તેઓમાં યોગમાં અત્યંત કુશળ કોણ છે ?

ગુ. અર્થ=એ પ્રકારે નિરંતર યુક્ત થયેલા જે ભક્તો, આપને નિરંતર ચિંતવન કરે છે. અને જે વિરક્ત પુરૂષો અવ્યક્ત અક્ષરનેજ નિરંતર ચિંતવે છે. તેઓમા યોગમા અત્યંત કુશળ કોણ છે.

શ્રી ભગવાનુવાચ—શ્રી ભગવાન્ બોલ્યા.

**મય્યાવેશ્ય મનો યેમાં, નિત્યયુક્તા ઉપાસતે ।**
**શ્રદ્ધયા પરયોપેતા, સ્તેમે યુક્તતમા મતાઃ ॥૨॥**

પદ=મયિ—આવેશ્ય—મનઃ—યે—માં—નિત્યયુક્તાઃ—ઉપાસતે ।
શ્રદ્ધયા—પરયા—ઉપેતાઃ—તે—મે—યુક્તતમાઃ—મતાઃ ॥

અ. અર્થ=**મનઃ-મયિ-આવેશ્ય-યે-નિત્યયુક્તાઃ-પરયા-શ્રદ્ધયા-ઉપેતાઃ**-મનને મારામાં એકાગ્ર કરીને જેઓ નિત્યયુક્ત સાત્વિક શ્રદ્ધાવાળા થઇને **માં-ઉપાસતે-તે-મે-યુક્તતમાઃ-મતાઃ**-મને ઉપાસે છે. તેઓ મારા યુક્ત પુરૂષોમાં શ્રેષ્ઠ માનેલા છે.

ગુ. અર્થ=મનને મારામા એકાગ્ર કરીને જેઓ, નિત્યયુક્ત સાત્વિક શ્રદ્ધાવાળા થઇને, મને ઉપાસે છે. તેઓ મારા યુક્ત પુરૂષોમાં શ્રેષ્ઠ માનેલા છે.

**યે ત્વક્ષરમનિર્દેશ્ય, મવ્યક્તં પર્યુપાસતે ।**
**સર્વત્ર ગમચિંત્યં ચ, કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥૩॥**
**સન્નિયમ્યેંદ્રિયગ્રામં, સર્વત્ર સમબુદ્ધયઃ ।**
**તે પ્રાન્પુવંતિ મામેવ, સર્વભૂતહિતે રતાઃ ॥૪॥**

પદ=યે-તુ-અક્ષરં-અનિર્દેશ્યં-અવ્યક્તં-પર્યુપાસતે ।
સર્વત્રગં-અચિન્ત્યં-ચ-કૂટસ્થં-અચલં-ધ્રુવમ્ ॥૩॥
સંનિયમ્ય-ઇન્દ્રિયગ્રામં-સર્વત્ર-સમબુદ્ધયઃ ।
તે-પ્રાન્પુવંતિ-માં-એવ-સર્વભૂતહિતેરતાઃ ॥૪॥

અ. અર્થ=**તુ-યે-ઇંદ્રિયગ્રામં-સંનિયમ્ય-સર્વત્ર-સમબુદ્ધયઃ**-વળી જેઓ ઇંદ્રિયોના સમૂહને બરાબર કાબુમાં રાખી સઘળામાં સમબુદ્ધિવાળા થઇ **સર્વભૂતહિતે રતાઃ-અનિર્દેશ્યં-અવ્યક્તં-સર્વત્રગં**-પ્રાણી માત્રના હિતમાં તત્પર થઇ, અનિર્દેશ્ય અવ્યક્ત, સર્વવ્યાપક -**અચિંત્યં**-

ચ-કૂટસ્થં-અચલં-ધ્રુવં-અક્ષરં-પર્યુપાસતે-તે-માં-એવ-આપ્નુવંતિ-અચિંત્ય તથા કૂટસ્થ, અચલ, ધ્રુવ એવા અક્ષરને નિરંતર ઉપાસે છે-તે "અધિકારી પુરૂષો" મને જ પામે છે.

ગુ. અર્થ=વળી જેઓ ઇંદ્રિયોના સમૂહને બરાબર કાબુમાં રાખી સઘળામાં સમબુદ્ધિવાળા થઈ, પ્રાણી માત્રના હિતમાં તત્પર થઇ, અનિર્દેશ્ય અવ્યક્ત, સર્વવ્યાપક અચિંત્ય તથા કૂટસ્થ, અચલ અને ધ્રુવ એવા અક્ષરને નિરંતર ઉપાસે છે. તે અધિકારી પુરૂષો મનેજ પામે છે.

**ક્લેશોધિક તરસ્તેષા, મવ્યક્તા સક્ત ચેતસામ્ ।**
**અવ્યક્તા હિ ગ્રતિર્દુઃખં, દેહવદ્‌ભિરવાપ્યતે ॥૫॥**

પદ=ક્લેશઃ-અધિકતરઃ-તેષાં-અવ્યક્તાસક્તચેત્તસામ્ ।
અવ્યક્તા-હિ-ગતિઃ-દુખં-દેહવદ્ભિઃ-અવાપ્યતે ॥

અ. અર્થ=**અવ્યક્તાસક્તચેતસાં-તેષાં-અધિકતરઃ-ક્લેશઃ**-નિર્વિશેષ એવા અક્ષર બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા તેઓને અત્યંત ક્લેશ (થાય છે) **હિ-અવ્યક્તા-ગતિઃ-દેહવદ્‌ભિઃ-દુખં-અવાપ્યતે**-કારણકે અવ્યક્ત એવી સ્થિતિ તે દેહધારીઓવડે દુઃખથી પ્રાપ્ત કરી શકાય છે.

ગુ. અર્થ=નિર્વિશેષ એવા અક્ષર બ્રહ્મમાં આસકતચિત્તવાળા તેઓને અત્યંત ક્લેશ થાય છે. કારણ કે અવ્યક્ત એવી સ્થિતિ તે દેહધારીઓ વડે દુઃખથી પ્રાપ્ત કરી શકાય છે.

યે તુ સર્વાણિ કર્માણિ, મયિ સંન્યસ્ય મત્પરાઃ ।
અનન્યેનૈવ યોગેન, માં ધ્યાયંત ઉપાસતે ॥૬॥
પદ=યે–તુ–સર્વાણિ–કર્માણિ–મયિ–સંન્યસ્ય–મત્પરાઃ ।
અનન્યેન–એવ–યોગેન–માં–ધ્યાયંતઃ–ઉપાસતે ॥

અ. અર્થ=તુ–યે–સર્વાણિ–કર્માણિ–મયિ–સંન્યસ્ય–પણ જેઓ સર્વ કર્મોને મારે વિષે અર્પણ કરીને મત્પરાઃ–અનન્યેન–યોગેન–ધ્યાયન્તઃ–માં––એવ–ઉપાસતે–મારામાંજ તત્પર થયેલા, અનન્ય યોગવડે ધ્યાન કરતા મને જ સેવે છે.

ગુ. અર્થ=પણ જેઓ સર્વ કર્મોને મારે વિષે અર્પણ કરીને, મારામાજ તત્પર થયેલા, અનન્ય યોગ વડે ધ્યાન કરતા મનેજ સેવે છે.

તેષામહં સમુદ્ધર્તા, મૃત્યુ સંસાર સાગરાત્ ।
ભવામિ ન ચિરાત્પાર્થ, મય્યાવેશિત ચેતસામ્ ॥૭॥
પદ=તેષાં–અહં–સમુદ્ધર્તા–મૃત્યુસંસારસાગરાત્ ।
ભવામિ–ન–ચિરાત્–પાર્થ–મયિ–આવેશિતચેતસામ્ ॥

અ. અર્થ=પાર્થ–તેષાં–મયિ–આવેશિતચેતસાં–મૃત્યુસંસારસાગરાત્–હે પાર્થ! તે મારે વિષે એકાગ્ર ચિત્ત વાળાઓનો, મૃત્યુરૂપી સંસારસમુદ્રમાંથી–ન––ચિરાત્–સમુદ્ધર્તા–અહં–ભવામિ–તત્કાળ ઉદ્ધાર કરનારો હું થાઉં છું.

ગુ. અર્થ=હે પાર્થ ! તે મારે વિષે એકાગ્ર ચિત્તવાળાઓનો, મૃત્યુરૂપી સંસાર સમુદ્રમાથી, તત્કાળ ઉદ્ધાર કરનારો હું થાઉં છું.

**મય્યેવ મન આધત્સ્વ, મયિ બુદ્ધિં નિવેશય ।**
**નિવસિષ્યસિ મય્યેવ, અત ઊર્ધ્વં ન સંશય ॥૮॥**

પદ=મયિ–એવ–મનઃ–આધત્સ્વ–મયિ–બુદ્ધિં–નિવેશય ।
નિવસિષ્યસિ–મયિ–એવ–અતઃ–ઊર્ધ્વં–ન–સંશય ॥

અ. અર્થ=**મનઃ–મયિ–એવ–આધત્સ્વ–**( તેથી ) મનને મારે વિષેજ રાખ. ( અને ) **બુદ્ધિં–મયિ–નિવેશય–** બુદ્ધિને મારામાં ( જ ) દૃઢ કર. **અતઃ–ઊર્ધ્વં–મયિ–એવ–નિવસિષ્યસિ–સંશયઃ–ન–**આથી ( દેહ પડવા પછીથી ) મારે વિષે જ તું નિવાસ કરીશ ( એમાં ) સંશય નથી.

ગુ. અર્થ=તેથી મનને મારે વિષેજ રાખ, અને બુદ્ધિને મારામાજ દૃઢ કર. આથી દેહ પડવા પછીથી તું મારે વિષેજ નિવાસ કરીશ. એમા સંશય નથી.

**અથ ચિત્તં સમાધાતું, ન શક્નોષિ મયિ સ્થિરમ્ ।**
**અભ્યાસયોગેન તતો, મામિચ્છાપ્તું ધનંજય ॥૯॥**

પદ=અથ–ચિત્તં–સમાધાતું–ન–શક્નોષિ–મયિ–સ્થિરમ્ ।
અભ્યાસયોગેન–તતઃ માં–ઇચ્છ–આપ્તું–ધનંજય ॥

અ. અર્થ=**ધનંજય–અથ–મયિ–ચિત્તં–સ્થિરં–સમાધાતું–ન–શક્નોષિ–**હે ધનંજય ! જો મારામાં ચિત્તને

સ્થિર કરવાને શક્તિમાન્ ન હોઉં તતઃ-અભ્યાસયોગેન-માં-આપ્તું-ઇચ્છ-તો અભ્યાસ યોગવડે મને પામવાને ઇચ્છ.

ગુ. અર્થ=હે ધનંજય ! જો મારામા ચિત્તને સ્થિર કરવાને તું શક્તિમાન્ ન હોય તો અભ્યાસ યોગવડે મને પામવાને ઇચ્છ.

**અભ્યાસેઽપ્ય સમર્થોઽસિ, મત્કર્મપરમો ભવ ।**
**મદર્થમપિ કર્માણિ, કુર્વન્સિદ્ધિમવાપ્સ્યસિ ॥૧૦॥**

પદ=અભ્યાસે-અપિ-અસમર્થ.-અસિ-મત્કર્મપરમઃ-ભવ ।
મદર્થે-અપિ-કર્માણિ-કુર્વન્-સિદ્ધિં-અવાપ્સ્યસિ ॥

અ. અર્થ=અભ્યાસે-અપિ-અસમર્થઃ-અસિ-અભ્યાસમાં પણ અસમર્થ હોય, (તો) મત્કર્મપરમઃ-ભવ-મત્કર્મપરાયણ થા. મદર્થે-કર્માણિ-કુર્વન્-અપિ-સિદ્ધિં-અવાપ્સ્યસિ-મારે માટે કર્મ કરતો પણ (તું) સિદ્ધિને પામીશ.

ગુ. અર્થ=તું અભ્યાસમા પણ અસમર્થ હોય તો મત્કર્મ પરાયણ થા. એમ મારે માટે કર્મ કરતો પણ તું સિદ્ધિને પામીશ.

**અથૈતદપ્ય શક્તોઽસિ, કર્તું મદ્યોગમાશ્રિતઃ ।**
**સર્વકર્મ ફલત્યાગં, તતઃ કુરૂ યતાત્મવાન્ ॥૧૧॥**

પદ=અથ-એતત્-અપિ-અશક્તઃ-અસિ-કર્તું-મદ્યોગં-
આશ્રિતઃ સર્વકર્મફલત્યાગં-તતઃ-કુરૂ-યતાત્મવાન્ ॥

અ. અર્થ=અથ-એતત્-કર્તું-અપિ-અશક્તઃ-અસિ-જો એ કરવાને પણ (તું) અશક્ત હોય, તતઃ-

મદ્યોગ'-આશ્રિતઃ-યતાત્મવાન્-તો મારા યોગના આ-શ્રયવાળો ( અને ) સ્વાધિન ચિત્તવાળો ( તું ) સર્વકર્મફ-લત્યાગ'-કુરૂ-સર્વ કર્મફલનો ત્યાગ કર.

શુ. અર્થ=જો એ કરવાને પણ તું અશક્ત હોય, તો મારા યોગના આશ્રયવાળો અને સ્વાધીન ચિત્તવાળો થઇને તું સર્વ કર્મ ફળનો ત્યાગ કર.

શ્રેયો હિ જ્ઞાનમભ્યાસાત્, જ્ઞાનાદ્ધ્યાનં વિશિષ્યતે ।
ધ્યાનાત્કર્મ ફલત્યાગ, સ્ત્યાગાચ્છાન્તિરનંતરમ્ ॥૧૨॥

પદ=શ્રેયઃ-હિ-જ્ઞાનં-અભ્યાસાત્-જ્ઞાનાત્-ધ્યાનં-વિશિ-ષ્યતે । ધ્યાનાત્-કર્મફલત્યાગઃ-ત્યાગાત્-શાન્તિઃ-અ-નન્તરમ્ ॥

અ. અર્થ=અભ્યાસાત્-જ્ઞાનં-હિ-શ્રેયઃ-અભ્યા-સથી જ્ઞાન નિશ્ચય શ્રેય (છે) જ્ઞાનાત્-ધ્યાનં-વિશિષ્યતે-જ્ઞાનથી ધ્યાન શ્રેય છે. ધ્યાનાત્-કર્મફલત્યાગઃ-ત્યાગાત્-અનંતરં-શાન્તિઃ-ધ્યાનથી કર્મફલ ત્યાગ ( હોય છે ને ) કર્મફલના ત્યાગ પછી શાંતિ ( થાય છે. )

શુ. અર્થ=અભ્યાસથી જ્ઞાન નિશ્ચય શ્રેય છે. જ્ઞાનથી ધ્યાન શ્રેય છે. ધ્યાનથી કર્મફલનો ત્યાગ શ્રેય છે. અને કર્મફલના ત્યાગ પછી શાંતિ થાય છે.

અદ્વેષ્ટા સર્વભૂતાનાં, મૈત્રઃ કરૂણ એવ ચ ।
નિર્મમો નિરહંકારઃ સમદુઃખસુખઃ ક્ષમી ॥૧૩॥

પદ=સર્વભૂતાનાં-અદ્વેષ્ટા-સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો, મૈત્રઃ-એવ-કરુણઃ-નિર્મમઃ-નિરહંકારઃ-મૈત્રીવાળો જ કરૂણાવાળો, મમતારહિત, અહંકારરહિત સમ-દુઃખસુખઃ-ચ-ક્ષમી-દુઃખ સુખ જેને સમાન છે એવો અને ક્ષમાવાળો ( મને પ્રિય છે. )

ગુ. અર્થ=સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો, મૈત્રીવાળોજ, કરૂણાવાળો, મમતારહિત, અહંકારરહિત, દુઃખસુખ જેને સમાન છે એવો અને ક્ષમાવાળો મને પ્રિય છે.

સંતુષ્ટઃ સતતં યોગી, યતાત્મા દૃઢ નિશ્ચયઃ ।
મય્યર્પિત મનોબુદ્ધિ, ર્યોમદ્‌ભક્તઃ સમેપ્રિયઃ ॥૧૪॥

પદ=સંતુષ્ટઃ-સતતં-યોગી-યતાત્મા-દૃઢનિશ્ચયઃ । મયિ-અર્પિતમનોબુદ્ધિઃ-યઃ-મદ્‌ભક્તઃ-સઃ-મે-પ્રિયઃ ॥

અ. અર્થ=સતતં-સંતુષ્ટઃ-યોગી-યતાત્મા-દૃઢ-નિશ્ચયઃ-નિરંતર સંતોષી સમાહિત ચિત્તવાળો, શરીર અને ઇંદ્રિયોને વશ રાખનાર, દૃઢ નિશ્ચયવાળો ( અને ) મયિ-અર્પિતમનોબુદ્ધિઃ-યઃ-મદ્‌ભક્તઃ-સઃ-મે-પ્રિયઃ-મારામાં અર્પણ કરેલાં મન બુદ્ધિવાળો, જે મારો ભક્ત છે. તે મને પ્રિય છે.

ગુ. અર્થ=નિરંતર સંતોષી, સમાહિત ચિત્તવાળો, શરીર અને ઇંદ્રિયોને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો, અને મારામા અર્પણ કરેલાં મન બુદ્ધિવાળો જે મારો ભક્ત છે. તે મને પ્રિય છે.

યસ્માન્નોદ્વિજતે લોકો, લોકાન્નોદ્વિજતે ચ યઃ ।
હર્ષામર્ષભયોદ્વેગૈ, ર્મુક્તો યઃસ ચ મે પ્રિયઃ ॥૧૫॥

પદ=યસ્માત્-ન-ઉદ્વિજતે-લોકઃ-લોકાત્-ન-ઉદ્વિજતે-ચ-
ચઃ । હર્ષામર્ષભયોદ્વેગૈઃ-મુક્તઃ-યઃ-સઃ-ચ-મે-પ્રિયઃ ॥

અ. અર્થ=**યસ્માત્-લોકઃ-ન-ઉદ્વિજતે**-જેનાથી કોઇપણ માણસ ઉદ્વેગ પામતો નથી, **ચ-યઃ-લોકાત્-ન-ઉદ્વિજતે**-અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી. **ચ-યઃ-હર્ષામર્ષભયોદ્વેગૈઃમુક્તઃ**-તથા જે હર્ષ, અદેખાઇ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે. **સઃ-મે-પ્રિયઃ**-તે મને પ્રિયછે.

ગુ. અર્થ=જેનાથી કોઇ પણ માણસ-પ્રાણી-ઉદ્વેગ પામતો નથી. અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી. તથા જે હર્ષ, અદેખાઇ, ભય, અને ઉદ્વેગથી મુક્ત છે. તે મને પ્રિય છે.

**અનપેક્ષઃ શુચિર્દક્ષ, ઉદાસીનો ગતવ્યથઃ ।**
**સર્વારંભપરિ ત્યાગી, યોમદ્‌ભક્તઃ સમેપ્રિયઃ ॥૧૬॥**

પદ=અનપેક્ષઃ-શુચિઃ-દક્ષઃ-ઉદાસીનઃ-ગતવ્યથઃ ।
સર્વારંભપરિત્યાગી-યઃ-મદ્‌ભક્તઃ-સઃ-મે-પ્રિયઃ ॥

અ. અર્થ=**અનપેક્ષઃ-શુચિઃ-દક્ષઃ-ઉદાસીનઃ-ગતવ્યથઃ-સર્વારંભપરિત્યાગી-યઃ-મદ્‌ભક્તઃ-સઃ-મે-પ્રિયઃ**-નિસ્પૃહ, પવિત્ર, ડાહ્યો, ઉદાસીન, પીડા રહિત (અને) સર્વ આરંભનો પરિત્યાગ કરનાર (એવો) જે મારો ભક્ત છે. તે મને પ્રિય છે. (ગુ. અ. સીધો છે.)

**યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ, ન શોચતિ ન કાંક્ષતિ ।**
**શુભાશુભપરિત્યાગી, ભક્તિમાન્યઃ સમેપ્રિયઃ ॥૧૭॥**

પદ=ય –ન–હૃષ્યતિ–ન–દ્વેષ્ટિ–ન–શોચતિ–ન–કાંક્ષતિ ।
શુભાશુભપરિત્યાગી–ભક્તિમાન્–ય –સ –મે–પ્રિય ॥

અ૦અ. અર્થ=ય:–ન–હૃષ્યતિ–ન–દ્વેષ્ટિ–ન–શોચતિ–ન–કાંક્ષતિ–શુભાશુભપરિત્યાગી–ભક્તિમાન્–ય: સ:–મે–પ્રિય:–જે નથી હરખાતો, નથી દ્વેષ કરતો, નથી શોક કરતો, નથી ઇચ્છા કરતો, (અને) શુભ અશુભનો પરિત્યાગ કરનારો ભક્તિમાન્ જે (છે) તે મને પ્રિય છે (શુ૦અ. સીધો છે.)

**સમ: શત્રૌ ચ મિત્રે ચ, તથા માનાપમાનયો: ।**
**શીતોષ્ણસુખદુ:ખેષુ, સમ: સંગવિવર્જિત: ॥૧૮॥**

પદ=સમ –શત્રૌ–ચ–મિત્રે–ચ–તથા–માનાપમાનયો: ।
શીતોષ્ણસુખદુ ખેષુ–સમ –સંગવિવર્જિત ॥

અ. અર્થ=ચ–શત્રૌ–ચ–મિત્રે–સમ:–અને શત્રુ તથા મિત્રમાં સમાન (છે) તથા–માનાપમાનયો:–તથા માનમાં અને અપમાનમાં (અને) શીતોષ્ણસુખદુ ખેષુ–ટાઢ, તડકો, સુખ, અને દુ:ખમાં સમ –સંગવિવર્જિત:–સમાન (છે ને) સંગથી અત્યંત રહિત છે.

શુ. અર્થ=અને શત્રુમા તથા મિત્ર મિત્રમા સમાન છે તથા માનમા અને અપમાનમા અને ટાઢ, તડકો, સુખ, અને દુખમા સમાન છે. ને સંગથી અત્યત રહિત છે.

**તુલ્યનિંદાસ્તુતિર્મૌની, સંતુષ્ટો યેન કેન ચિત્ ।**
**અનિકેત: સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નર: ॥૧૯॥**

પદ=તુલ્યનિંદાસ્તુતિ:–મૌની–સંતુષ્ટ –યેન–કેનચિત્ ।

અનિકેતઃ-સ્થિરમતિઃ-ભક્તિમાન્-મે-પ્રિયઃ-નરઃ ॥

અ. અર્થ=**તુલ્યનિંદાસ્તુતિઃ-મૌની-યેન-કેન-ચિત્**-નિંદા અને સ્તુતિ જેને તુલ્ય છે એવો, મૌનવાળો જે તે વડે **સંતુષ્ટઃ-અનિકેતઃ-સ્થિરમતિઃ**-સંતોષી, ઘર વિનાનો, સ્થિર બુદ્ધિવાળો એવો, **ભક્તિમાન્-નરઃ-મે-પ્રિયઃ**-ભક્તિમાન્ પુરૂષ (છે.) (તે) મને પ્રિય છે.

શુ. અર્થ=નિંદા અને સ્તુતિ જેને તુલ્ય છે એવો, મૌનવાળો, જેને વડે સંતોષી, ઘર વિનાનો, સ્થિર બુદ્ધિવાળો એવો ભક્તિમાન્ પુરૂષ છે. તે મને પ્રિય છે.

**યેતુ ધર્મ્યામૃતમિદં, યથોક્તં પર્યુપાસતે ।**
**શ્રદ્ધધાના મત્પરમા, ભક્તાસ્તેઽતીવ મે પ્રિયાઃ ॥૨૦॥**

પદ=યે-તુ-ધર્મ્યામૃતં-ઈદં-યથા-ઉક્તં-પર્યુપાસતે ।
શ્રદ્ધધાનાઃ-મત્પરમાઃ-ભક્તાઃ-તે-અતિ-ઇવ-મે-પ્રિયાઃ॥

અ. અર્થ=**તુ-યે-શ્રદ્દધાનાઃ-મત્પરમાઃ-ભક્તાઃ**-વળી જેઓ શ્રદ્ધાવાળા (અને) મારે પરાયણ થયેલા ભક્તો **યથા-ઉક્તં-ઈદં-ધર્મ્યામૃતં-પર્યુપાસતે**-ઉપર કહેલ આ ધર્મરૂપી અમૃતને સંપાદન કરે છે, **તે-મે-અતિ-ઈવ-પ્રિયાઃ**-તેઓ મને અત્યંત પ્રિય છે.

શુ. અર્થ=વળી જેઓ શ્રદ્ધાવાળા અને મારે પરાયણ થયેલા ભક્તો, ઉપર કહેલ આ ધર્મરૂપી અમૃતને સંપાદન કરે છે. તેઓ મને અત્યંત પ્રિય છે.

ઈ. શ્રી. ભ ગીતાનો ભક્તિયોગ નામનો અ. ૧૨ મો. સમાપ્ત.

# ક્ષેત્ર ક્ષેત્રજ્ઞયોગ-અ-૧૩ મો.

શ્રી ભગવાનુવાચ—શ્રી ભગવાન્ બોલ્યા.

**ઇદં શરીરં કૌંતેય, ક્ષેત્રમિત્યભિધીયતે ।**
**એતદ્યો વેત્તિ તં પ્રાહુઃ, ક્ષેત્રજ્ઞ ઇતિ તદ્વિદઃ ॥ ૧ ॥**

પદ=ઇદં-શરીરં-કૌંતેય-ક્ષેત્રં-ઇતિ-અભિધીયતે-। એતત્-યઃ-વેત્તિ-તં-પ્રાહુઃ-ક્ષેત્રજ્ઞં-ઇતિ-તદ્વિદઃ ॥

અ. અર્થ=કૌંતેય-ઇદં-શરીરં-ક્ષેત્રં-ઇતિ-અભિધીયતે-હે કૌન્તેય ! આ શરીર ક્ષેત્ર છે એમ કહેવાય છે. એતત્-યઃ-વેત્તિ-તં-ક્ષેત્રજ્ઞ-ઇતિ-એને જે જાણે છે. તેને ક્ષેત્રજ્ઞ (છે) એમ, તદ્વિદઃ-પ્રાહુઃ-તે-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને જાણનારા કહે છે.

ગુ. અર્થ=હે કૌન્તેય ! આ શરીર ક્ષેત્ર છે, એમ કહેવાય છે. એને જે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ છે એમ, તે-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને જાણનારા કહે છે.

**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ, સર્વક્ષેત્રેષુ ભારત ।**
**ક્ષેત્ર ક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં, યત્તજ્જ્ઞાનં મતં મમ ॥ ૨ ॥**

પદ=ક્ષેત્રજ્ઞં-ચ-અપિ-માં-વિદ્ધિ-સર્વક્ષેત્રેષુ-ભારત ।
ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ-જ્ઞાનં-યત્-તત્-જ્ઞાનં મતં-મમ ॥

અ. અર્થ=ભારત-ચ-સર્વક્ષેત્રેષુ-મામ્-અપિ-ક્ષેત્રજ્ઞં-વિદ્ધિ-હે ભારત ! વળી સર્વ ક્ષેત્રોમાં મનેજ ક્ષેત્રજ્ઞ

જાણ.યત્-ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ-જ્ઞાનં-તત્-જ્ઞાનં-મમ-મતં-
જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન ( છે ) તે ( જ ) જ્ઞાન ( છે
એમ ) મારૂ મત ( છે )

ગુ અર્થ=હે ભાગ ! વળી સર્વ ક્ષેત્રામા મનેજ ક્ષેત્રજ્ઞ જાણજે અને ક્ષેત્રજ્ઞનુ જ્ઞાન છે, તેજ જ્ઞાન છે. એમ મારૂ મત છે.

તત્ક્ષેત્રં યચ્ચ યાદૃક્ચ, યદ્વિકારિ યતશ્ચ યત્ ।
સ ચ યો યત્પ્રભાવશ્ચ, તત્સમાસેન મે શૃણુ ॥૩॥

પદ=તત્-ક્ષેત્રં-યત્-ચ-યાદૃક્-ચ-યત્-વિકારિ-યત -
ચ-યત-। સઃ-ચ-યઃ-યત્પ્રભાવ -ચ-તત્-સમાસેન-
મે-શ્રુણુ ॥

અ. અર્થ=તત્-ક્ષેત્રં-યત્-ચ-યાદૃક્-યત્-વિકા-
રિ-તે ક્ષેત્ર જે ( છે ) અને જેવું ( છે ) જે વિકારી (છે)
ચ-યતઃ-ચ-યત્-તથા જેથી ( ઉપજેલું છે ) અને જે
( છે ) ચ-સઃ-યઃ-ચ-યત્પ્રભાવઃ-તત્-મે-સમાસેન-
શૃણુ-વળી તે-ક્ષેત્રજ્ઞ, જે (છે) અને જે પ્રભાવવાળો છે. તે
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ ( નું સ્વરૂપ ) મારાથી સક્ષેપમાં સાંભળ.

ગુ. અર્થ=તે ક્ષેત્ર જે છે, અને જેવું છે, જે વિકારી છે, તથા જેથ, ઉપજ્યુ છે, ને જે છે, વળી તે ક્ષેત્રજ્ઞ જે છે. અને જે પ્રભાવવાળો છે. તે-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ મારાથી સંક્ષેપમા સાભળ.

ઋષિભિર્બહુધા ગીતં, છંદોભિર્વિવિધૈઃ પૃથક્ ।
બ્રહ્મસૂત્રપદૈશ્ચૈવ, હેતુમદ્ભિર્વિનિશ્ચિતૈઃ ॥ ૪ ॥

પદ=ઋષિભિઃ—બહુધા—ગીતં—છંદોભિઃ—વિવિધૈઃ—પૃથક્ ।
બ્રહ્મસૂત્રપદૈઃ—ચ—એવ—હેતુમદ્ભિઃ—વિનિશ્ચિતૈઃ ॥

અ. અર્થ=ઋષિભિઃ—બહુધા—ગીતં—છંદોભિઃ—વિવિધૈઃ—પૃથક્—ઋષિઓએ ઘણે પ્રકારે ગાયું છે, વેદોએ નાના પ્રકારે વિવેકથી (કહ્યું છે) ચ—હેતુમદ્ભિઃ—વિનિશ્ચિતૈઃ—બ્રહ્મસૂત્રપદૈઃ—એવ—અને યુક્તિવાળાં અતિ નિશ્ચિત અર્થવાળાં બ્રહ્મસૂત્ર પદોએ પણ (ગાયું છે)

ગુ. અર્થ=ઋષિઓએ ઘણે પ્રકારે ગાયું છે. વેદોએ નાના પ્રકારે વિવેકથી કહ્યું છે. અને યુક્તિવાળાં તથા અતિ નિશ્ચિત અર્થવાળાં બ્રહ્મસૂત્રનાં પદોએ પણ તે સ્વરૂપ ગાયું છે.

**મહાભૂતાન્ય હંકારો, બુદ્ધિ રવ્યક્તમેવ ચ ।**
**ઇંદ્રિયાણિ દશૈકં ચ, પંચ ચેંદ્રિયગોચરાઃ ॥ ૫ ॥**

પદ=મહાભૂતાનિ—અહંકારઃ—બુદ્ધિઃ—અવ્યક્તં—એવ—ચ ।
ઇંદ્રિયાણિ—દશ—એકં—ચ—પંચ—ચ—ઇંદ્રિયગોચરાઃ ॥

અ. અર્થ=મહાભૂતાનિ—અહંકારઃ—બુદ્ધિઃ—ચ—એવ—પાંચ મહાભૂતો અહંકાર, બુદ્ધિ, તેમજ અવ્યક્તં—દશ—ઇંદ્રિયાણિ—ચ—એકં—ચ—પંચ—ઇંદ્રિયગોચરાઃ—અવ્યક્તદશ ઇંદ્રિયો અને એક (મન) તથા પાંચ ઇંદ્રિયોના વિષયો.

ગુ. અર્થ=પાંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ તેમજ અવ્યક્ત દશ ઇંદ્રિયો અને એકમન તથા પાંચ ઇંદ્રિયોના વિષયો.

ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં, સંઘાતશ્ચેતના ધૃતિઃ ।
એતત્ ક્ષેત્રં સમાસેન, સવિકારમુદાહૃતમ્ ॥ ૬ ॥

પદ=ઇચ્છા–દ્વેષઃ–સુખં–દુઃખં–સંઘાતઃ–ચેતના–ધૃતિઃ ।
એતત્–ક્ષેત્રં–સમાસેન–સવિકારં–ઉદાહૃતમ્ ॥

અ. અર્થ=ઇચ્છા–દ્વેષઃ–સુખં–દુઃખં–સંઘાતઃ–ચેતના–ધૃતિઃ–ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ઇંદ્રિયસહિતશરીર, જ્ઞાનશક્તિ, (અને) ધૈર્ય એતત્–સવિકારં–ક્ષેત્રં–સમાસેન–ઉદાહૃતં–એ વિકારવાળું ક્ષેત્ર સંક્ષેપે કહ્યું છે.

શુ. અર્થ=ઇચ્છા. દ્વેષ, સુખ, દુઃખ, ઇંદ્રિય સહિત શરીર, જ્ઞાન શક્તિ, અને ધૈર્ય એ વિકારવાળું ક્ષેત્ર સંક્ષેપમાં કહ્યું છે.

અમાનિત્વમદંભિત્વ, મહિંસા ક્ષાંતિરાર્જવમ્ ।
આચાર્યોપાસનં શૌચં, સ્થૈર્યમાત્મવિનિગ્રહઃ ॥૭॥

પદ=અમાનિત્વં–અદંભિત્વં–અહિંસા–ક્ષાંતિઃ–આર્જવમ્ ।
આચાર્યોપાસનં–શૌચં–સ્થૈર્યં–આત્મવિનિગ્રહઃ ॥

અ. અર્થ=અમાનિત્વં–અદંભિત્વં–અહિંસા–ક્ષાંતિઃ–આર્જવં–આચાર્યોપાસનં–શૌચં–સ્થૈર્યં–આત્મવિનિગ્રહઃ–અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, અને ઇંદ્રિયોનો સારી રીતનો નિગ્રહ.

ઇંદ્રિયાર્થેષુ વૈરાગ્ય, મનહંકાર એવ ચ ।
જન્મમૃત્યુજરાવ્યાધિ, દુઃખદોષાનુ દર્શનમ્ ॥ ૮ ॥

પદ=ઇંદ્રિયાર્થેષુ-વૈરાગ્ય-અનહંકારઃ-એવ-ચ ।
જન્મમૃત્યુજરાવ્યાધિ દુઃખ દોષાનુ દર્શનમ્ ॥

અ. અર્થ=ઈંદ્રિયાર્થેષુ-વૈરાગ્ય-અનહંકારઃ-એવ-ચ-જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુઃખ-દોષાનુંદર્શન--ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર રહિત પણુંજ અને જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિનાં દુઃખો તથા દોષોને વારંવાર જોવા.

અસક્તિરનભિષ્વંગઃ, પુત્રદાર ગૃહાદિષુ ।
નિત્યં ચ સમચિત્તત્વ, મિષ્ટા નિષ્ટોપપત્તિષુ ॥ ૯ ॥

પદ=અસક્તિઃ-અનભિષ્વંગઃ-પુત્રદારગૃહાદિષુ ।
નિત્યં-ચ-સમચિત્તત્વં-ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ ॥

અ. અર્થ=અસક્તિઃ-પુત્રદારગૃહાદિષુ-અનભિષ્વંગઃ-ઉદાસીનતા, પુત્ર, સ્ત્રી, ગૃહ, આદિમાં અહંભાવ રહિત પણું ચ-અને ઈષ્ટાનિષ્ટોપપત્તિષુ-નિત્યં-સમચિત્તત્વં-ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં નિત્ય સમચિત્તપણું.

શુ. અર્થ=ઉદાસીનતા, પુત્ર, સ્ત્રી, ગૃહઆદિમા અહંભાવરહિતપણું અને ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં નિત્ય સમચિત્તપણું.

મયિ ચાનન્યયોગેન, ભક્તિરવ્યભિચારિણી ।
વિવિક્તદેશસેવિત્વ, મરતિર્જનસંસદિ ॥ ૧૦ ॥

પદ=મયિ-ચ-અનન્યયોગેન-ભક્તિઃ-અવ્યભિચારિણી ।
વિવિક્તદેશસેવિત્વં-અરતિઃ-જન સંસદિ ॥

અ. અર્થ=અનન્યયોગેન-મયિ-અવ્યભિચારિણી-ભક્તિઃ-અનન્યયોગવડે મારામાં વ્યભિચાર વિનાની ભક્તિ વિવિક્તદેશસેવિત્વં-ચ-જનસંસદિ-અરતિઃ-એકાંત સ્થળનું સેવન અને વિષયી જનોનાં ટોળામાં અપ્રીતિ

ગુ. અર્થ=અનન્ય યોગ વડે મારામાં વ્યભિચાર વિનાનિ ભક્તિ, એકાંત સ્થળનું સેવન અને વિષયી જનોનાં ટોળામાં અપ્રીતિ.

અધ્યાત્મજ્ઞાન નિત્યત્વં, તત્ત્વજ્ઞાનાર્થ દર્શનમ્ ।
એતજ્જ્ઞાનમિતિ પ્રોક્ત, મજ્ઞાનં યદતોઽન્યથા ॥૧૧॥

પદ=અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં-તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્ ।
એતત્-જ્ઞાનં-ઇતિ-પ્રોક્તં-અજ્ઞાનં-યત્-અતઃ-અન્યથા॥

અ. અર્થ=અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં-તત્વજ્ઞાનાર્થદર્શનં-અધ્યાત્મ જ્ઞાનમાં નિરંતર નિષ્ઠા, તત્ત્વજ્ઞાનના પ્રયોજનનું દર્શન એતત્-જ્ઞાનં-ઇતિ-પ્રોક્તં-એ (જ) જ્ઞાન છે એમ કહ્યું છે. અતઃ-યત્-અન્યથા-અજ્ઞાનં-આનાથી જે વિપરીત (તે) અજ્ઞાન છે.

ગુ. અર્થ=અધ્યાત્મ જ્ઞાનમાં નિરંતર નિષ્ઠા અને તત્વજ્ઞાનના પ્રયોજનનું દર્શન, એજ જ્ઞાન છે. એમ કહ્યું છે. આનાથી જે વિપરીત છે તે અજ્ઞાન છે.

જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ, યજ્જ્ઞાત્વામૃતમશ્નુતે ।
અનાદિ મત્પરં બ્રહ્મ, ન સત્તન્નાસદુચ્યતે ॥ ૧૨ ॥

પદ=જ્ઞેયં-યત્-તત્-પ્રવક્ષ્યામિ-યત્-જ્ઞાત્વા-અમૃતં-

અશ્નુતે-। અનાદિમત્-પરં-બ્રહ્મ-ન-સત્-તત્-ન-અસત્-ઉચ્યતે ॥

અ. અર્થ=યત્-જ્ઞેયં-તત્-પ્રવક્ષ્યામિ-યત્-જ્ઞાત્વા-અમૃતં-અશ્નુતે-જે જ્ઞેય છે તે હું કહીશ. જેને જાણીને (મનુષ્ય) મોક્ષ પામે છે. તત્-અનાદિમત્-પરં-બ્રહ્મ-તે ઉત્પત્તિ રહિત પરબ્રહ્મ ન-સત્-ન-અસત્-ઉચ્યતે-નથી સત્ કહેવાતું કે નથી અસત્ કહેવાતું.

ગુ. અર્થ=જે જ્ઞેય છે તે હું કહીશ. જેને જાણીને પુરૂષ મોક્ષ પામે છે. તે ઉત્પત્તિ રહિત પરબ્રહ્મ, નથી સત્ કહેવાતું કે નથી અસત્ કહેવાતું.

સર્વતઃ પાણિપાદં તત, સર્વતો ક્ષિશિરોમુખમ્ ।
સર્વતઃ શ્રુતિમલ્લોકે, સર્વમાવૃત્ય તિષ્ઠતિ ॥ ૧૩ ॥

પદ=સર્વતઃ-પાણિપાદં-તત્-સર્વતઃ-અક્ષિશિરોમુખમ્।
સર્વતઃ-શ્રુતિમત્-લોકે-સર્વં-આવૃત્ય-તિષ્ઠતિ ॥

અ. અર્થ=તત્-સર્વતઃ-પાણિપાદં-સર્વતઃ-અક્ષિશિરોમુખં-તે-બ્રહ્મ સર્વતરફથી હાથ પગવાળું સર્વ તરફથી નેત્ર, શિર અને મુખવાળું સર્વતઃ-શ્રુતિમન્-લોકે-સર્વં-આવૃત્ય-તિષ્ઠતિ-સર્વ તરફથી કાનવાળું લોકમાં સર્વને વ્યાપીને રહે છે.

ગુ. અર્થ=તે-જ્ઞેય બ્રહ્મ સર્વ તરફથી હાથ પગવાળું, સર્વ તરફથી નેત્ર, શિર અને મુખવાળું, સર્વ તરફથી કાનવાળું, લોકમાં સર્વને વ્યાપીને રહે છે.

**સર્વેંદ્રિયગુણાભાસં, સર્વેંદ્રિય વિવર્જિતમ્ ।**
**અસક્તં સર્વભૃચ્ચૈવ, નિર્ગુણં ગુણભોક્તૃ ચ ॥૧૪॥**

પદ=સર્વેંદ્રિયગુણાભાસ –સર્વેંદ્રિયવિવર્જિતમ્ ।
અસક્ત –સર્વભૃત્–ચ–એવ–નિર્ગુણ –ગુણ–ભોક્તૃ–ચ ॥

અ અર્થ=**સર્વેન્દ્રિયગુણાભાસં–સર્વેન્દ્રિયવિવર્જિતં**–સર્વ ઇદ્રિયોના ગુણો વડે ભાસતું, સર્વ ઇદ્રિયોથી અત્યંત રહિત. **અસક્તં–સર્વભૃત્–ચ–નિર્ગુણં–ચ–એવ–ગુણભોક્તૃ**–સંબંધરહિત, સર્વને ધારણ કરનાર અને નિર્ગુણ તેમજ ગુણોને ભોગવનાર

ગુ અર્થ=સર્વ ઇદ્રિયોના ગુણો વડે ભાસતું, સર્વ ઇંદ્રિયોથી અત્યંતરહિત, સબંધરહિત, સર્વને ધારણ કરનાર અને નિર્ગુણ તેમજ ગુણોને ભોગવનાર છે.

**બહિરંતશ્ચ ભૂતાના, મચરં ચરમેવ ચ ।**
**સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં, દૂરસ્થં ચાંતિકે ચ તત્ ॥ ૧૫ ॥**

પદ=બહિ –અન્ત –ચ–ભૂતાનાં–અચરં–ચરં–એવ–ચ ।
સૂક્ષ્મત્વાત્–તત્–અવિજ્ઞેયં–દૂરસ્થ –ચ–અન્તિકે–ચ-તત્ ॥

અ અર્થ=**ભૂતાનાં–બહિઃ–ચ–અંતઃ–ચ–એવ–ચરં–અચરં**–ભૂતોની બહાર અને અંતર તેમજ ચર અને અચર છે. **ચ–તત્–સૂક્ષ્મત્વાત્–અવિજ્ઞેયં–ચ–તત્–દૂરસ્થં–અંતિકે**–વળી તે સૂક્ષ્મપણાથી અવિજ્ઞેય છે અને તે દૂર (હોઇને) પાસે છે.

ગુ. અર્થ=ભૂતોની બહાર અને અંતર તેમજ ચર અને અચર છે. વળી તે સૂક્ષ્મપણાથી જાણી ન શકાય તેવો છે. અને તે દૂર હોઇને પાસે છે.

અવિભકતં ચ ભૂતેષુ, વિભકતમિવ ચ સ્થિતમ્ ।
ભૂતભર્તૃ ચ તજ્ જ્ઞેયં, ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ ॥૧૬॥

પદ=અવિભકતં–ચ–ભૂતેષુ–વિભકતં–ઇવ–ચ–સ્થિતમ્।
ભૂતભર્તૃ–ચ–તત્–જ્ઞેયં–ગ્રસિષ્ણુ–પ્રભવિષ્ણુ–ચ॥

અ. અર્થ=ચ–અવિભક્તં–ચ-ભૂતેષુ–વિભક્તં–ઇવ–સ્થિતં–અને અવિભક્ત છતાં પણ ભૂતોમાં વિભક્તની પેઠે રહેલું છે. ચ–તત્–જ્ઞેયં–ભૂતભર્તૃ–ગ્રસિષ્ણુ–ચ–પ્રભવિષ્ણુ–વળી તે જ્ઞેય બ્રહ્મ ભૂતોને ધારણ કરનાર ગળી-જનાર અને ઉત્પન્ન કરનાર છે.

ગુ. અર્થ=અને અવિભક્ત છતા પણ ભૂતોમા વિભક્તની પેઠે રહેલું છે. વળી તે જ્ઞેય બ્રહ્મ ભૂતોને ધારણ કરનાર, ગળી જનાર, અને ઉત્પન્ન કરનાર છે.

જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે ।
જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં, હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્ ॥૧૭॥

પદ=જ્યોતિષાં–અપિ–તત્–જ્યોતિઃ–તમસઃ–પરં–ઉચ્યતે ।
જ્ઞાનં–જ્ઞેયં–જ્ઞાનગમ્યં–સર્વસ્ય–હૃદિ–વિષ્ઠિતમ્ ॥

અ. અર્થ=તત્–જ્યોતિષાં–અપિ–જ્યોતિઃ–તમસઃ–પરં–ઉચ્યતે–તે બ્રહ્મ જ્યોતીઓનું પણ જ્યોતિ છે.

તમથી પર કહેવાય છે. જ્ઞાનં-જ્ઞેયં-જ્ઞાનગમ્યં-સર્વસ્ય-હૃદિ-વિષ્ઠિતં-જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનવડે મેળવી શકાય એવું સર્વના હૃદયમાં વિશેષે કરીને સ્થિત થયેલું છે.

ગુ. અર્થ=તે જ્ઞેય બ્રહ્મ જ્યોતિઓનું પણ જ્યોતિ છે. તમથી પર કહેવાય છે. જ્ઞેય અને જ્ઞાન વડે મેળવી શકાય તેવું સર્વના હૃદયમાં વિશેષે કરીને સ્થિત થએલું છે.

ઇતિ ક્ષેત્રં તથા જ્ઞાનં, જ્ઞેયં ચોક્તં સમાસતઃ ।
મદ્ભક્ત એતદ્વિજ્ઞાય, મદ્ભાવાયોપપદ્યતે ॥ ૧૮ ॥

પદ=ઇતિ-ક્ષેત્રં-તથા-જ્ઞાનં-જ્ઞેયં-ચ-ઉક્તં-સમાસતઃ ।
મદ્ભક્ત-એતત્-વિજ્ઞાય-મદ્ભાવાય-ઉપપદ્યતે ॥

અ. અર્થ=ઇતિ-ક્ષેત્રં-તથા-જ્ઞાનં-ચ-જ્ઞેયં-સમાસતઃ-ઉક્તં-એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય સંક્ષેપથી કહ્યું. એતત્-વિજ્ઞાય-મદ્ભક્તઃ-મદ્ભાવાય-ઉપપદ્યતે-એને જાણીને મારો ભક્ત મારા ભાવને પામે છે.

ગુ. અર્થ=એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય સંક્ષેપથી કહ્યું. એને જાણીને મારો ભક્ત મારા ભાવને પામે છે.

પ્રકૃતિં પુરુષં ચૈવ, વિદ્ધ્યનાદી ઉભાવપિ ।
વિકારાંશ્ચ ગુણાંશ્ચૈવ, વિદ્ધિ પ્રકૃતિસંભવાન્ ॥ ૧૯ ॥

પદ=પ્રકૃતિં-પુરુષં-ચ-એવ-વિદ્ધિ-અનાદી-ઉભૌ-અપિ ।
વિકારાન્-ચ-ગુણાન્-ચ-એવ-વિદ્ધિ-પ્રકૃતિસંભવાન્॥

અ. અર્થ=પ્રકૃતિં-ચ-પુરુષં-ઉભૌ-અપિ-પ્રકૃતિ અને પુરુષ (એ) બન્નેને પણ અનાદિ-એવ-વિદ્ધિ-

અનાદિ જ જાણ. ચ-વિકારાન્-ચ-ગુણાન્-તથા વિકારોને અને ગુણોને પ્રકૃતિસંભવાન્-એવ-વિદ્ધિ-પ્રકૃતિથી ઉત્પન્ન થએલા જ જાણ.

ગુ. અર્થ=પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેને પણ અનાદિજ જાણ તથા વિકારોને અને ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થએલાજ જાણ.

**કાર્યકારણ કર્તૃત્વે, હેતુઃ પ્રકૃતિરૂચ્યતે ।**
**પુરૂષઃ સુખદુઃખાનાં, ભોક્તૃત્વે હેતુરૂચ્યતે ॥૨૦॥**

પદ=કાર્યકારણ કર્તૃત્વે-હેતુઃ-પ્રકૃતિઃ-ઉચ્યતે ।
પુરૂષઃ-સુખદુઃખાનાં-ભોક્તૃત્વે-હેતુઃ-ઉચ્યતે ॥

અ. અર્થ=**કાર્યકારણકર્તૃત્વે**-કાર્યકારણના કર્તાપણામાં **હેતુઃ-પ્રકૃતિઃ-ઉચ્યતે**-હેતુ પ્રકૃતિ કહેવાય છે. (અને) **સુખદુઃખાનાં-ભોક્તૃત્વે**-સુખદુઃખના ભોક્તાપણામાં **હેતુઃ-પુરૂષઃ-ઉચ્યતે**-હેતુ પુરૂષ કહેવાય છે.

ગુ. અર્થ=કાર્ય કારણના કર્તાપણામા હેતુ, પ્રકૃતિ કહેવાય છે અને સુખદુઃખના ભોક્તાપણામાં હેતુ, પુરૂષ કહેવાય છે.

**પુરૂષઃ પ્રકૃતિસ્થો હિ, ભુંક્તે પ્રકૃતિજાન્ ગુણાન્ ।**
**કારણં ગુણ સંગોસ્ય, સદસદ્યોનિજન્મસુ ॥ ૨૧ ॥**

પદ=પુરૂષઃ-પ્રકૃતિસ્થ-હિ-ભુંક્તે-પ્રકૃતિજાન્-ગુણાન્ ।
કારણં-ગુણસંગઃ-અસ્ય-સદસદ્યોનિજન્મસુ ॥

અ. અર્થ=**હિ-પ્રકૃતિસ્થઃ-પુરૂષઃ**-કેમકે પ્રકૃતિમાં સ્થિત થએલો પુરૂષ **પ્રકૃતિજાન્-ગુણાન્-ભુંક્તે**-

ઉત્પન્ન થએલા ગુણોને ભોગવે છે. **અસ્ય-ગુણસંગઃ**-અને ગુણોનો સંગ (છે તે) **સદસદ્યોનિજન્મસુ-કારણં**-સારી ખોટી યોનિઓમાં કારણ (થાય છે)

ગુ અર્થ=કેમકે પ્રકૃતિમાં સ્થિત થએલો પુરુષ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણોને ભોગવે છે. આ ગુણનો સંગ છે, તે સારી ખોટી યોનિઓના કારણ થાય છે

**ઉપદ્રષ્ટાઽનુમંતા ચ, ભર્ત્તા ભોક્તા મહેશ્વરઃ ।**
**પરમાત્મેતિ ચાપ્યુક્તો, દેહેઽસ્મિન્પુરુષઃ પરઃ ॥૨૨॥**

પદ=ઉપદ્રષ્ટા—અનુમંતા—ચ—ભર્ત્તા—ભોક્તા—મહેશ્વરઃ ।
પરમાત્મા—ઇતિ—ચ—અપિ—ઉક્તઃ—દેહે—અસ્મિન્—પુરુષ—પરઃ ॥

અ. અર્થ=**અસ્મિન્-દેહે**-આ શરીરમાં **પરઃ-પુરુષઃ-ઉપદ્રષ્ટા**-સર્વથી ઉત્કૃષ્ટ એવો પુરુષ પાસે રહી જોનારો **અનુમંતા-ભર્ત્તા-ભોક્તા-ચ-મહેશ્વરઃ**-અનુમતિ આપનારો ભર્તા, ભોક્તા અને મહેશ્વર **ચ-પરમાત્મા-અપિ-ઇતિ-ઉક્તઃ**-તથા પરમાત્મા પણ એમ કહેલો છે.

ગુ અર્થ=આ શરીરમાં સર્વથી ઉત્કૃષ્ટ એવો પુરુષ સાક્ષી, અનુમતી આપનારો, ભર્ત્તા, ભોક્તા, અને મહેશ્વર તથા પરમાત્મા પણ છે એમ કહેલો છે

**ય એવં વેત્તિ પુરુષં, પ્રકૃતિં ચ ગુણૈઃ સહ ।**
**સર્વથા વર્ત્તમાનોઽપિ, ન સ ભૂયોઽભિજાયતે ॥ ૨૩ ॥**

પદ=યઃ-એવં-વેત્તિ-પુરૂષં-પ્રકૃતિં-ચ-ગુણૈઃ-સહ ।
સર્વથા-વર્ત્તમાનઃ-અપિ-ન-સઃ-ભૂયઃ-અભિજાયતે ॥

અ. અર્થ=**યઃ-એવં**-જે એ પ્રકારે **પુરૂષં-ચ-ગુણૈઃ-સહ-પ્રકૃતિં-વેત્તિ**-પુરૂષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે. **સઃ-સર્વથા-વર્તમાનઃ-અપિ**-તે સર્વથા વર્તમાન છતાં પણ **ભૂયઃ-ન-અભિજાયતે**-ફરીથી જન્મતો નથી.

ગુ. અર્થ=જે એ પ્રકારે પુરૂષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે. તે સર્વ પ્રકારે વર્તમાન છતાં પણ ફરીથી જન્મતો નથી.

**ધ્યાનેનાત્મનિ પશ્યંતિ, કેચિદ્દાત્માનમાત્મના ।**
**અન્યે સાંખ્યેન યોગેન, કર્મયોગેન ચાપરે ॥ ૨૪ ॥**

પદ=ધ્યાનેન-આત્મનિ-પશ્યંતિ-કેચિત્-આત્માનં-આત્મના ।
અન્યે-સાંખ્યેન-યોગેન-કર્મયોગેન-ચ-અપરે ॥

અ. અર્થ=**કેચિત્-ધ્યાનેન**-કેટલાએક ધ્યાનવડે **આત્મનિ-આત્માનં**-બુદ્ધિમાં આત્માને **આત્મના-પશ્યંતિ**-આત્માવડે જુએ છે. **અન્યે-સાંખ્યેન-યોગેન**-બીજા સાંખ્યયોગવડે **અપરે-કર્મયોગેન**-અને બીજા કર્મયોગવડે (જુએ છે.)

ગુ. અર્થ=કેટલાએક ધ્યાન વડે બુદ્ધિમાં આત્માને આત્મા વડે જુએ છે. બીજા સાંખ્ય યોગ વડે અને બીજા કર્મયોગ વડે જુએ છે.

**અન્યે ત્વેવમજાનંતઃ, શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેપિ ચાતિતરંત્યેવ, મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥૨૫॥**

પદ=અન્યે–તુ–એવં–અજાનંતઃ–શ્રુત્વા–અન્યેભ્યઃ–ઉપાસતે–
તે–અપિ–ચ–અતિતરંતિ–એવ–મૃત્યું–શ્રુતિપરાયણાઃ ॥

અ. અર્થ=તુ–અન્યે–એવં–અજાનંતઃ-વળી બીજા એ પ્રમાણે નહિ જાણનારા, અન્યેભ્યઃ–શ્રુત્વા–ઉપાસતે–બીજાઓથી સાંભળીને ઉપાસે છે. તે–શ્રુતિપરાયણાઃ–અપિ–તે શ્રુતિ પરાયણો પણ મૃત્યું–અતિતરંતિ–ચ–એવ–નિશ્ચય મૃત્યુને તરીજ જાય છે.

શુ. અર્થ=વળી બીજાઓ એ પ્રમાણે નહિં જાણનારા, બીજાઓથી સાભળીને ઉપાસે છે. તેઓ-શ્રુતિ પરાયણો પણ નિશ્ચય મૃત્યુને તરીજ જાય છે.

યાવત્સંજાયતે કિંચિત્, સત્ત્વં સ્થાવરજંગમમ્ ।
ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્, તદ્વિદ્ધિ ભરતર્ષભ ॥ ૨૬ ॥

પદ=યાવત્–સંજાયતે–કિંચિત્–સત્ત્વં–સ્થાવરજંગમમ્ ।
ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્–તત્–વિદ્ધિ–ભરતર્ષભ ॥

અ. અર્થ=યાવત્-કિંચિત્-સ્થાવરજંગમં–સત્ત્વં–સંજાયતે–જે કંઇ સ્થાવર જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે. તત્–ભરતર્ષભ–તે હે ભરત શ્રેષ્ઠ ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્–વિદ્ધિ–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી (ઉપજે છે એમ) જાણ.

શુ. અર્થ=જે કાંઇ સ્થાવર જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે હે ભરત શ્રેષ્ઠ ! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉપજે છે. એમ જાણ.

સમં સર્વેષુ ભૂતેષુ, તિષ્ઠંતં પરમેશ્વરમ્ ।
વિનશ્યત્સ્વવિનશ્યંતં, યઃ પશ્યતિ સ પશ્યતિ ।૨૭।

પદ=સમં–સર્વેષુ–ભૂતેષુ–તિષ્ઠંતં–પરમેશ્વરમ્।
વિનશ્યત્સુ–અવિનશ્યંતં–યઃ–પશ્યતિ–સઃ–પશ્યતિ ॥

અ. અર્થ=વિનશ્યત્સુ–સર્વેષુ–ભૂતેષુ–વિનાશી સર્વ ભૂતોમાં સમં–તિષ્ઠંતં–અવિનશ્યતં–પરમેશ્વરં–સમાન (પણે) રહેલા અવિનાશી પરમેશ્વરને યઃ–પશ્યતિ–જે જુએ છે. સઃ–પશ્યતિ–તે જુએ છે.

શુ. અર્થ=વિનાશી અને સર્વ ભૂતોમાં સમાનપણે રહેલા અવિનાશી પરમેશ્વરને જે જુએ છે તેજ જુએ છે.

**સમં પશ્યન્હિ સર્વત્ર, સમવસ્થિતમીશ્વરમ્ ।**
**ન હિનસ્ત્યાત્મનાત્માનં, તતો યાતિ પરાં ગતિમ્ ॥૨૮॥**

પદ=સમં–પશ્યન્–હિ–સર્વત્ર–સમવસ્થિત–ઇશ્વરમ્।
ન–હિનસ્તિ–આત્મના–આત્માનં–તતઃ–યાતિ–પરાં–ગતિમ॥

અ. અર્થ=હિ–સર્વત્ર–સમવસ્થિતં–ઈશ્વરં–કેમકે સર્વત્ર સમપણે રહેલા ઇશ્વરને સમં–પશ્યન્–સમપણે જોતો (પુરૂષ) આત્મના–આત્માનં–ન–હિનસ્તિ–આત્માવડે આત્માને હણતો નથી. તતઃ–પરાં–ગતિં–યાતિ–તેથી (તે) ઉત્તમગતિને પામે છે.

શુ. અર્થ=કેમકે સર્વત્ર સમપણે રહેલા ઇશ્વરને સમપણે જોતો–પુરૂષ આત્માવડે આત્માને હણતો નથી. તેથી તે ઉત્તમ ગતિને પામેછે.

**પ્રકૃત્યૈવ ચ કર્માણિ, ક્રિયમાણાનિ સર્વશઃ ।**
**યઃ પશ્યતિ તથાત્માન, મકર્તારં સ પશ્યતિ ॥ ૨૯ ॥**

પદ=પ્રકૃત્યા—એવ—ચ—કર્માણિ—ક્રિયમાણાનિ—સર્વશઃ ।
ય:—પશ્યતિ—તથા—આત્માનં—અકર્તારં—સઃ—પશ્યતિ ॥

અ. અર્થ=ચ—પ્રકૃત્યા—એવ—સર્વશઃ—કર્માણિ—ક્રિયમાણાનિ—અને પ્રકૃતિ વડેજ સર્વ પ્રકારે કર્મો કરાતાં (છે એમ) યઃ—પશ્યતિ—જે જુએ છે. તથા—આત્માનં—અકર્તારં—તથા આત્માને અકર્તા ( જુએ છે ) સઃ—પશ્યતિ—તે (જ) જુએ છે.

શુ. અર્થ=અને પ્રકૃતિ વડેજ સર્વ પ્રકારે કર્મો કરાય છે એમ જે જુએ છે. તથા આત્માને અકર્તા જુએ છે. તેજ જુએ છે.

**યદા ભૂતપૃથગ્ભાવ, મેકસ્થ મનુપશ્યતિ ।**
**તત એવ ચ વિસ્તારં, બ્રહ્મ સંપદ્યતે તદા ॥૩૦॥**

પદ=યદા—ભૂતપૃથગ્ભાવં—એકસ્થં—અનુપશ્યતિ ।
તતઃ—એવ—ચ—વિસ્તારં—બ્રહ્મ—સંપદ્યતે—તદા ॥

અ. અર્થ=યદા—ભૂતપૃથગ્ભાવં—જ્યારે ( પુરૂષ ) પ્રાણીનાં ભિન્ન ભિન્ન અસ્તિત્વને એકસ્થં—ચ—તતઃ—એવ—વિસ્તારં—એકમાં રહેલાં અને તેથીજ વિસ્તારને અનુપશ્યતિ—જુએ છે. તદા—બ્રહ્મ—સંપદ્યતે—ત્યારે (તે) બ્રહ્મ થાય છે.

શુ. અર્થ=જ્યારે પુરૂષ પ્રાણીનાં ભિન્ન ભિન્ન અસ્તિત્વને એકમા રહેલા અને તેથીજ વિસ્તારને જુએ છે. ત્યારે તે બ્રહ્મ થાય છે.

**અનાદિત્વાન્નિર્ગુણત્વાત્, પરમાત્માયમવ્યયઃ ।**
**શરીરસ્થોપિ કૌંતેય, ન કરોતિ ન લિપ્યતે ॥૩૧॥**

પદ=અનાદિત્વાત્-નિર્ગુણત્વાત્-પરમાત્મા-અયં-અવ્યયઃ ।
શરીરસ્થઃ-અપિ-કૌંતેય-ન-કરોતિ-ન-લિપ્યતે ॥

અ. અર્થ=**અનાદિત્વાત્-નિર્ગુણત્વાત્**-અનાદિપણાથી અને નિર્ગુણપણાથી **અયં-પરમાત્મા-અવ્યય**-આ પરમાત્મા અવ્યય (છે) **શરીરસ્થઃ-અપિ**-(તે) શરીરમા રહ્યો છતા પણ **કૌન્તેય-ન-કરોતિ-ન-લિપ્યતે**-હે કૌન્તેય ! નથી કરતો (અને) નથી લેપાતો.

ગુ. અર્થ=અનાદિપણાથી અને નિર્ગુણપણાથી આ પરમાત્મા અવ્યય છે. તે શરીરમા રહ્યો છતા પણ હે કૌન્તેય ! નથી કરતો અને નથી લેપાતો

**યથા સર્વગતં સૌક્ષ્મ્યા, દાકાશં નોપલિપ્યતે ।**
**સર્વત્રાવસ્થિતો દેહે, તથાત્મા નોપલિપ્યતે ॥ ૩૨ ॥**

પદ=યથા-સર્વગતં-સૌક્ષ્મ્યાત્-આકાશં-ન-ઉપલિપ્યતે ।
સર્વત્ર-અવસ્થિતઃ-દેહે-તથા-આત્મા-ન-ઉપલિપ્યતે ॥

અ. અર્થ=**યથા-સર્વગતં-આકાશં**-જેમ સર્વવ્યાપક આકાશ **સૌક્ષ્મ્યાત્-ન-ઉપલિપ્યતે**-સૂક્ષ્મપણાથી લેપાતું નથી. **તથા-દેહે-સર્વત્ર**-તેમ દેહમા સર્વત્ર **અવસ્થિતઃ-આત્મા**-રહેલો આત્મા **ન-ઉપલિપ્યતે**-લેપાતો નથી.

ગુ. અર્થ=જેમ સર્વ વ્યાપક આકાશ સૂક્ષ્મપણાથી લેપાતુ નથી. તેમ દેહમા સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથ

**યથા પ્રકાશયત્યેકઃ, કૃત્સ્નં લોક મિમં રવિઃ ।**
**ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં, પ્રકાશયતિ ભારત ॥૩૩॥**

પદ=યથા–પ્રકાશયતિ–એકઃ–કૃત્સ્નં–લોકં–ઇમં–રવિ. ।
ક્ષેત્ર–ક્ષેત્રી–તથા–કૃત્સ્નં–પ્રકાશયતિ–ભારત ॥

અ. અર્થ=યથા–એકઃ–રવિઃ–જેમ એકજ સૂર્ય ઈમં–કૃત્સ્નં–લોકં–પ્રકાશયતિ–આ સર્વ લોકને પ્રકાશ કરે છે. તથા–ભારત–તેમ હે ભારત ! કૃત્સ્નં–ક્ષેત્રં–સમગ્ર શરીરોને ક્ષેત્રી–પ્રકાશયતિ–ક્ષેત્રજ્ઞ–આત્મા પ્રકાશે છે.

શુ. અર્થ=જેમ એકજ સૂર્ય આ સર્વ લોકને પ્રકાશ કરે છે. તેમ હે ભારત ! સમગ્ર શરીરને ક્ષેત્રજ્ઞ–આત્મા પ્રકાશે છે.

**ક્ષેત્ર ક્ષેત્રજ્ઞયોરેવ, મંતરં જ્ઞાન ચક્ષુષા ।**
**ભૂતપ્રકૃતિમોક્ષં ચ, યે વિદુર્યાતિ તે પરમ્ ॥૩૪॥**

પદ=ક્ષેત્રક્ષેત્રજ્ઞયો–એવં–અંતરં–જ્ઞાનચક્ષુષા।
ભૂતપ્રકૃતિમોક્ષં–ચ–યે–વિદુઃ–યાંતિ–તે–પરમ્ ॥

અ. અર્થ=યે–એવં–જેઓ એ પ્રમાણે ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ––અંતરં–ચ–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અંતરને તથા ભૂતપ્રકૃતિમોક્ષં–ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને જ્ઞાનચક્ષુષા–વિદુઃ–જ્ઞાન દ્રષ્ટિવડે જાણે છે. તે–પરં–યાંતિ–તેઓ કૈવલ્યને પામે છે.

શુ. અર્થ=જેઓ એ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અંતરને તથા ભૂતોના કારણ રૂપ પ્રકૃતિના અત્યંતા ભાવને જ્ઞાનનેત્ર વડે જાણે છે તેઓ કૈવલ્યને પામે છે.

ઇ. શ્રી. ભ. ગીતાનો ક્ષેત્રક્ષેત્રજ્ઞ યોગનામનો અ. ૧૩ મો. સમાપ્ત.

# ગુણત્રય વિભાગયોગ-અ-૧૪-મો.

શ્રી ભગવાનુવાચ—શ્રી ભગવાન્ બોલ્યા.

પરં ભૂયઃ પ્રવક્ષ્યામિ, જ્ઞાનાનાં જ્ઞાનમુત્તમમ્ ।
યજ્જ્ઞાત્વા મુનયઃ સર્વે, પરાંસિદ્ધિમિતો ગતાઃ ॥૧॥

પદ=પર -ભૂય -પ્રવક્ષ્યામિ-જ્ઞાનાના-જ્ઞાન -ઉત્તમમ્ ।
યત્-જ્ઞાત્વા-મુનય -સર્વે-પરા-સિદ્ધિં-ઇત -ગતા ॥

અ અર્થ=જ્ઞાનાનાં-ઉત્તમં-પરં-જ્ઞાન -જ્ઞાનોમા ઉત્તમ અને શ્રેષ્ઠ એવુ જ્ઞાન (હુ તને) ભૂયઃ-પ્રવક્ષ્યામિ-ફરીને કહીશ યત્-જ્ઞાત્વા—સર્વે-મુનયઃ- જેને જાણીને સર્વે મુનિયો ઇતઃ-પરાં-સિદ્ધિં-ગતાઃ-આ શરીરથી (છૂટીને) પરમ કૈવલ્યને પામ્યા છે

શુ અર્થ=જ્ઞાનોમા ઉત્તમ અને શ્રેષ્ઠ એવુ જ્ઞાન હું તને ફરીને કહીશ જેને જાણીને સર્વે મુનિયો આ શરીરથી છૂટીને પ ન કૈવલ્યને પામ્યા છે

ઇદં જ્ઞાનમુપાશ્રિત્ય, મમ સાધર્મ્યમાગતાઃ ।
સર્ગેપિ નોપજાયંતે, પ્રલયે ન વ્યથંતિ ચ ॥ ૨ ॥

પદ=ઇદં-જ્ઞાન -ઉપાશ્રિત્ય-મમ-સાધર્મ્યં-આગતા ।
સર્ગે-અપિ-ન-ઉપજાયતે-પ્રલયે-ન-વ્યથતિ-ચ ।

અ અર્થ=ઇદં-જ્ઞાન -ઉપાશ્રિત્ય-આ જ્ઞાનસાધનનું અનુષ્ઠાન કરીને મમ-સાધર્મ્ય-આગતા -મારા

સ્વરૂપને પામેલા (પુરૂષો) સર્ગે-અપિ-ન-ઉપજાયંતે-સૃષ્ટિસમયમા પણ ઊપજતા નથી. ચ-અને પ્રલયે-ન-વ્યથંતિ-પ્રલયકાળમા લય પામતા નથી.

શુ અર્થ=આ જ્ઞાન સાધનનુ અનુષ્ઠાન કરીને મારા સ્વરૂપને પામેલા પુરૂષો સૃષ્ટિ સમયમા પણ ઉપજતા નથી. અને પ્રલયકાળમાં લય પામતા નથી.

**મમ યોનિર્મહદ્ બ્રહ્મ, તસ્મિન્ ગર્ભં દધામ્યહમ્ ।**
**સંભવઃ સર્વભૂતાનાં, તતો ભવતિ ભારત ॥ ૩ ॥**

પદ=મમ-યોનિ-મહત્-બ્રહ્મ-તસ્મિન્-ગર્ભ-દધામિ-અહમ્। સંભવ-સર્વભૂતાનાં-તતઃ-ભવતિ-ભારત ॥

અ. અર્થ=મમ-યોનિઃ-મહદ્બ્રહ્મ-મારી યોનિ મહદ્બ્રહ્મ (છે) તસ્મિન્-અહં-ગર્ભં-દધામિ-તેમાં હું ગર્ભ મૂકું છું. ભારત-હે ભારત! તતઃ-સર્વભૂતાનાં-સંભવઃ-ભવતિ-તેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.

શુ. અર્થ=મારી યોનિ મહદ્બ્રહ્મ છે, તેમા હું ગર્ભ મૂકું છુ. હે ભારત! તેમાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.

**સર્વયોનિષુ કૌંતેય, મૂર્ત્તયઃ સંભવંતિયાઃ ।**
**તાસાં બ્રહ્મ મહદ્યોનિ, રહં બીજપ્રદઃ પિતા ॥ ૪ ॥**

પદ=સર્વયોનિષુ-કૌંતેય-મૂર્તયઃ-સંભવંતિ-યા । તાસાં-બ્રહ્મ-મહત્-યોનિ-અહં-બીજપ્રદ-પિતા ॥

અ. અર્થ=કૌન્તેય-હે કૌન્તેય! સર્વયોનિષુ-યઃ-

**મૂર્તયઃ-સંભવંતિ-**સર્વ યોનિઓમા જે શરીરો ઉત્પન્ન થાય છે. **તાસાં-યોનિ-મહદ્બ્રહ્મ-**તેઓનું જન્મસ્થાન મહદ્બ્રહ્મ (છે) **અહં-**(અને) હું **બીજપ્રદ-પિતા-**બીજ નાંખનાર પિતા છું.

ગુ. અર્થ=હે કૌન્તેય! સર્વ યોનિઓમા જે શરીરો ઉત્પન્ન થાય છે. તેઓનુ જન્મસ્થાન મહદ્બ્રહ્મ છે, અને હું બીજ નાખનાર પિતા છુ.

**સત્વં રજસ્તમ ઇતિ, ગુણાઃ પ્રકૃતિસંભવાઃ ।**
**નિબધ્નંતિ મહાબાહો, દેહે દેહિનમવ્યયમ્ ॥ ૫ ॥**

પદ=સત્વ-રજ-તમઃ-ઇતિ-ગુણાઃ-પ્રકૃતિસંભવા ।
નિબધ્નંતિ-મહાબાહો-દેહે-દેહિનં-અવ્યયમ્ ॥

અ. અર્થ=**પ્રકૃતિસંભવા.-**પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા **સત્વં-રજઃ-તમ-ઇતિ-ગુણાઃ-**સત્વ, રજ, (અને) તમ એ પ્રકારના ગુણો **મહાબાહો-**હે મહાબાહો! **અવ્યયં-દેહિનં-દેહે-નિબધ્નંતિ-**અવ્યયં દેહીને દેહમા બાંધે છે.

ગુ અર્થ=પ્રકૃતિથી ઉત્પન્ન થએલા સત્વ, રજ, અને તમ એ પ્રકારના ગુણો, હે મહાબાહો! અ વ્યય દેહને દેહમા બાંધે છે.

**તત્ર સત્વં નિર્મલત્વાત્, પ્રકાશકમનામયમ્ ।**
**સુખસંગેન બધ્નાતિ, જ્ઞાનસંગેન ચાનઘ ॥ ૬ ॥**

પદ=તત્ર-સત્વં-નિર્મલત્વાત્-પ્રકાશક-અનામયમ્ ।
સુખસંગેન-બધ્નાતિ-જ્ઞાનસંગેન-ચ-અનઘ ॥

અ. અર્થ=અનઘ-તત્ર-નિર્મલત્વાત્-હે નિષ્પાપ ! તેમાં નિર્મલપણાથી પ્રકાશકં-અનામયં-સત્ત્વં-પ્રકાશક (અને) દુઃખથી રહિત સત્ત્વગુણ સુખસંગેન-ચ-જ્ઞાનસંગેન--બધ્નાતિ--સુખસંગવડે અને જ્ઞાનસંગવડે (જીવને) બાંધે છે.

શુ. અર્થ=હે નિષ્પાપ ! તેમા નિર્મલપણાથી, પ્રકાશક અને દુઃખથી રહિત સત્વગુણ સુખસંગ વડે, અને જ્ઞાનસંગ વડે જીવને બાંધે છે.

**રજો રાગાત્મકં વિદ્ધિ, તૃષ્ણાસંગસમુદ્ભવમ્ ।**
**તન્નિબધ્નાતિ કૌંતેય, કર્મસંગેન દેહિનમ્ ॥ ૭ ॥**

પદ=રજઃ-રાગાત્મકં વિદ્ધિ-તૃષ્ણાસંગસમુદ્ભવમ્ ।
તત્-નિબધ્નાતિ-કૌન્તેય-કર્મસંગેન-દેહિનમ્ ॥

અ. અર્થ=રજઃ-રાગાત્મકં-તૃષ્ણાસંગસમુદ્ભવં-રજોગુણને રાગાત્મક (તથા) તૃષ્ણા અને આસંગને ઉત્પન્ન કરનાર વિદ્ધિ-જાણ. કૌન્તેય-તત્-દેહિનં-કર્મસંગેન-નિબધ્નાતિ-હે કૌંતેય ! તે-રજોગુણ જીવાત્માને કર્મના સંગવડે બાંધે છે.

શુ. અર્થ=રજોગુણને રાગાત્મક તથા તૃષ્ણા અને આ સંગને ઉત્પન્ન કરનાર, જાણ, હે કૌંતેય ! તે રજોગુણ જીવાત્માને કર્મના સગ વડે બાંધે છે.

**તમસ્ત્વજ્ઞાનજં વિદ્ધિ, મોહનં સર્વદેહિનામ્ ।**
**પ્રમાદાલસ્ય નિદ્રાભિ, સ્તન્નિબધ્નાતિ ભારત ॥૮॥**

પદ=તમ -તુ-અજ્ઞાનજ -વિદ્ધિ-મોહનં-સર્વદેહિનામ્ ।
પ્રમાદાલસ્યનિદ્રાભિ -તત્-નિબધ્નાતિ-ભારત ॥

અ. અર્થ=તુ-તમ -સર્વદેહિનાં-મોહન -અજ્ઞાન-જં-વિદ્ધિ-વળી તમોગુણને સર્વ જીવોને મોહ કરનાર (તથા) અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જાણ તત્-ભારત-તે તમોગુણ હે ભારત ! પ્રમાદાલસ્યનિદ્રાભિઃ-નિબધ્નાતિ-પ્રમાદ, આળસ, અને નિદ્રાવડે જીવાત્માને બાધે છે.

શુ અર્થ=વળી તમોગુણને સર્વ જીવોને મોહ કરનાર તથા અજ્ઞાનથી ઉત્પન્ન થએલો જાણ તે તમોગુણ હે ભારત ! પ્રમાદ, આળસ અને નિદ્રા વડે જીવાત્માને બાધે છે

**સત્ત્વં સુખે સંજયતિ, રજઃ કર્મણિ ભારત ।**
**જ્ઞાનમાવૃત્ય તુ તમઃ, પ્રમાદે સંજયત્યુત ॥ ૯ ॥**

પદ=સત્ત્વ -સુખે-સંજયતિ-રજઃ-કર્મણિ-ભારત ।
જ્ઞાન -આવૃત્ય-તુ-તમઃ-પ્રમાદે-સંજયતિ-ઉત ॥

અ અર્થ=ભારત-સત્ત્વં-સુખે-સંજયતિ-હે ભારત ! સત્વગુણ સુખમા જોડે છે. રજ -કર્મણિ-રજોગુણ કર્મમા (જોડે છે) તુ-તમઃ-જ્ઞાનં-આવૃત્ય-અને તમોગુણ જ્ઞાનને ઢાકીદઇને પ્રમાદે-ઉત-સંજયતિ-પ્રમાદમા જ જોડે છે.

શુ અર્થ=હે ભારત ! સત્વગુણ સુખમાં જોડે છે. રજોગુણ કર્મમાં જોડે છે અને તમોગુણ જ્ઞાનને ઢાકી દઇને પ્રમાદમાજ જોડે છે

**રજસ્તમશ્ચાભિભૂય, સત્ત્વં ભવતિ ભારત ।**
**રજઃ સત્ત્વં તમશ્ચૈવ, તમઃ સત્ત્વં રજસ્તથા ॥૧૦॥**

પદ=રજ-તમઃ-ચ-અભિભૂય-સત્વં-ભવતિ-ભારત ।

રજ=સત્વ-તમ-ચ-એવ-તમ-સત્વ-રજ-તથા ।

અ અર્થ=ભારત-રજ-ચ-તમઃ-અભિભૂય-હે ભારત ! રજોગુણને અને તમોગુણને પરાભવ પમાડીને **સત્ત્વં-ભવતિ**-સત્વગુણ થાય છે. **ચ-એવ-સત્ત્વં**-તેમજ સત્વને (અને) **તમઃ**-તમોગુણને (પરાભવ કરીને) **રજઃ**-રજોગુણ (થાય છે) **તથા-સત્ત્વં-રજઃ-તમઃ**-તથા સત્વને અને રજોગુણને (પરાભવ કરીને તમોગુણ (થાય છે)

ગુ અર્થ=હે ભારત! રજોગુણને અને તમોગુણને પરાભવ પમાડીને સત્વગુણ થાય છે, તેમજ સત્વને અને તમોગુણને પરાભવ કરીને રજોગુણ તથા સત્વને અને રજોગુણને પરાભવ કરીને તમોગુણ થાય છે.

**સર્વદ્વારેષુ દેહેસ્મિન્, પ્રકાશ ઉપજાયતે ।**
**જ્ઞાનં યદા તદા વિદ્યા, દ્વિવૃદ્ધં સત્ત્વમિત્યુત ॥૧૧॥**

પદ=સર્વદ્વારેષુ-દેહે-અસ્મિન્-પ્રકાશઃ-ઉપજાયતે ।

જ્ઞાન-યદા-તદા-વિદ્યાત્ વિવૃદ્ધં-સત્વ-ઇતિ-ઉત ॥

અ અર્થ=**અસ્મિન્-દેહે-સર્વદ્વારેષુ**-આ શરીરમાં સર્વ દ્વારોમા **યદા-જ્ઞાનં-પ્રકાશ-ઉપજાયતે** જ્યારે જ્ઞા-

નરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે, તદા-સત્ત્વં-ઉત-વિવૃદ્ધં-ત્યારે સત્વગુણજ વૃદ્ધિ પામ્યો (છે) ઇતિ-વિદ્યાત્-એમ જાણવું.

ગુ. અર્થ=આ શરીરમા સર્વ દ્વારોમા જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે, ત્યારે સત્વગુણજ વૃદ્ધિ પામ્યો છે. એમ જાણવું.

લોભઃ પ્રવૃત્તિરારંભઃ, કર્મણામશમસ્સ્પૃહા ।
રજસ્યેતાનિ જાયંતે, વિવૃદ્ધે ભરતર્ષભ ॥૧૨॥

પદ=લોભ -પ્રવૃત્તિઃ-આરંભઃ-કર્મણાં-અશમ-સ્પૃહા ।
રજસિ-એતાનિ-જાયંતે-વિવૃદ્ધે-ભરતર્ષભ ॥

અ. અર્થ=ભરતર્ષભઃ-લોભઃ-પ્રવૃત્તિઃ-હે ભરત શ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્માણાં-આરંભઃ-અશમઃ-સ્પૃહા-કર્મનો આરંભ, અશાંતિ (ને) ઇચ્છા એતાનિ-રજસિ-વિવૃદ્ધે-જાયંતે-એ રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે થાય છે.

ગુ. અર્થ=હે ભરત શ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશાંતિ અને ઇચ્છા એ રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે થાય છે.

અપ્રકાશોઽપ્રવૃતિશ્ચ, પ્રમાદો મોહ એવ ચ ।
તમસ્યેતાનિ જાયંતે, વિવૃદ્ધે કુરૂનંદન ॥ ૧૩ ॥

પદ=અપ્રકાશઃ-અપ્રવૃતિઃ-ચ-પ્રમાદ-મોહ-એવ-ચ ।
તમસિ-એતાનિ-જાયંતે-વિવૃદ્ધે-કુરૂનંદન ॥

અ. અર્થ=કુરૂનંદન-હે કુરૂનંદન! અપ્રકાશઃ-

**રજસ્તમશ્ચાભિભૂય, સત્ત્વં ભવતિ ભારત ।**
**રજઃ સત્ત્વં તમશ્ચૈવ, તમઃ સત્ત્વં રજસ્તથા ॥૧૦॥**

પદ=રજ -તમઃ-ચ-અભિભૂય-સત્વં-ભવતિ-ભારત ।
રજ =સત્વં-તમ-ચ-એવ-તમ-સત્વં-રજઃ-તથા ।

અ. અર્થ=ભારત-રજઃ-ચ-તમઃ-અભિભૂય-હે ભારત ! રજોગુણને અને તમોગુણને પરાભવ પમાડીને સત્ત્વં- ભવતિ-સત્વગુણ થાય છે. ચ-એવ-સત્ત્વં- તેમજ સત્વને (અને) તમઃ-તમોગુણને (પરાભવ કરીને) રજઃ-રજોગુણ (થાય છે) તથા-સત્ત્વં-રજઃ-તમઃ- તથા સત્વને અને રજોગુણને (પરાભવ કરીને તમોગુણ (થાય છે)

શુ. અર્થ=હે ભારત ! રજોગુણને અને તમોગુણને પરાભવ પ- માડીને સત્વગુણ થાય છે, તેમજ સત્વને અને તમોગુણને પરાભવ કરીને રજોગુણ તથા સત્વને અને રજોગુણને પરાભવ કરીને તમોગુણ થાય છે.

**સર્વદ્વારેષુ દેહેસ્મિન્, પ્રકાશ ઉપજાયતે ।**
**જ્ઞાનં યદા તદા વિદ્યા, દ્વિવૃદ્ધં સત્ત્વમિત્યુત ॥૧૧॥**

પદ=સર્વદ્વારેષુ-દેહે-અસ્મિન્-પ્રકાશઃ-ઉપજાયતે ।
જ્ઞાનં-યદા-તદા-વિદ્યાત્ વિવૃદ્ધં-સત્વં-ઇતિ-ઉત ॥

અ. અર્થ=અસ્મિન્-દેહે-સર્વદ્વારેષુ-આ શરીરમાં સર્વ દ્વારોમાં યદા-જ્ઞાનં-પ્રકાશ.-ઉપજાયતે જ્યારે જ્ઞા-

નરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે, તદા-સત્ત્વં-ઉત-વિવૃદ્ધં-ત્યારે સત્વગુણજ વૃદ્ધિ પામ્યો (છે) ઇતિ-વિદ્યાત્-એમ જાણવું.

ગુ. અર્થ=આ શરીરમાં સર્વ દ્વારોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે, ત્યારે સત્વગુણજ વૃદ્ધિ પામ્યો છે. એમ જાણવું.

લોભઃ પ્રવૃત્તિરારંભઃ, કર્મણામશમસ્સ્પૃહા ।
રજસ્યેતાનિ જાયંતે, વિવૃદ્ધે ભરતર્ષભ ॥૧૨॥

પદ=લોભઃ-પ્રવૃત્તિઃ-આરંભઃ-કર્મણાં-અશમઃ-સ્પૃહા ।
રજસિ-એતાનિ-જાયંતે-વિવૃદ્ધે-ભરતર્ષભ ॥

અ. અર્થ=ભરતર્ષભઃ-લોભઃ-પ્રવૃત્તિઃ-હે ભરત શ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્માણાં-આરંભઃ-અશમઃ-સ્પૃહા-કર્મનો આરંભ, અશાંતિ (ને) ઇચ્છા એતાનિ-રજસિ-વિવૃદ્ધે-જાયંતે-એ રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે થાય છે.

ગુ. અર્થ=હે ભરત શ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશાંતિ અને ઇચ્છા એ રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે થાય છે.

અપ્રકાશોઽપ્રવૃત્તિશ્ચ, પ્રમાદો મોહ એવ ચ ।
તમસ્યેતાનિ જાયંતે, વિવૃદ્ધે કુરૂનંદન ॥ ૧૩ ॥

પદ=અપ્રકાશઃ-અપ્રવૃત્તિઃ-ચ-પ્રમાદઃ-મોહ-એવ-ચ ।
તમસિ-એતાનિ-જાયંતે-વિવૃદ્ધે-કુરૂનંદન ॥

અ. અર્થ=કુરૂનંદન-હે કુરૂનંદન! અપ્રકાશઃ-

અપ્રવૃત્તિઃ-ચ-પ્રમાદઃ-ચ-એવ- મોહ -અવિવેક, અ પ્રવૃત્તિ અને પ્રમાદ તેમજ મોહ એતાનિ-તમસિ-વિવૃદ્ધે-જાયંતે-એ (લક્ષણો) તમોગુણની વૃદ્ધિમાં ઉત્પન્ન થાય છે

શુ અર્થ=હે કુરુનંદન! અવિવેક, અપ્રવૃત્તિ, અને પ્રમાદ તેમજ મોહ એ લક્ષણો તમોગુણની વૃદ્ધિમાં ઉત્પન્ન થાય છે.

યદા સત્વે પ્રવૃદ્ધે તુ, પ્રલયં યાતિ દેહભૃત્ ।
તદોત્તમવિદાં લોકા, નમલાન્પ્રતિ પદ્યતે ॥ ૧૪ ॥

પદ=યદા-સત્વે-પ્રવૃદ્ધે-તુ-પ્રલયં-યાતિ-દેહભૃત ।
તદા-ઉત્તમવિદાં-લોકાન્-અમલાત્-પ્રતિપદ્યતે ॥

અ. અર્થ=તુ-યદા-સત્વે-પ્રવૃદ્ધે-વળી જ્યારે સત્વગુણની વૃદ્ધિમા દેહભૃત્-પ્રલયં-યાતિ-જીવ મૃત્યુ પામે છે, તદા-ઉત્તમવિદાં-ત્યારે ઉત્તમ ઉપાસકના અમલાન્-લોકાન્-પ્રતિપદ્યતે-મલરહિત લોકને પામે છે.

શુ અર્થ=વળી જ્યારે સત્વગુણની વૃદ્ધિમા જીવ મૃત્યુ પામે છે, ત્યારે ઉત્તમ ઉપાસકના મલરહિત લોકોને પામે છે

રજસિ પ્રલયં ગત્વા, કર્મસંગિષુ જાયતે ।
તથા પ્રલીન સ્તમસિ, મૂઢયોનિષુ જાયતે ॥૧૫॥

પદ=રજસિ-પ્રલયં-ગત્વા-કર્મસંગિષુ-જાયતે ।
તથા-પ્રલીનઃ-તમસિ-મૂઢયોનિષુ-જાયતે ॥

અ અર્થ=રજસિ-પ્રલયં-ગત્વા-રજોગુણ (નીવૃદ્ધિ)

માં મરણ પામીને (જીવાત્મા) કર્મસંગિષુ-જાયતે-કર્મસંગીઓમાં ઉત્પન્ન થાય છે, તથા-તમસિ-પ્રલીનઃ-તથા તમોગુણમાં મરણ પામેલો મુઢયોનિષુ-જાયતે-મૂઢયોનિઓમાં જન્મે છે.

ગુ. અર્થ=રજોગુણમા મરણ પામીને જીવાત્મા કર્મસંગીઓમાં ઉત્પન્ન થાય છે. તથા તમોગુણમાં મરણ પામેલો મૂઢ યોનિઓમા જન્મે છે.

કર્મણઃ સુકૃતસ્યાહુઃ, સાત્વિકં નિર્મલં ફલમ્ ।
રજસસ્તુ ફલં દુઃખ, મજ્ઞાનં તમસઃ ફલમ્ ॥૧૬॥

પદ=કર્મણઃ-સુકૃતસ્ય-આહુઃ-સાત્વિકં-નિર્મલં-ફલમ ।
રજસઃ-તુ-ફલં-દુઃખં-અજ્ઞાનં-તમસઃ-ફલમ્

અ. અર્થ=સુકૃતસ્ય-કર્મણઃ-ફલં-પુણ્યકર્મનું ફલ સાત્વિકં-નિર્મલં-આહુઃ-સાત્વિક (અને) નિર્મલ-પાપ રહિત (છે એમ) કહે છે. તુ-રજસઃ-ફલં-દુઃખં-પણ રજોગુણનું ફલ દુઃખ (અને) તમસઃ-ફલં-અજ્ઞાનં-તમોગુણનું ફલ અજ્ઞાન છે.

ગુ. અર્થ=પુણ્ય કર્મનું ફલ સાત્વિક અને નિર્મલ પાપરહિત છે, એમ કહે છે. પણ રજોગુણનું ફલ દુઃખ અને તમોગુણનું ફલ અજ્ઞાન છે.

સત્વાત્સંજાયતે જ્ઞાનં, રજસો લોભ એવ ચ ।
પ્રમાદમોહૌ તમસો, ભવતોઽજ્ઞાનમેવ ચ ॥ ૧૭ ॥

પદ=સત્વાત્-સંજાયતે-જ્ઞાનં-રજસઃ-લોભઃ-એવ ।

પ્રમાદમોહૌ-તમસઃ-ભવતઃ-અજ્ઞાનં-એવ-ચ ॥

અ. અર્થ=સત્વાત્-જ્ઞાનં-સંજાયતે-સત્વગુણથી જ્ઞાન થાય છે. ચ-એવ-રજસઃ-લોભઃ-તેમજ રજોગુણથી લોભ ચ-તમસઃ-પ્રમાદમોહૌ-ભવતઃ-અને તમોગુણથી પ્રમાદ અને મોહ થાય છે. (તેમજ) એવ-અજ્ઞાનં-જ અજ્ઞાન (થાય છે)

ગુ. અર્થ=સત્વગુણથી જ્ઞાન થાય છે. તેમજ રજોગુણથી લોભ થાય છે. અને તમોગુણથી પ્રમાદ અને મોહ થાય છે. તેમજ અજ્ઞાન થાય છે.

ઊર્ધ્વં ગચ્છંતિ સત્ત્વસ્થા, મધ્યે તિષ્ઠંતિ રાજસાઃ ।
જઘન્યગુણવૃત્તસ્થા, અધો ગચ્છંતિ તામસાઃ॥૧૮॥

પદ=ઊર્ધ્વં-ગચ્છંતિ-સત્વસ્થાઃ-મધ્યે-તિષ્ઠંતિ-રાજસાઃ ।

જઘન્યગુણવૃત્તસ્થાઃ-અધઃ-ગચ્છંતિ-તામસાઃ ॥

અ. અર્થ=સત્વસ્થાઃ-ઊર્ધ્વં-ગચ્છંતિ-સત્વગુણમાં રહેલા ઉપરના લોકને પામે છે. રાજસાઃ-મધ્યે-તિષ્ઠંતિ-રજોગુણમાં રહેલા મનુષ્યોમાં રહે છે (અને) જઘન્યગુણવૃત્તસ્થાઃ-કનિષ્ટ તમોગુણમાં રહેલા તામસાઃ-અધઃ-ગચ્છંતિ-તામસો નીચે જાય છે.

ગુ. અર્થ=સત્વગુણમાં રહેલા ઉપરના લોકને પામે છે. રજોગુણમા રહેલા મધ્યમાં-મનુષ્યલોકમાં રહે છે. અને કનિષ્ઠ તમોગુણમાં રહેલા તામસો નીચે જાય છે.

**નાન્યં ગુણેભ્યઃ કર્ત્તારં, યદા દ્રષ્ટાનુપશ્યતિ ।**
**ગુણેભ્યશ્ચ પરં વેત્તિ, મદ્દભાવં સોઽધિગચ્છતિ ।૧૯।**

પદ=ન-અન્યં-ગુણેભ્યઃ-કર્ત્તારં-યદા-દ્રષ્ટા-અનુપશ્યતિ ।
ગુણેભ્યઃ-ચ-પરં-વેત્તિ-મદ્દભાવં-સઃ-અધિગચ્છતિ ॥

અ. અર્થ=**દ્રષ્ટા-યદા**-દ્રષ્ટા જ્યારે **ગુણેભ્યઃ-અન્યં-કર્ત્તારં-ન-અનુપશ્યતિ**-ગુણોથી અન્ય કર્ત્તાને જોતો નથી. **ચ**-અને **ગુણેભ્યઃ-પરં-વેત્તિ**-ગુણોથી ( આત્માને ) પર જાણે છે. ( ત્યારે ) **સઃ-મદ્દભાવં-અધિગચ્છતિ**-તે મારા ભાવને પામે છે.

ગુ. અર્થ=દ્રષ્ટા જ્યારે ગુણોથી અન્ય કર્ત્તાને જોતો નથી. અને ગુણોથી આત્માને પર જાણે છે. ત્યારે તે મારા ભાવને પામે છે.

**ગુણાનેતાનતીત્યત્રીન્, દેહી દેહસમુદ્દભવાન્ ।**
**જન્મમૃત્યુજરાદુઃખૈં, ર્વિમુક્તોઽમૃતમશ્નુતે ।૨૦।**

પદ=ગુણાન્-એતાન્તઅતીત્ય-ત્રીન્-દેહી-દેહસમુદ્દભવાન્।
જન્મમૃત્યુજરાદુઃખૈઃ-વિમુક્તઃ-અમૃતં-અશ્નુતે ॥

અ. અર્થ=**દેહસમુદ્દભવાન્-એતાન્-ત્રીન્-ગુણાન્-અતીત્ય**-દેહની ઉત્પત્તિના બીજ રૂપ એ ત્રણ ગુણોનો ત્યાગ કરીને. **જન્મમૃત્યુજરાદુઃખૈઃ-વિમુક્તઃ-દેહી**-જન્મ, મૃત્યુ, જરા અને દુઃખોથી વિમુક્ત પુરૂષ **અમૃતં-અશ્નુતે**-મોક્ષ પામે છે.

ગુ. અર્થ=દેહની ઉત્પત્તિના બીજરૂપ એ ત્રણ ગુણોનો ત્યાગ કરીને જન્મ, મૃત્યુ, જરા અને દુઃખોથી વિમુક્ત પુરૂષ મોક્ષ પામે છે.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો-

કૈર્લિંગૈસ્ત્રીન્ ગુણાનેતા, નતીતો ભવતિ પ્રભો ।
કિમાચારઃ કથંચૈતાં, સ્ત્રીન્ ગુણાનતિવર્ત્તતે ॥૨૧॥

પદ=કૈ લિંગૈ –ત્રીન્–ગુણાન્–એતાન્–અતીતઃ–ભવતિ–
પ્રભો–। કિમાચાર –કથં–ચ–એતાન્–ત્રીન્–ગુણાન્
અતિવર્તતે ॥

અ. અર્થ=પ્રભો–એતાન્–ત્રીન્–ગુણાન્–અતીતઃ–હે પ્રભો ! એ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો પુરૂષ કૈઃ–લિંગૈઃ–ભવતિ–કયા ચિન્હો વડે થાય છે ? કિં–આચારઃ–કયા આચાર વાળો હોય ? ચ કથં–અને કેવી રીતે એતાન્–ત્રીન્–ગુણાન્–અતિવર્ત્તતે–એ ત્રણ ગુણોને ઓળગી જાય છે ?

ગુ. અર્થ=હે પ્રભો ! ત્રણ ગુણોને ઓળગી ગયેલો પુરૂષ ક્યા ચિન્હો વડે થાય છે ? ક્યા આચારવાળો હોય ? અને કેવી રીતે એ ત્રણ ગુણોને ઓળગી જાય છે ?

શ્રી ભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

પ્રકાશં ચ પ્રવૃત્તિં ચ, મોહમેવ ચ પાંડવ.।
ન દ્વેષ્ટિ સંપ્રવૃત્તાનિ, નનિવૃત્તાનિ કાંક્ષતિ ॥૨૨॥

પદ=પ્રકાશ –ચ–પ્રવૃત્તિં–ચ–મોહ –એવ–ચ–પાંડવ ।
ન–દ્વેષ્ટિ–સ પ્રવૃત્તાનિ–ન–નિવૃત્તાનિ–કાંક્ષતિ ॥

અ. અર્થ=પાંડવ–પ્રકાશં–ચ–હે પાંડવ ! પ્રકાશને

અને પ્રવૃત્તિં-ચ-પ્રવૃત્તિને તથા મોહં-એવ-મોહને પણ (એઓ) સંપ્રવૃત્તાનિ-ન-દ્વેષ્ટિ-ચ-પોતપોતાની સામગ્રી સાથે પ્રવર્ત્યા (હોય તો તેમ) ને દ્વેષ કરતો નથી, અને નિવૃત્તાનિ-ન-કાંક્ષતિ-નિવૃત્ત થએલાને ઇચ્છતો નથી.

ગુ. અર્થ=હે પાડવ ! પ્રકાશને અને પ્રવૃત્તિને તથા મોહને પણ એઓ પોતપોતાની સામગ્રી સાથે પ્રવર્તેલા હોય તો તેમને દ્વેષ કરતો નથી, અને નિવૃત્ત થએલાને ઇચ્છતો નથી.

ઉદાસીનવદાસીનો, ગુણૈર્યો ન વિચાલ્યતે ।
ગુણા વર્તંત ઇત્યેવ, યોऽવતિષ્ઠતિ નેંગતે ॥૨૩॥

પદ=ઉદાસીનવત્-આસીન -ગુણૈઃ-ય -ન-વિચાલ્યતે ।
ગુણાઃ-વર્તંતે-ઇતિ-એવ-ય -અવતિષ્ઠતિ-ન-ઇંગતે ॥

અ. અર્થ=ઉદાસીનવત્-આસીનઃ-યઃ-ઉદાસીનની પેઠે રહેલો હોઇને જે ગુણૈઃ-ન-વિચાલ્યતે-ગુણોવડે ચલાયમાન થતો નથી. (અને) ગુણાઃ-એવ-વર્તન્તે-ઇતિ-ગુણોજ (પોતપોતાના કાર્યમા) વર્તે છે એમ (નિશ્ચયવડે) યઃ-અવતિષ્ઠતિ-જે સ્થિત થાય છે (તથા) ન-ઇંગતે-ચેષ્ટા કરતો નથી.

ગુ. અર્થ=ઉદાસીનની પેઠે રહેલો હોઇને, જે ગુણો વડે ચલાયમાન થતો નથી. અને ગુણોજ પોત પોતાના કાર્યમા વર્તે છે એમ નિશ્ચય વડે જે સ્થિત થાય છે, તથા ચેષ્ટા કરતો નથી તે ગુણાતીત કહેવાય છે.

**સમદુઃખસુખઃ સ્વસ્થઃ, સમલોષ્ટાશ્મકાંચનઃ ।**
**તુલ્યપ્રિયાપ્રિયો ધીર, સ્તુલ્ય નિંદાત્મસંસ્તુતિઃ ॥૨૪॥**

પદ=સમદુ ખસુખ –સ્વસ્થ –સમલોષ્ટાશ્મકાંચનં ।
તુલ્યપ્રિયાપ્રિયઃ–ધીર –તુલ્યનિ દાત્મસ સ્તુતિ ॥

અ અર્થ=**સમદુઃખસુખઃ–સ્વસ્થઃ–સમલોષ્ટાશ્મકાંચનઃ**–જેને સુખદુઃખ સમાન છે. સ્વસ્થછે. ઢેકું પથ્થર અને સોનું જેને સમાન છે. **તુલ્યપ્રિયાપ્રિયઃ–ધીરઃ–તુલ્યનિંદાત્મસંસ્તુતિ**–પ્રિય અને અપ્રિય જેને તુલ્ય છે, જે ધીર છે. અને પોતાથી નિંદા તથા સ્તુતિ જેને સમાન છે. ત ગુણાતીત કહેવાય છે.

**માનાપમાનયોસ્તુલ્ય, સ્તુલ્યો મિત્રારિ પક્ષયોઃ ।**
**સર્વારંભપરિત્યાગી, ગુણાતીતઃ સ ઉચ્યતે ॥ ૨૫ ॥**

પદ=માનાપમાનયો –તુલ્ય –તુલ્યઃ–મિત્રારિપક્ષયો ।
સર્વારંભપરિત્યાગી,–ગુણાતીત –સ –ઉચ્યતે ॥

અ. અર્થ=**માનપમાનયો**–તુલ્યઃ–માન અને અપમાનમા સમાન **મિત્રારિપક્ષયોઃ**–તુલ્યઃ–મિત્ર અને શત્રુ પક્ષમાં સમાન ( તથા ) **સર્વારંભપરિત્યાગી**–જેને સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે, **સઃ–ગુણાતીતઃ–ઉચ્યતે**–તે ગુણાતીત કહેવાય છે.

ગુ અર્થ=માન અને અપમાનમા સમાન, મિત્ર અને શત્રુ પક્ષમાં સમાન તથા જેણે સર્વ આરભનો પરિત્યાગ કર્યો છે એવો, તે ગુણાતીત કહેવાય છે

માં ચ યોऽવ્યભિચારેણ, ભક્તિ યોગેન સેવતે ।
સ ગુણાન્સમતીત્યૈતાન્, બ્રહ્મભૂયાય કલ્પતે ॥૨૬॥

પદ=માં–ચ–યઃ–અવ્યભિચારેણ–ભક્તિયોગેન–સેવતે ।
સઃ–ગુણાન્–સમતીત્ય–એતાન્–બ્રહ્મભૂયાય–કલ્પતે ॥

અ. અર્થ=ચ–યઃ–માં–અને જે મને અવ્યભિચારેણ–ભક્તિયોગેન–સેવતે–અનન્ય ભક્તિયોગવડે સેવે છે. સઃ–એતાન્–ગુણાન્–સમતીત્ય–તે એ ગુણોને ઓળંગી જઇને બ્રહ્મભૂયાય–કલ્પતે–બ્રહ્મ થવાને યોગ્ય થાય છે.

ગુ. અર્થ=અને જે મને અનન્ય ભક્તિયોગ વડે સેવે છે, તે એ ગુણોને ઓળંગી જઇને, બ્રહ્મ થવાને યોગ્ય થાય છે.

બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહ, મમૃતસ્યા વ્યયસ્ય ચ ।
શાશ્વતસ્ય ચ ધર્મસ્ય, સુખસ્યૈ કાંતિકસ્ય ચ ॥૨૭॥

પદ=બ્રહ્મણ઼–હિ–પ્રતિષ્ઠા–અહં–અમૃતસ્ય–અવ્યયસ્ય–ચ ।
શાશ્વતસ્ય–ચ–ધર્મસ્ય–સુખસ્ય–ઐકાન્તિકસ્ય–ચ ॥

અ. અર્થ=હિ–અમૃતસ્ય–ચ–અવ્યયસ્ય–કેમકે અમૃત અને અવ્યયનું ચ–શાશ્વતસ્ય–ધર્મસ્ય–ચ–તથા શાશ્વત રૂપ ધર્મનું અને ઐકાંતિકસ્ય–સુખસ્ય–બ્રહ્મણઃ–નિશ્ચિત સુખસ્વરૂપ બ્રહ્મનું અહં–પ્રતિષ્ઠા–હું આશ્રય સ્થાન છું.

ગુ. અર્થ=કેમકે અમૃત અને અવ્યયનું તથા શાશ્વતરૂપ ધર્મનું અને નિશ્ચત સુખરૂપ બ્રહ્મનું હું આશ્રય સ્થાન છુ.

ઈ.શ્રી. ભ. ગીતાનો ગુણાત્રય વિભાગ યોગનામનો અ. ૧૪મો. સમાપ્ત.

# પુરૂષોત્તમ યોગ-અ. ૧૫ મો.

શ્રી ભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

ઊર્ધ્વમૂલ મધઃ શાખ, મશ્વત્થં પ્રાહુરવ્યયમ્।
છંદાંસિ યસ્ય પર્ણાનિ, યસ્તં વેદ સવેદવિત્ ॥૧॥

પદ=ઊર્ધ્વમૂલં—અધઃ શાખં—અશ્વત્થં—પ્રાહુઃ—અવ્યયમ્ ।
છંદાંસિ—યસ્ય—પર્ણાનિ—યઃ—તં—વેદ—સઃ—વેદવિત્ ॥

અ. અર્થ=ઊર્ધ્વમૂલં—અધઃશાખં— અશ્વત્થં—અવ્યયં—પ્રાહુઃ—ઊંચા મૂળવાળા, નીચી ડાળીવાળા (સંસારરૂપ) પીપળાને અવ્યય કહે છે. યસ્ય—પર્ણાનિ—છંદાંસિ—જેનાં પાંદડાં વેદો (છે) તં—યઃ—વેદ—સઃ—વેદવિત્—તેને જે જાણે છે. તે વેદવિત્ છે.

શુ. અર્થ=ઊંચા મૂળવાળા, નીચી ડાળીવાળા, સંસારરૂપ પીપળાને અવ્યય કહે છે; જેનાં પાંદડાં વેદ છે. તેને જે જાણે છે તે વેદવિત્ છે.

અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખાઃ
ગુણ પ્રવૃદ્ધા વિષયપ્રવાલાઃ ।
અધશ્ચ મૂલાન્યનુ સન્તતાનિ,
કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે ॥ ૨ ॥

પદ=અધ.—ચ—ઊર્ધ્વં—પ્રસૃતાઃ—તસ્ય—શાખાઃ—ગુણપ્રવૃદ્ધાઃ—વિષયપ્રવાલાઃ । અધઃ—ચ—મૂલાનિ—અનુસન્તતાનિ—કર્માનુબન્ધીનિ—મનષ્યલોકે ॥

અ. અર્થ=તસ્ય-શાખાઃ-અધઃ-ઊર્ધ્વ-પ્રસૃતાઃ-તેની શાખાઓ નીચે (અને) ઉપર ફેલાએલી છે. (તેઓ) ગુણપ્રવૃદ્ધાઃ-ગુણોવડે અત્યંત વૃદ્ધિ પામેલી છે. ચ-તથા વિષયપ્રવાલાઃ-વિષયોરૂપી કુંપળોવાળી (છે) ચ-કર્માનુબંધીનિ-મૂલાનિ-અને (તેનાં) કર્મબંધનને ઉત્પન્ન કરનારાં મૂળો મનુષ્યલોકે-અધઃ-અનુસંતતાનિ-મનુષ્યલોકમાં નીચે ફેલાયલાં છે.

ગુ. અર્થ=તેની શાખાઓ નીચે અને ઉપર ફેલાએલી છે, ગુણ વડે અત્યંત વૃદ્ધિ પામેલી છે. તથા વિષયોરૂપી કુંપળોવાળી છે; અને તેનાં કર્મ બંધનને ઉત્પન્ન કરનારાં મૂળો મનુષ્યલોકમા નીચે ફેલાએલા છે.

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે,
નાન્તો ન ચાદિર્ન ચ સમ્પ્રતિષ્ઠા ।
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલમ્,
અસઙ્ગશસ્ત્રેણ દૃઢેન છિત્વા ॥ ૩ ॥

પદ=ન-રૂપં-અસ્ય-ઇહ-તથા-ઉપલભ્યતે-ન-અન્તઃ-ન-ચ-આદિઃ-ન-ચ-સંપ્રતિષ્ઠા । અશ્વત્થં-એનં-સુવિરૂઢમૂલં-અસંગશસ્ત્રેણ-દૃઢેન-છિત્વા ॥

અ. અર્થ=અસ્ય-તથા-રૂપં-ઇહ-ન-ઉપલભ્યતે-આ (સંસાર વૃક્ષ)નું (તેવું) રૂપ આ લોકમાં પમાતું નથી. (આનો) અંતઃ-ન-ચ-આદિઃ-ન-અંત નથી. તથા આદિ નથી. ચ-સંપ્રતિષ્ઠા-ન-અને પ્રતિષ્ઠા નથી. સુવિ-

રૂઢમૂલં-એનં-અશ્વત્થં-અત્યંત રૂઢમૂળવાળા એ અશ્વ-ત્થને દૃઢેન-અસંગશસ્ત્રેણ-છિત્વા-દૃઢ વૈરાગ્યવડે કાપીને.

ગુ. અર્થ=આ સંસાર વૃક્ષનું તેવું રૂપ આ લોકામા પમાતું નથી આનો અંત નથી તથા આદિ નથી, અને સંપ્રતિષ્ઠા નથી. અત્યંત દૃઢ મૂળવાળાએ અશ્વત્થને દૃઢ વૈરાગ્ય વડે કાપીને.

તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યમ્,
યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ ।
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે,
યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥ ૪ ॥

પદ=તત -પદં-તત્-પરિમાર્ગિતવ્યં-યસ્મિન્-ગતાઃ-ન-નિવર્તન્તિ-ભૂયઃ । તં-એવ-ચ-આદ્યં-પુરુષં-પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિઃ-પ્રસૃતા-પુરાણી ॥

અ. અર્થ=તતઃ-યસ્મિન્-ગતાઃ--ભૂયઃ-ન-નિવર્તંતિ-ત્યારપછી જેમાં ગએલા ફરીને પાછા આવતા નથી. તત-પદં-પરિમાર્ગિતવ્યં-તે પદ શોધવું, ચ-યતઃ-પુરાણી-પ્રવૃત્તિઃ-પ્રસૃતા-વળી જેનાથી સનાતન પ્રવૃત્તિ પ્રસરી (છે) તં-એવ-આદ્યં-પુરુષં-પ્રપદ્યે-તેજ આદ્ય પુરુષને (હું) શરણ છું.

ગુ. અર્થ=પછી જેમાં ગએલા ફરીને પાછા આવતા નથી, તે પદ શોધવું. વળી જેનાથી સનાતન પ્રવૃત્તિ પ્રસરી છે, તેજ આદ્ય પુરુષને હું શરણ છુ.

**નિર્માનમોહા જિતસંગદોષા઼,**
**અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ ।**
**દ્વન્દ્વૈર્વિમુક્તાસ્સુખદુઃખસંજ્ઞૈઃ,**
**ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ॥ ૫ ॥**

પદ=નિર્માનમોહાઃ–જિતસંગદોષાઃ–અધ્યાત્મનિત્યાઃ–
વિનિવૃત્તકામાઃ । દ્વન્દ્વૈઃ–વિમુક્તાઃ–સુખદુઃખસંજ્ઞૈઃ–
ગચ્છંતિ–અમૂઢાઃ–પદં–અવ્યયં–તત ॥

અ. અર્થ=**નિર્માનમોહાઃ–જિતસંગદોષાઃ**–માન અને મોહથી રહિત સંગદોષ જેણે જીત્યા છે એવા. **અધ્યાત્મનિત્યાઃ**–પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર **વિનિવૃત્તકામાઃ**–ઇચ્છાઓ જેમની નિવૃત્ત થઈ ગઈ છે એવા **સુખદુઃખસંજ્ઞૈઃ–દ્વંદ્વૈઃ–વિમુક્તાઃ**–સુખદુઃખ નામના દ્વંદ્વોવડે વિમુક્ત થયેલા **અમૂઢાઃ**–વિદ્વાનો **તત્–અવ્યયં–પદં–ગચ્છંતિ**–તે અવ્યય પદને પામે છે.

શુ. અર્થ=માન અને મોહથી રહિત, સંગદોષ જેણે જીત્યા છે એવા, પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર અને ઇચ્છાઓ જેમની નિવૃત્ત થઇ ગઈ છે એવા વિદ્વાનો તે અવ્યય પદને પામે છે.

**ન તદ્ભાસયતે સૂર્યો, ન શશાઙ્કો ન પાવકઃ ।**
**યદ્ગત્વા ન નિવર્તન્તે, તદ્ધામ પરમં મમ ॥ ૬ ॥**

પદ=ન–તત્–ભાસયતે–સૂર્ય–ન–શશાંકઃ–ન–પાવકઃ ।
યત્–ગત્વા–ન–નિવર્તન્તે–તત્–ધામ–પરમં–મમ ॥

અ. અર્થ=તત્-સૂર્યઃ-ન-ભાસયતે-તે-પદ-ને સૂર્ય-પ્રકાશી શકતો નથી ન-શશાંકઃ-ન-પાવકઃ-નહિ ચંદ્ર (કે) નહિ અગ્નિ યત્-ગત્વા-ન-નિવર્ત્તન્તે-જેને પામીને (જ્ઞાનીઓ) પાછા આવતા નથી તત્-મમ-પરમં-ધામ-તે મારૂં પરમધામ (છે.)

શુ. અર્થ=તે પદને સૂર્ય પ્રકાશી શકતો નથી નહિ ચંદ્ર કે નહિ અગ્નિ, જેને પામીને જ્ઞાનીઓ પાછા આવતા નથી તે મારૂ પરમ ધામ છે.

**મમૈવાંશો જીવલોકે, જીવભૂતઃ સનાતનઃ ।**
**મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ, પ્રકૃતિ સ્થાનિ કર્ષતિ ॥ ૭ ॥**

પદ=મમ-એવ-અંશ-જીવલોકે-જીવભૂત-સનાતન. ।
મન ષષ્ઠાનિ-ઇન્દ્રિયાણિ-પ્રકૃતિસ્થાનિ-કર્ષતિ ॥

અ અર્થ=જીવલોકે-જીવભૂતઃ-સંસારમાં જીવભૂત એવો મમ-એવ-સનાતનઃ-અંશઃ-મારોજ સનાતન અંશ મનઃષષ્ઠાનિ-પ્રકૃતિસ્થાનિ-ઇન્દ્રિયાણિ-કર્ષતિ-મન જેમાં છઠ્ઠું છે એવી પ્રકૃતિમાં રહેલી ઇન્દ્રિયોને ખેંચે છે.

શુ અર્થ=સંસારમા જીવભુત એવો મારોજ સનાતન અંશ, મન જેમા છઠ્ઠું છે એવી પ્રકૃતિમા રહેલી ઇન્દ્રિયોને ખેંચે છે

**શરીરં યદવાપ્નોતિ, યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ ।**
**ગૃહીત્વૈતાનિ સંયાતિ, વાયુર્ગન્ધાનિવાશયાત્ ॥ ૮ ॥**

પદ=શરીરં–યત્–અવાપ્નોતિ–યત્–ચ–અપિ–ઉત્ક્રામતિ–ઇશ્વરઃ । ગૃહીત્વા–એતાનિ–સંયાતિ–વાયુઃ–ગન્ધાન્–ઇવ–આશયાત્ ॥

અ. અર્થ=યત્–ઇશ્વરઃ–શરીરં–અવાપ્નોતિ–જ્યારે શરીરનો સ્વામી જીવાત્મા શરીરને પામે છે. ચ–યત્–ઉત્ક્રામતિ–અને જ્યારે જાય છે. (ત્યારે) આશયાત્–ગંધાન્–ઇવ–વાયુઃ–પુષ્પસ્થાનથી ગંધને લઇને જેમ વાયુ (જાય છે તેમ) એતાનિ–ગૃહીત્વા–સંયાતિ–એ ઇંદ્રિયો સહિત મન વિગેરેને લઇને જાય છે.

ગુ. અર્થ=જ્યારે શરીરનો સ્વામી જીવાત્મા શરીરને પામે છે અને જ્યારે શરીરને છોડીને જાય છે, ત્યારે પુષ્પના સ્થાનથી ગંધને લઇને જેમ વાયુ જાય છે તેમ એ ઇંદ્રિયો સહિત મનને લઇનિ જાય છે.

શ્રોત્રં ચક્ષુસ્સ્પર્શનં ચ, રસનં ઘ્રાણમેવ ચ ।
અધિષ્ઠાય મનશ્ચાયં, વિષયાનુપસેવતે ॥ ૯ ॥

પદ=શ્રોત્રં–ચક્ષુઃ–સ્પર્શનં–ચ–રસનં–ઘ્રાણં–એવ–ચ ।
અધિષ્ઠાય–મનઃ–ચ–અયં–વિષયાન્–ઉપસેવતે ॥

અ. અર્થ=શ્રોત્રં–ચક્ષુઃ–ચ–સ્પર્શનં–શ્રોત્ર, ચક્ષુ અને સ્પર્શેન્દ્રિયને, રસનં–ચ–ઘ્રાણં–રસના અને ઘ્રાણેંદ્રિયને ચ–મનઃ–અધિષ્ઠાય–એવ–તથા મનને આશ્રય કરીનેજ અયં–વિષયાન્–ઉપસેવતે–આ જીવાત્મા વિષયોને ભોગવે છે.

શુ. અર્થ=શ્રોત્ર, ચક્ષુ અને સ્પર્શેંદ્રિયને, રસના અને ઘ્રાણેંદ્રિયને, તથા મનને આશ્રય કરીનેજ આ જીવાત્મા વિષયોને ભોગવે છે.

**ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ, ભુંજાનં વા ગુણાન્વિતમ્ ।**
**વિમૂઢા નાનુપશ્યન્તિ, પશ્યંતિ જ્ઞાનચક્ષુષઃ ॥૧૦॥**

પદ=ઉત્ક્રામન્તં–સ્થિતં–વા–અપિ–ભુંજાનં—વા–ગુણાન્વિતમ્।
વિમૂઢાઃ–ન–અનુપશ્યંતિ–પશ્યંતિ–જ્ઞાનચક્ષુષઃ॥

અ. અર્થ=ઉત્ક્રામન્તં–વા–સ્થિતં–બહાર જતા અથવા સ્થિત થયેલા વા–ભુંજાનં–અપિ–ગુણાન્વિતં–અથવા ભોગવનારા અને ગુણયુક્તને વિમૂઢાઃ–ન–અનુપશ્યંતિ–મૂઢ પુરૂષો જોતા નથી (પણ) જ્ઞાનચક્ષુષઃ–પશ્યંતિ–જ્ઞાનરૂપ ચક્ષુવાળા જુએ છે.

શુ. અર્થ=બહાર જતા અથવા સ્થિત થયેલા અથવા ભોગવનારા અને ગુણયુક્તને મૂઢ પુરૂષો જોતા નથી પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા જુએ છે.

**યતન્તો યોગિનશ્ચૈનં, પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્ ।**
**યતન્તોઽપ્યકૃતાત્માનો; નૈનં પશ્યન્ત્ય ચેતસઃ ॥૧૧॥**

પદ=યતન્તઃ–યોગિનઃ–ચ–એનં–પશ્યંતિ–આત્મનિ–અવસ્થિતં । યતન્તઃ–અપિ–અકૃતાત્માનઃ–ન–એનં–પશ્યંતિ–અચેતસઃ॥

અ. અર્થ=યતંતઃ–યોગિનઃ–ચ–યત્ન કરનાર યોગીઓજ આત્મનિ–અવસ્થિતં–એનં–પશ્યંતિ–

બુદ્ધિમા સ્થિત થયેલા એ-આત્માને જુએ છે. (પરંતુ) **યતંતઃ-અપિ**-યત્ન કરતા છતાં પણ **અકૃતાત્માનઃ-અચેતસઃ**-અશુદ્ધઅંત કરણવાળા અવિવેકીઓ **એનં-ન-પશ્યંતિ**-એ આત્માને જોતા નથી.

ગુ અર્થ=યત્ન કરનારા યોગીઓજ બુદ્ધિમા સ્થિત થયેના એ આત્માને જુએ છે, પરંતુ યત્ન કરતા છતા પણ અશુદ્ધ અંત કરણ વાળા અવિવેકીઓ એ આત્માને જોતા નથી.

**યદાદિત્યગતં તેજો, જગદ્‌ભાસયતેઽખિલમ્ ।**
**યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ, તત્તેજો વિદ્ધિ મામકમ્ ॥૧૨॥**

પદ=યત્-આદિત્યગત-તેજ-જગત્-ભાસયતે-અખિલમ્ । યત્-ચ દ્રમસિ-યત્-ચ-અગ્નૌ-તત્-તેજ-વિદ્ધિ-મામકમ્ ॥

અ. અર્થ=**યત્-આદિત્યગતં**-જે સૂર્યમા ગએલું **યત્-ચંદ્રમસિ**-જે ચંદ્રમાં (ગએલું) **ચ-યત્-અગ્નૌ-તેજઃ**-અને જે અગ્નિમાં (ગએલુ) તેજ **અખિલં-જગત્-ભાસયતે**-અખિલ જગતને પ્રકાશે છે **તત્-તેજઃ**-તે તેજ **-મામકં-વિદ્ધિ**-મારૂં જાણ.

ગુ અર્થ=જે સૂર્યમા ગએલ, જે ચંદ્રમા ગએલું અને જે અગ્નિમા ગએલુ તેજ આખા જગતને પ્રકાશે છે તે તેજ મારૂ જાણ

**ગામાવિશ્ય ચ ભૂતાનિ, ધારયામ્યહમોજસા ।**
**પુષ્ણામિ ચૌષધીસ્સર્વા, સ્સોમો ભૂત્વા રસાત્મકઃ ॥**

પદ=ગાં-આવિશ્ય-ચ-ભૂતાનિ-ધારયામિ-અહં-ઓજસા ।
પુષ્ણામિ-ચ-ઔષધીઃ-સર્વાઃ-સોમઃ-ભૂત્વા-રસાત્મકઃ ॥

અ. અર્થ=ચ-અહં-ગાં-આવિશ્ય-અને હું પૃથ્વીમાં પેશીને ઓજસા-ભૂતાનિ-ધારયામિ-(મારા) બળવડે ભૂતોને ધારણ કરૂં છું ચ-રસાત્મકઃ-સોમઃ-ભૂત્વા-અને રસ સ્વભાવવાળો ચંદ્રમા થઇને સર્વાઃ-ઔષધીઃ-પુષ્ણામિ-સર્વ ઔષધિને પોષું છું.

ગુ. અર્થ=અને હું પૃથ્વીમાં પેશીને મારા બળવડે ભૂતોને ધારણ કરૂં છું અને રસ સ્વભાવવાળો ચંદ્રમા થઇને સર્વ ઔષધીને પોષું છું.

અહં વૈશ્વાનરો ભૂત્વા, પ્રાણિનાં દેહમાશ્રિતઃ ।
પ્રાણાપાનસમાયુક્તઃ, પચામ્યન્નં ચતુર્વિધમ્ ॥૧૪॥

પદ=અહં-વૈશ્વાનરઃ-ભૂત્વા-પ્રાણિનાં-દેહં-આશ્રિતઃ ।
પ્રાણાપાનસમાયુક્તઃ-પચામિ-અન્નં-ચતુર્વિધમ્ ॥

અ. અર્થ=અહં-વૈશ્વાનરઃ-ભૂત્વા-હું જઠરાગ્નિરૂપ થઇને પ્રાણિનાં-દેહં-આશ્રિતઃ-પ્રાણીઓના શરીરમાં આશ્રય કરી રહેલો (છું) પ્રાણાપાનસમાયુક્તઃ-ચતુર્વિધં-અન્નં-પચામિ-પ્રાણ અને અપાનયુક્ત એવો હું ચાર પ્રકારના અન્નને પચાવું છું.

ગુ. અર્થ=હું જઠરાગ્નિરૂપ થઇને પ્રાણીઓના શરીરમા આશ્રય કરી રહેલો છુ. પ્રાણ અને અપાનયુક્ત એવો હું ચાર પ્રકારના અન્નને પચાવું છું.

**સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો,**
**મત્તસ્સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ।**
**વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો,**
**વેદાન્ત કૃદ્વેદ વિદેવ ચાહમ્ ॥ ૧૫ ॥**

પદ=સર્વસ્ય—ચ—અહં—હૃદિ—સંનિવિષ્ટઃ—મત્તઃ—સ્મૃતિઃ—જ્ઞાનં—અપોહનં—ચ । વેદૈઃ—ચ—સર્વૈઃ—અહં—એવ—વેદ્યઃ—વેદાન્તકૃત્—વેદવિત્—એવ—ચ—અહં ॥

અ. અર્થ=**ચ—અહં—સર્વસ્ય—હૃદિ—સન્નિવિષ્ઠઃ**—વળી હું સર્વના હૃદયમાં પેઠેલો (છું) **સ્મૃતિઃ—જ્ઞાન—ચ—અપોહનં—મત્તઃ**—સ્મૃતિ જ્ઞાન અને તેનું વિસ્મરણ મારાથી (છે) **ચ—સર્વૈઃ—વેદૈઃ—અહં—એવ—વેદ્યઃ**—વળી સર્વ વેદો વડે હુંજ વેદ્ય (છું) **ચ—અહં—એવ—વેદાન્તકૃત્—વેદવિત્** અને હુંજ વેદાન્ત સંપ્રદાયનો કરનાર (તથા) વેદને જાણનારો ( છું. )

ગુ. અર્થ=વળી હું સર્વના હૃદયમાં પેઠેલો છું. સ્મૃતિ, જ્ઞાન અને તેનું વિસ્મરણ મારાથી છે. વળી સર્વ વેદો વડે હુંજ વેદ્ય છું. અને હુંજ વેદાન્ત સમ્પ્રદાયનો કરનાર તથા વેદને જાણનારો છું.

**દ્વાવિમૌ પુરૂષૌ લોકે, ક્ષરશ્ચાક્ષર એવ ચ ।**
**ક્ષરસ્સર્વાણિ ભૂતાનિ, કૂટસ્થોઽક્ષર ઉચ્યતે ॥૧૬॥**

પદ=દ્વૌ—ઈમૌ—પુરૂષૌ—લોકે—ક્ષરઃ—ચ—અક્ષરઃ—એવ—ચ । ક્ષરઃ—સર્વાણિ—ભૂતાનિ—કૂટસ્થઃ—અક્ષરઃ—ઉચ્યતે ॥

અ. અર્થ=લોકે-સંસારમાં ક્ષરઃ-ચ-અક્ષરઃ-અને અક્ષર એવા ઈમૌ-દ્વૌ-એવ-પુરૂષૌ-આ બેજ પુરૂષો (છે) ક્ષરઃ-સર્વાણિ-ભૂતાનિ-(તેમાં) ક્ષર સર્વભૂતો ચ-કૂટસ્થઃ-અક્ષરઃ-ઉચ્યતે-અને કૂટસ્થ અક્ષર કહેવાય છે.

ગુ. અર્થ=સંસારમા ક્ષર અને અક્ષર એવા આ બેજ પુરૂષો છે. તેમા ક્ષર, સર્વ ભૂતો અને કૂટસ્થ અક્ષર કહેવાય છે.

**ઉત્તમઃ પુરૂષસ્ત્વન્યઃ, પરમાત્મેત્યુદાહ્રતઃ ।**
**યો લોકત્રયમાવિશ્ય, બિભર્ત્યવ્યય ઇશ્વરઃ ॥૧૭॥**

પદ=ઉત્તમં-પુરૂષઃ-તુ-અન્યઃ-પરમાત્મા-ઇતિ-ઉદાહૃતઃ ।
યઃ-લોકત્રયં-આવિશ્ય-બિભર્તિ-અવ્યયઃ-ઇશ્વરઃ ॥

અ. અર્થ=યઃ-પરમાત્મા-ઇતિ-ઉદાહૃતઃ-જે પરમાત્મા એમ કહેવાએલો (છે) અન્યઃ-પુરૂષઃ-તુ-ઉત્તમઃ-(તે) અન્યપુરૂષ તો ઉત્તમ છે, અવ્યયઃ-ઈશ્વરઃ (તે) અવ્યય ઈશ્વર લોકત્રયં-આવિશ્ય-બિભર્તિ-ત્રણલોકમાં પેશીને (સર્વને પોષે છે.)

ગુ. અર્થ=જે પરમાત્મા એમ કહેવાયો છે, તે અન્ય પુરૂષ તો ઉત્તમ છે, તે અવ્યય ઈશ્વર ત્રણે લોકમા પેશીને સર્વને પોષે છે.

**યસ્માત્ક્ષરમતીતોઽહ, મક્ષારાદપિ ચોત્તમઃ ।**
**અતોઽસ્મિ લોકે વેદે ચ, પ્રથિતઃ પુરૂષોત્તમઃ ॥૧૮॥**

પદ=યસ્માત્-ક્ષરં-અતીતઃ-અહં-અક્ષરાત્-અપિ-ચ-ઉત્તમઃ । અતઃ-અસ્મિ-લોકે-વેદે-ચ-પ્રથિતઃ-પુરૂષોત્તમઃ ॥

અ. અર્થ=યસ્માત્-અહં-ક્ષરં-અતીતઃ-જે કારણથી હું ક્ષરને ઓળંગી ગએલો (છું) ચ-અક્ષરાત્-અપિ-ઉત્તમઃ-અને અક્ષરથી પણ ઉત્તમ (છું) અતઃ-લોકે-ચ-વેદે-એથી લોકમાં અને વેદમાં પુરૂષોત્તમઃ-પ્રથિતઃ-અસ્મિ-પુરૂષોત્તમ (એ નામથી) પ્રસિદ્ધ છું.

શુ. અર્થ=જે કારણથી હું ક્ષરને ઓળંગી ગએલો છું. અને અક્ષરથી પણ ઉત્તમ છું એ કારણથી લોકમા અને વેદમા હું પુરૂષોત્તમ એ નામથી પ્રસિદ્ધ છુ.

યો મામેવમસંમૂઢો, જાનાતિ પુરૂષોત્તમમ્ ।
સ સર્વવિદ્ભજતિ માં, સર્વભાવેન ભારત ॥૧૯॥

પદ=યઃ-માં-એવં-અસંમૂઢઃ-જાનાતિ-પુરૂષોત્તમમ્ ।
સઃ-સર્વવિત્-ભજતિ-માં-સર્વભાવેન-ભારત ॥

અ. અર્થ=યઃ-અસંમૂઢઃ-જે સંમોહ વર્જિત એવં-માં-પુરૂષોત્તમં-જાનાતિ-એ પ્રકારે મને પુરૂષોત્તમને જાણે છે. સઃ-સર્વવિત્-તે સર્વને જાણનારો (પુરૂષ) ભારત-સર્વભાવેન-માં-ભજતિ-હે ભારત ! સર્વ ભાવવડે મને ભજે છે.

શુ. અર્થ=જે સમોહ વર્જિત પુરૂષ એ પ્રકારે મને પુરૂષોત્તમને જાણે છે. તે સર્વને જાણનારો પુરૂષ હે ભારત ! મને સર્વ ભાવ વડે ભજે છે.

ઇતિ ગુહ્યતમં શાસ્ત્ર, મિદમુક્તં મયાऽનઘ ।
એતદ્બુધ્વા બુદ્ધિમાન્સ્યાત્, કૃતકૃત્યશ્ચભારત ॥૨૦॥

પદ=ઇતિ–ગુહ્યતમં–શાસ્ત્રં–ઇદં–ઉક્તં–મયા–અનઘ ।
એતત્–બુધ્વા–બુદ્ધિમાન્–સ્યાત્–કૃતકૃત્યઃ–ચ–ભારત ॥

અ. અર્થ=અનઘ–હે નિષ્પાપ ! ઇતિ–એ પ્રકારે ઇદં–ગુહ્યતમંશાસ્ત્રં–આ ગુહ્યતમ શાસ્ત્ર મયા–ઉક્તં–મેં કહ્યું. એતત્–બુધ્વા–એ જાણીને ભારત–હે ભારત ! (પુરૂષ) બુદ્ધિમાન્–ચ–કૃતકૃત્યઃ–સ્યાત્–બુદ્ધિમાન અને કૃતકૃત્ય થાય છે.

શુ. અર્થ=હે નિષ્પાપ! એ પ્રકારે આ ગુહ્યતમં શાસ્ત્ર મેં કહ્યું એને જાણીને હે ભારત! પુરૂષ બુદ્ધિમાન્ અને કૃત કૃત્ય થાય છે.

ઇતિ–શ્રી. મ. ભ. ગીતાનો પુરૂષોત્તમ યોગ નામનો અ. ૧૫ મો. સમાપ્ત.

# દૈવાસુરસંપદ્વિભાગયોગ—અ. ૧૬ મો.

શ્રી ભગવાનુવાચ—ભગવાન બોલ્યા.

અભયં સત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ ।
દાનંદમશ્ચ યજ્ઞશ્ચ, સ્વાધ્યાયસ્તપ આર્જવમ્ ॥ ૧ ॥

પદ=અભય—સત્વસંશુદ્ધિ—જ્ઞાનયોગવ્યવસ્થિતિ ।
દાનં—દમઃ—ચ—યજ્ઞ—ચ—સ્વાધ્યાયઃ—તપ—આર્જવમ ॥

અ. અર્થ=અભયં—સત્ત્વસંશુદ્ધિઃ—જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ—અભય અંતઃકરણની શુદ્ધિ જ્ઞાનમા અને યોગમા સ્થિતિ· દાનં—ચ—દમઃ—દાન અને ઇંદ્રિયનિગ્રહ યજ્ઞઃ—સ્વાધ્યાય—તપ—ચ—આર્જવમ્—યજ્ઞ, સ્વાધ્યાય, તપ તથા સરલતા. ( એ દૈવી સંપત્ છે )

શુ અર્થ=અભય, અંતઃકરણની શુદ્ધિ જ્ઞાનમા અને યોગમા સ્થિતિ, દાન અને ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ તથા સરલતા. એ દૈવીસંપત્ છે.

અહિંસાસત્યમક્રોધ, સ્ત્યાગશ્શાંતિરપૈશુનમ્ ।
દયાભૂતેષ્વલોલુપ્ત્વં, માર્દવં હ્રીરચાપલમ્ ॥ ૨ ॥

પદ=અહિંસા—સત્યં—અક્રોધ—ત્યાગ—શાંતિ—અપૈશુનમ્ ।
દયા—ભૂતેષુ—અલોલુત્વં—માર્દવ—હ્રી—અચાપલમ્ ॥

અ. અર્થ=અહિંસા—સત્યં—અક્રોધઃ—ત્યાગઃ—

શાંતિઃ-અપૈશુનં-અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન-ભૂતેષુ-દયા-ભૂતોમાં દયા અલોલુપ્ત્વં-અલોલુપતા માર્દવં-હ્રીઃ-અચાપલમ્-મૃદુતા, લજ્જા અચલપણું.

ગુ. અર્થ=અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતોમા દયા, અલોલુપતા, મૃદુતા લજ્જા, અચળપણું.

તેજઃ ક્ષમાધૃતિઃ શૌચ, મદ્રોહોનાતિમાનિતા ।
ભવંતિ સંપદં દૈવી, મભિજાતસ્ય ભારત ॥ ૩ ॥

પદ=તેજઃ-ક્ષમા-ધૃતિઃ-શૌચં-અદ્રોહઃ-ન-અતિમાનિતા ।
ભવંતિ-સંપંદં-દૈવીં-અભિજાતસ્ય-ભારત ॥

અ. અર્થ=તેજઃ-ક્ષમા-ધૃતિ-શૌચં-અદ્રોહઃ-નાતિમાનિતા-તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ (ને) અત્યંત માનપણાનો અભાવ (એ) ભારત-દૈવીં-સંપદં-અભિજાતસ્ય-ભવંતિ-હે ભારત ! દૈવી સંપત્તિ મેળવી જન્મેલાને થાય છે.

દંભોદર્પોઽતિમાનશ્ચ, ક્રોધઃ પારુષ્યમેવચ ।
અજ્ઞાનં ચાભિજાતસ્ય, પાર્થસંપદમાસુરીમ્ ॥ ૪ ॥

પદ=દંભઃ-દર્પઃ-અતિમાનઃ-ચ-ક્રોધઃ-પારુષ્યં-એવ-ચ ।
અજ્ઞાનં-ચ-અભિજાતસ્ય-પાર્થ-સંપદં-આસુરીમ્ ॥

અ. અર્થ=દંભઃ-દર્પઃ-ચ-અતિમાનઃ-દંભ, દર્પ અને અભિમાન; ક્રોધઃ-ચ-પારુષ્યં-ચ-ક્રોધ અને પારુષ્ય તથા અજ્ઞાનં-એવ-અજ્ઞાનજ (એ ગુણો) પાર્થ-આસુરીં

સંપદં--અભિજાતસ્ય -હે પાર્થ ? આસુરી સંપત્તિને આશ્રય કરી જન્મેલાના ( થાય છે. )

ગુ. અર્થ=દંભ, દર્પ અને અતિમાન; ક્રોધ અને પારૂષ્ય તથા અજ્ઞાનજ એ ગુણો હે પાર્થ ? આસુરી સંપત્તિને આશ્રય કરી જન્મેલાના થાય છે.

દૈવીસંપદ્વિમોક્ષાય, નિબન્ધાયા સુરીમતા ।
મા શુચઃ સંપદં દૈવી, મભિજાતોઽસિ પાંડવ ॥૫॥

પદ=દૈવીસંપત્-વિમોક્ષાય-નિબન્ધાય-આસુરી-મતા ।
મા-શુચઃ-સંપદં-દૈવીં-અભિજાતઃ-અસિ-પાંડવ ॥

અ. અર્થ=દૈવીસંપત્--વિમોક્ષાય-દૈવી સંપત્તિ મોક્ષને માટે (અને) આસુરી-નિબન્ધાય-મતા-આસુરી સંપત્તિ બંધનને માટે માનેલી (છે) પાંડવ-હે પાંડવ ? (તું) દૈવીં-સંપદં-અભિજાતઃ-અસિ-દૈવી સંપત્તિને સંપાદન કરી જન્મેલો છે ( માટે )મા-શુચઃ-શોક ન કર.

ગુ. અર્થ=દૈવી સંપત્તિ મોક્ષને માટે અને આસુરી સંપત્તિ બંધનને માટે માનેલી છે. હે પાંડવ! તું દૈવીસંપત્તિને સંપાદન કરીને જન્મેલો છે માટે શોક ન કર.

દ્વૌ ભૂતસર્ગૌ લોકેસ્મિ, ન્દૈવ આસુર એવ ચ ।
દૈવો વિસ્તરશઃ પ્રોક્ત, આસુરં પાર્થ મે શૃણુ ॥૬॥

પદ=દ્વૌ-ભૂતસર્ગૌ-લોકે-અસ્મિન્-દૈવઃ-આસુરઃ-એવ-ચ
દૈવઃ-વિસ્તરશઃ-પ્રોક્ત -આસુરં-પાર્થ-મે--શૃણુ

અ. અર્થ=અસ્મિન્-લોકે-આ લોકમાં દૈવઃ-એવ-ચ-આસુરઃ-આ લોકમાં દૈવ અને આસુર (એવા) દ્વૌ-એવ-ભૂતસર્ગૌ-બેજ ભૂત સર્ગ ( છે ) ( તેમાં ) દૈવઃ-વિસ્તરશઃ-પ્રોક્તઃ-દૈવ-ભૂતસર્ગ વિસ્તારથી કહ્યો. ( પણ હવે ) પાર્થ-આસુરઃ-મે-શ્રૃણુ-હે પાર્થ ! આસુરી-ભૂત-સર્ગ મારી પાસેથી સાંભળ.

ગુ અર્થ=આ લોકમા દૈવ અને આસુર એવા બેજ ભૂત સર્ગો છે, તેમા દૈવ-ભૂતસર્ગ વિસ્તારથી કહ્યો. પણ હવે હે પાર્થ ? આસુરી ભૂતસર્ગ મારાથી સાંભળ.

પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ, જના ન વિદુરાસુરાઃ ।
ન શૌચં નાપિચાચારો, ન સત્યં તેષુ વિદ્યતે ॥૭॥

પદ=પ્રવૃત્તિં-ચ-નિવૃત્તિં-ચ-જનાઃ-ન-વિદુઃ-આસુરાઃ ।
ન-શૌચં-ન-અપિ-ચ-આચારઃ-ન-સત્યં-તેષુ-વિદ્યતે ॥

અ. અર્થ=આસુરાઃ-જના-પ્રવૃત્તિં-ચ-નિવૃત્તિં-ન-વિદુઃ--આસુરજનો પ્રવૃત્તિને અને નિવૃત્તિને નથી જાણતા, તેષુ--શૌચં--ન--તેઓમાં શૌચ નથી ચ-આચારઃ-ન-તથા આચાર નથી. ચ-સત્યં-અપિ-ન-વિદ્યતે અને સત્ય પણ નથી.

ગુ. અર્થ=આસુર જનો પ્રવૃત્તિને અને નિવૃત્તિને નથી જાણતા, તેઓમા શૌચ નથી, તથા આચાર નથી, અને સત્ય પણ નથી.

**અસત્યમ પ્રતિષ્ઠં તે, જગદાહુરનીશ્વરમ્ ।**
**અપરસ્પર સંભૂતં, કિમન્યત્કામહૈતુકમ્ ॥ ૮ ॥**

પદ=અસત્યં-અપ્રતિષ્ઠં-તે જગત્-આહુઃ-અનીશ્વરમ્ ।
અપરસ્પરસંભૂતં-કિમ-અન્યત્-કામહૈતુકમ્ ॥

અ. અર્થ=તે-જગત્-તેઓ જગતને **અસત્યં-અપ્રતિષ્ઠિં---અનીશ્વરં-અપરસ્પરસંભૂતં**-અસત્ય, અપ્રતિષ્ઠ,-અનીશ્વર, અપરસ્પરસંભૂત (અને) **કામહૈતુકં-આહુઃ**-કામહેતુક કહે છે. (તથા) **કિં-અન્યત્**-શું બીજું (હોય એમ કહે છે.)

ગુ. અર્થ=તેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠિત, અનીશ્વર, અપરસ્પર સંભૂત અને કામહેતુક કહે છે; તથા શું બીજું હોય એમ કહે છે.

**એતાં દૃષ્ટિ મવષ્ટભ્ય, નષ્ટાત્માનોઽલ્પબુદ્ધયઃ ।**
**પ્રભવન્ત્યુગ્રકર્માણઃ, ક્ષયાય જગતોઽહિતાઃ ॥૯॥**

પદ=એતાં-દૃષ્ટિં-અવષ્ટભ્ય-નષ્ટાત્માનઃ-અલ્પબુદ્ધય. ।
પ્રભવન્તિ-ઉગ્રકર્માણ-ક્ષયાય-જગતઃ-અહિતાઃ ॥

અ. અર્થ=**એતાં-દૃષ્ટિં-અવષ્ટભ્ય**-એ દૃષ્ટિનો આશ્રય કરીને **નષ્ટાત્માનઃ-અલ્પબુદ્ધયઃ-ઉગ્રકર્માણઃ-અહિતાઃ**-નષ્ટત્મા અલ્પબુદ્ધિ ઉગ્રકર્મવાળા (અને પ્રાણીઓના) શત્રુઓ **જગતઃ-ક્ષયાય-પ્રભવંતિ**-જગતના ક્ષયને માટે ઉત્પન્ન થાય છે.

ગુ અર્થ=એ દૃષ્ટિનો આશ્રય કરીને નષ્ટાત્મા, અલ્પબુદ્ધિ ઉગ્ર કર્મવાળા અને પ્રાણીઓના શત્રુઓ જગતના ક્ષયને માટે ઉત્પન્ન થાય છે

**કામમાશ્રિત્ય દુષ્પૂરં, દંભમાન મદાન્વિતાઃ ।**
**મોહાદ્‌ગૃહીત્વા સદ્‌ગ્રાહા, ન્પ્રવર્ત્તન્તેઽશુચિવ્રતાઃ॥૧૦॥**

પદ=કામ–આશ્રિત્ય–દુષ્પૂર–દંભમાનમદાન્વિતા ।
મોહાત્–ગૃહીત્વા–અસદ્‌ગ્રાહાન્–પ્રવર્તન્તે–અશુચિવ્રતા

આ. અર્થ=**દુષ્પૂરં–કામં–આશ્રિત્ય**–દુષ્પૂર કામનો આશ્રય કરીને **દંભમાનમદાન્વિતાઃ**–દંભ, માન અને મદેયુક્ત એવા **મોહાત્–અસદ્‌ગ્રાહાન્–ગૃહીત્વા**–મોહથી અશુભ નિશ્ચયોને ગ્રહણ કરી ( એ ) **અશુચિવ્રતાઃ–પ્રવર્ત્તન્તે**–પાપાચારીઓ પ્રવર્ત્તે છે.

ગુ. અર્થ=દુષ્પૂર કામનો આશ્રય કરીને દંભ, માન અને મદેયુક્ત એવા મોહથી અશુભનિશ્ચયોને ગ્રહણ કરી એ પાપચારીઓ પ્રવર્ત્તે છે.

**ચિન્તામપરિમેયાંચ, પ્રલયાન્તા મુપાશ્રિતાઃ ।**
**કામોપભોગપરમા, એતાવ દિતિ નિશ્ચિતાઃ ॥૧૧॥**

પદ=ચિન્તા–અપરિમેયાં–ચ–પ્રલયાન્તાં–ઉપાશ્રિતા ।
કામોપભોગપરમાઃ–એતાવત્–ઇતિ–નિશ્ચિતાઃ ॥

આ. અર્થ=**ચ–પ્રલયાંતાં–અપરિમેયાં–ચિંતાં–ઉપાશ્રિતાઃ**–અને પ્રલયપર્યંત જેનો અંત નથી એવી અનેક

ચિંતાઓને આશ્રય કરેલા **કામોપભોગપરમાઃ**-વિષયના ઉપભોગને પરમ પુરૂષાર્થ માનનારા **એતાવત્‌—ઇતિ-નિશ્ચિતાઃ**-આટલોજ પુરૂષાર્થ છે. એવા નિશ્ચયવાળા.

ગુ. અર્થ=અને પ્રલય પર્યંત જેનો અંત નથી એવી અનેક ચિંતાઓને આશ્રય કરેલા તથા વિષયના ઉપભોગને પરમ પુરૂષાર્થ માનનારા આટલો જ પુરૂષાર્થ છે. એવા નિશ્ચયવાળા.

**આશાપાશશતૈર્બદ્ધાઃ, કામક્રોધપરાયણાઃ ।**
**ઇહન્તે કામભોગાર્થં, મન્યાયેનાર્થસંચયાન્ ॥ ૧૨ ॥**

પદ=આશાપાશશતૈઃ-બદ્ધાઃ, કામક્રોધપરાયણાઃ ।
ઈહન્તે-કામભોગાર્થં-અન્યાયેન-અર્થસંચયાન્ ॥

અ. અર્થ=**આશાપાશશતૈઃ—બદ્ધાઃ**—આશારૂપી સેંકડો પાશવડે બંધાએલા (અને)**કામક્રોધપરાયણાઃ**-કામ તથા ક્રોધને પરાયણ એવા **કામભોગાર્થં**-વિષયોના ઉપભોગને અર્થે **અન્યાયેન-અર્થસંચયાન્-ઈહંતે**-અન્યાયવડે અર્થ સંચયને ઇચ્છે છે.

ગુ. અર્થ=આશારૂપી સેંકડો પાશવડે બંધાએલા અને કામ તથા ક્રોધને પરાયણ એવા વિષયોના ઉપભોગને અર્થે અન્યાયવડે અર્થ સંચયને ઇચ્છે છે.

**ઇદ મદ્ય મયા લબ્ધ, મિમં પ્રાપ્સ્યે મનોરથમ્ ।**
**ઇદ મસ્તી દમપિમે, ભવિષ્યતિ પુનર્ધનમ્ ॥૧૩॥**

પદ=ઇદં-અદ્ય-મયા-લબ્ધં-ઇમં-પ્રાપ્સ્યે-મનોરથમ્ ।
ઇદં-અસ્તિ-ઇદં-અપિ-મે-ભવિષ્યતિ-પુનઃ ધનમ ॥

અ. અર્થ=ઇદં-અદ્ય-મયા-લબ્ધં-આ-ધન આજ મેં મેળવ્યું (છે) ઇદં-મનોરથં-પ્રાપ્સ્યે-આ મનોરથ હું પામીશ ઈદં-મે-અસ્તિ-આ-ધન મારૂં છે. (અને) ઈદં-ધનં-અપિ-પુનઃ-ભવિષ્યતિ-આ ધન પણ વળી થશે-મળશે.

શુ. અર્થ=આ ધન આજ મેં મેળવ્યું છે. આ મનોરથ હું પામીશ; આ ધન મારૂં છે અને આ ધન પણ વળી થશે-મળશે.

**અસૌમયાહતઃ શત્રુઃ-હનિષ્યે ચાપરાનપિ ।**
**ઈશ્વરો હમહંભોગી, સિદ્ધોઽહંબલવાન્સુખી ॥૧૪॥**

પદ=અસૌ-મયા-હત-શત્રુઃ-હનિષ્યે-ચ-અપરાન્-અપિ । ઈશ્વરઃ-અહં-અહં-ભોગી-સિદ્ધ-અહં-બલવાન્-સુખી ॥

અ. અર્થ=અસૌ-શત્રુઃ-મયા-હતઃ-આ શત્રુ મેં હણ્યો, ચ-અપરાન્-અપિ-હનિષ્યે-અને બીજાઓને પણ હણીશ. અહં-ઈશ્વરઃ-હું ઈશ્વર અહં-ભોગી-હું ભોગી અહં-સિદ્ધઃ-હું સિદ્ધ બલવાન્-સુખી-(હું) બલવાન્ (અને) સુખી (છું.)

શુ. અર્થ=આ શત્રુ મેં હણ્યો અને બીજાઓને પણ હણીશ, હું ઈશ્વર, હું ભોગી, હું સિદ્ધ બલવાન્ અને સુખી છું.

**આઢ્યોઽભિજનવાનસ્મિ, કોઽન્યોસ્તિ સદૃશોમયા ।**
**યક્ષ્યે દાસ્યામિમોદિષ્ય, ઇત્યજ્ઞાન વિમોહિતાઃ ॥૧૫॥**

પદ=આઢયઃ–અભિજનવાન્–અસ્મિ–કઃ–અન્યઃ–અસ્તિ–
સદૃશઃ–મયા । યક્ષ્યે–દાસ્યામિ–મોદિષ્યે–ઇતિ–અજ્ઞાન–
વિમોહિતાઃ ॥

અ. અર્થ=આઢયઃ–અભિજનવાન્–અસ્મિ–(હું) ધનવાન્ (તથા) કુળવાન્ છું મયા–સદૃશઃ–અન્યઃ–કઃ–અસ્તિ–મારા જેવો બીજો કોણ છે? યક્ષ્યે–(હું) યાગ કરીશ દાસ્યામિ–દાન આપીશ (અને) મોદિષ્યે–ઇતિ–આનંદ કરીશ એ પ્રકારે (તેઓ) અજ્ઞાનવિમોહિતાઃ–અજ્ઞાનવડે અતિમોહ પામેલા છે.

શુ. અર્થ=હું ધનવાન્ તથા કુળવાન્ છું. મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન આપીશ, અને આનંદ કરીશ. એ પ્રકારે તેઓ અજ્ઞાનવડે અતિ મોહ પામેલા છે.

**અનેક ચિત્ત વિભ્રાન્તા, મોહજાલસમાવૃતાઃ ।**
**પ્રસક્તાઃ કામભોગેષુ, પતન્તિ નરકેઽશુચૌ ॥૧૬॥**

પદ=અનેકચિત્તવિભ્રાન્તાઃ–મોહજાલસમાવૃતાઃ ।
પ્રસક્તાઃ–કામભોગેષુ–પતન્તિ–નરકે–અશુચૌ ॥

અ. અર્થ=અનેકચિત્તવિભ્રાન્તાઃ–અનેક પ્રકારના ચિત્તના દુષ્ટ સંકલ્પોથી અનેક રીતે ભ્રાંતિ પામેલા મોહજાલસમાવૃત્તાઃ–મોહરૂપી જાળમાં અતિ વિંટાએલા કામભોગેષુ–પ્રસક્તાઃ–વિષયભોગમાં અતિશય આસક્ત, એવા–તેઓ અશુચૌ–નરકે–પતન્તિ–અપવિત્ર નરકમાં પડે છે.

ગુ. અર્થ=અનેક પ્રકારના ચિત્તના દુષ્ટ મનોરથોથી અનેક રીતે ભ્રાંતિ પામેલા, મોહરૂપી જાળમાં અતિ વિંટાએલા અને વિષય ભોગોમાં અતિશય આસક્ત એવા તેઓ અપવિત્ર નરકમાં પડે છે

**આત્મ સંભાવિતાઃ સ્તબ્ધા, ધનમાનમદાન્વિતાઃ ।**
**યજન્તે નામ યજ્ઞૈસ્તે, દંભેનાવિધિપૂર્વકમ્ ॥૧૭॥**

પદ=આત્મસંભાવિતા–સ્તબ્ધાઃ, ધનમાનમદાન્વિતા ।
યજન્તે–નામયજ્ઞૈ–તે–દંભેન–અવિધિપૂર્વકમ્ ॥

અ. અર્થ=**ધનમાનમદાન્વિતાઃ–આત્મસંભાવિતાઃ–સ્તબ્ધા**–ધન માન અને મદવડે યુક્ત પોતે પોતાની મેળે પૂજ્ય થઈ બેઠેલા (અને) નમ્રતા શૂન્ય (એવા) **તે–નામયજ્ઞૈઃ**–તેઓ નામના યજ્ઞોવડે **દંભેન–અવિધિપૂર્વકમ્–યજન્તે**–દંભવડે વિધિ રહિત યજ્ઞ કરે છે,

ગુ. અર્થ=ધન, માન અને મદવડે યુક્ત, પોતે પોતાની મેળેજ પૂજ્ય થઈ બેઠેલા અને નમ્રતા શૂન્ય તેઓ નામના યજ્ઞોથી દંભવડે વિધિ રહિત યજન કરે છે.

**અહંકારં બલં દર્પં, કામં ક્રોધં ચ સંશ્રિતાઃ ।**
**મામાત્મપરદેહેષુ–પ્રદ્વિષન્તોઽભ્યસૂયકાઃ ॥ ૧૮ ॥**

પદ=અહંકાર–બલ–દર્પ–કામ–ક્રોધ–ચ–સંશ્રિતા ।
માં–આત્મપરદેહેષુ–પ્રદ્વિષન્તઃ–અભ્યસૂયકા ॥

અ. અર્થ=**અહંકારં–બલં–દર્પં–કામં–ચ–ક્રોધં–સંશ્રિતાઃ**–અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધનો

આશ્રય કરેલા (અને) આત્મપરદેહેષુ-પોતાના અને બીજાના દેહોમાં (રહેલા) માં-પ્રદ્વિષન્ત-મારો દ્વેષ કરનારા (તથા) અભ્યસૂયકાઃ-ઘણી અસૂયા કરનાર (નરકમા પડે છે)

શુ અર્થ=અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરેલા અને પોતાના તથા બીજાના દેહોમા રહેલો હું છુ તે મારો દ્વેષ કરનારા તથા ઘણી અસૂયા કરનારા નરકમા પડે છે

**તાનહંદ્વિષતઃક્રૂરાન્, સંસારેષુનરાધમાન્ ।**
**ક્ષિપામ્યજસ્રમશુભા, નાસુરીષ્વેવયોનિષુ ॥ ૧૯ ॥**

પદ=તાન્-અહ-દ્વિષતઃ-ક્રૂરાન્-સસારેષુ-નરાધમાન્ ।
ક્ષિપામિ-અજસ્રં-અશુભાન્-આસુરીષુ-એવ-યોનિષુ॥

અ અર્થ=દ્વિષત-ક્રૂરાન્-અશુભાન્-નરાધમાન્-તાન્-(મારો) દ્વેષ કરનાર, ક્રૂર, અશુભ કરનારા (અને) નરમા અધમ એવા તેઓને અહં-સંસારેષુ-આસુરીષુ-યોનિષુ-એવ-હું સસારમા આસુરી યોનિઓમાં જ અજસ્રં-ક્ષિપામિ-વારંવાર ફેકું છું

શુ અર્થ=મારો દ્વેષ કરનારા, ક્રૂર, અશુભ કરનારા, અને નરમા અધમ એવા તેઓને હું સસારમા આસુરી યોનિઓમા જ વારવાર ફેકુ છુ

**આસુરીં યોનિમાપન્ના,મૂઢા જન્મનિ જન્મનિ ।**
**મામપ્રાપ્યૈવ કૌન્તેય, તતોયાન્ત્યધમાંગતિમ્ ॥૨૦॥**

પદ=આસુરીં–યોનિં–આપન્નાઃ–મૂઢાઃ–જન્મનિ–જન્મનિ । માં–અપ્રાપ્ય–એવ–કૌન્તેય–તતઃ–યાન્તિ–અધમાં–ગતિમ્ ॥

અ. અર્થ=આસુરીં–યોનિં–આપન્નાઃ–મૂઢાઃ–આસુરી યોનીને પામેલા મૂઢ જનો જન્મનિ–જન્મનિ–માં–અપ્રાપ્ય–એવ–જન્મો જન્મમાં મને નહિ પામીને જ કૌંતેય–તતઃ–અધમાં–ગતિં–યાંતિ–હે કૌંતેય ? તેનાથી અધમ ગતિને પામે છે.

શુ. અર્થ=આસુરી યોનિને પામેલા મૂઢ જનો જન્મો જન્મમાં મને નહિં પામીનેજ હે કૌન્તેય ? તેનાથી પણ અધમ ગતિને પામે છે.

**ત્રિવિધં નરકસ્યેદં, દ્વારં નાશનમાત્મનઃ ।**
**કામઃ ક્રોધસ્તથા લોભ, સ્તસ્માદેતત્ત્રયં ત્યજેત્ ૨૧,**

પદ=ત્રિવિધં–નરકસ્ય–ઇદં–દ્વારં–નાશનં–આત્મનઃ । કામઃ–ક્રોધઃ–તથા–લોભઃ–તસ્માત્–એતત્–ત્રયં–ત્યજેત્॥

અ. અર્થ=કામઃ–ક્રોધઃ–તથા–લોભઃ–કામ ક્રોધ તથા લોભ ઇદં–ત્રિવિધં–નરકસ્ય–દ્વારં–એ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર આત્મનઃ–નાશનં–આત્માનો નાશ કરનારૂં (છે) તસ્માત્–એતત્–ત્રયં–ત્યજેત્–તેટલા માટે એ ત્રણને ત્યજવું.

શુ. અર્થ=કામ, ક્રોધ તથા લોભ એ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર આત્માનો નાશ કરનારૂં છે. તેટલા માટે એ ત્રણને ત્યજવું.

**એતૈર્વિમુક્તઃ કૌન્તેય, તમોદ્વારૈસ્ત્રિભિર્નરઃ ।**
**આચરત્યાત્મનઃ શ્રેય, સ્તતોયાતિ પરાંગતિમ્ ॥૨૨॥**

પદ=એતૈઃ-વિમુક્તઃ કૌન્તેય-તમોદ્વારૈઃ-ત્રિભિઃ-નરઃ ।
આચરતિ-આત્મન.-શ્રેયઃ-તતઃ-યાતિ-પરાં-ગતિમ્ ॥

અ. અર્થ=કૌંતેય--એતૈઃ-ત્રિભિઃ--તમોદ્વારૈઃ-વિમુક્તઃ-નરઃ-હે કૌંતય ? એ ત્રણ નરકદ્વારથી મુક્ત થયેલો પુરૂષ આત્મનઃ-શ્રેયઃ-આચરતિ-પોતાના શ્રેયને આચરે છે. તતઃ-પરાં-ગતિં-યાતિ-તેથી ઉત્તમ ગતિને પામે છે.

ગુ. અર્થ=હે કૌંતેય ? એ ત્રણ નરક દ્વારથી મુક્ત થએલો પુરૂષ પોતાના શ્રેયને આચરે છે, તેથી ઉત્તમ ગતિને પામે છે.

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય, વર્તતે કામ કારતઃ ।**
**નસસિદ્ધિમવાપ્નોતિ, ન સુખં ન પરાંગતિમ્ ॥ ૨૩ ॥**

પદ=યઃ-શાસ્ત્રવિધિં-ઉત્સૃજ્ય-વર્તતે-કામકારતઃ ।
ન-સઃ-સિદ્ધિં-અવાપ્નોતિ-ન-સુખં-ન-પરાં-ગતિમ્ ॥

અ. અર્થ=યઃ-શાસ્ત્રવિધિં-ઉત્સૃજ્ય-જે શાસ્ત્ર વિધિનો ત્યાગ કરીને કામકારતઃ-વર્તતે ઇચ્છા પ્રમાણે વરતે છે. સઃ-સિદ્ધિં-ન-અવાપ્નોતિ-તે સિદ્ધને નથી પામતો ન-સુખં-ન-પરાં-ગતિં-નથી સુખ (પામતો અને) નથી ઉત્તમ ગતિને ( પામતો. )

ગુ. અર્થ=જે પુરૂષ શાસ્ત્ર વિધિનો ત્યાગ કરીને ઇચ્છા પ્રમાણે

વરતે છે, તે સિદ્ધિને નથી પામતો, નથી સુખ પામતો અને નથી ઉત્તમ ગતિને પામતો

**તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે, કાર્યાકાર્ય વ્યવસ્થિતૌ ।**
**જ્ઞાત્વા શાસ્ત્ર વિધાનોક્તં, કર્મ કર્તુમિહાર્હસિ ॥૨૪॥**

પદ=તસ્માત્-શાસ્ત્રં-પ્રમાણં-તે-કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ।
જ્ઞાત્વા-શાસ્ત્રવિધાનોક્તં-કર્મ-કર્તું-ઇહ-અર્હસિ ॥

. અ. અર્થ=**તસ્માત્-કાર્યાકાર્યવ્યવસ્થિતૌ**-તેટલા માટે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં **તે-શાસ્ત્રં-પ્રમાણં**-તને શાસ્ત્ર પ્રમાણ (છે) **શાસ્ત્રવિધાનોક્તં-કર્મ-જ્ઞાત્વા**-શાસ્ત્રે વિધાન કરેલા કર્મને જાણીને **ઈહ-કર્તું-અર્હસિ**-અહિં (કર્મ) કરવાને (તું) યોગ્ય છે.

ગુ. અર્થ=તેટલા માટે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં તને શાસ્ત્ર પ્રમાણ છે. શાસ્ત્રે વિધાન કરેલા કર્મને જાણીને અહીં કર્મ કરવાને તું યોગ્ય છે.

ઈ. શ્રી. ભ. ગીતાનો દૈવાસુર સંપદ્વિભાગયોગ નામનો અ. ૧૬ મો. સમાપ્ત.

# શ્રદ્ધાત્રય વિભાગ-અ. ૧૭ મો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યો—

યે શાસ્ત્રવિધિમુત્સૃજ્ય, યજન્તે શ્રદ્ધયાઽન્વિતાઃ ।
તેષાં નિષ્ઠા તુ કા કૃષ્ણ, સત્ત્વમાહો રજસ્તમઃ ॥૧॥

પદ=યે-શાસ્ત્રવિધિ-ઉત્સૃજ્ય-યજન્તે-શ્રદ્ધયા-અન્વિતા ।
તેષાં-નિષ્ઠા-તુ-કા-કૃષ્ણ-સત્ત્વ-આહો-રજ-તમ ॥

અ. અર્થ=યે-શાસ્ત્રવિધિં-ઉત્સૃજ્ય-જેઓ શાસ્ત્ર વિધિને ત્યજીને શ્રદ્ધયા-અન્વિતાઃ-યજન્તે-શ્રદ્ધાવડે યુક્ત થઇને યજે છે, તેષાં-નિષ્ઠા-તુ-કૃષ્ણ-કા-તેઓની નિષ્ઠા તે હે શ્રી કૃષ્ણ? કેવી છે? સત્વં-રજઃ-આહો-તમઃ-સત્વ, રજસ્ કે તમસ્ (છે.)

ગુ અર્થ=જેઓ શાસ્ત્ર વિધિને ત્યજીને શ્રદ્ધાવડે યુક્ત થઇને યજે છે, તેઓની નિષ્ઠાને, હે શ્રીકૃષ્ણ? કેવી છે? સત્વ, રજસ, કે તમસ્ છે.

શ્રી ભગવાનુવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

ત્રિવિધા ભવતિ શ્રદ્ધા, દેહિનાં સા સ્વભાવજા ।
સાત્ત્વિકી રાજસી ચૈવ, તામસી ચેતિ તાં શૃણુ ॥૨॥

પદ=ત્રિવિધા-ભવતિ-શ્રદ્ધા-દેહિનાં-સા-સ્વભાવજ ।
સાત્ત્વિકી-રાજસી-ચ-એવ-તામસી-ચ-ઇતિ-તાં-
શ્રૃણુ ॥

અ. અર્થ=દેહિનાં-સા-સ્વભાવજા-શ્રદ્ધા-દેહધારી જીવોની તે સ્વભાવ જન્ય શ્રદ્ધા સાત્ત્વિકી-ચ-રાજસી-ચ-તામસી-ઇતિ-સાત્ત્વિકી અને રાજસી તથા તામસી એમ ત્રિવિધા-એવ-ભવતિ-તાં-શૃણુ-ત્રણ પ્રકારની જ થાય છે. તેને ( તું ) સાંભળ.

ગુ. અર્થ=દેહધારી જીવોની તે સ્વભાવજન્ય શ્રદ્ધા, સાત્ત્વિકી, અને રાજસી તથા તામસી એમ ત્રણ પ્રકારની જ થાય છે તેને તું સાભળ.

સત્ત્વાનુરૂપા સર્વસ્ય, શ્રદ્ધા ભવતિ ભારત ।
શ્રદ્ધામયોઽયં પુરૂષો, યોયચ્છ્રદ્ધસ્સ એવ સઃ ॥૩॥

પદ=સત્વાનુરૂપા-સર્વસ્ય-શ્રદ્ધા-ભવતિ-ભારત ।
શ્રદ્ધામયઃ-અયં-પુરૂષઃ-યઃ=યચ્છ્રદ્ધઃ-સ-એવ-સઃ ॥

અ. અર્થ=ભારત-સર્વસ્ય-શ્રદ્ધા-સત્ત્વાનુરૂપા-ભવતિ-હે ભારત ? સર્વની શ્રદ્ધા સત્વાનુરૂપા થાય છે. અયં-પુરૂષઃ-શ્રદ્ધામયઃ-આ પુરૂષ શ્રદ્ધામય (છે) યઃ-યત્-શ્રદ્ધઃ-સઃ-સઃ-એવ-જે જે શ્રદ્ધાવાળો કહેવાય (છે.)

ગુ. અર્થ=હે ભારત ? સર્વની શ્રદ્ધા સત્વાનુરૂપા થાય છે. આ પુરૂષ શ્રદ્ધામય છે. જે જે શ્રદ્ધાવાળો છે, તે તેજ શ્રદ્ધાવાળો કહેવાય છે.

યજન્તે સાત્ત્વિકા દેવાન્, યક્ષરક્ષાંસિ રાજસાઃ ।
પ્રેતાન્ ભૂતગણાંશ્ચાન્યે, યજન્તે તામસા જનાઃ ॥૪॥

પદ=યજન્તે-સાત્વિકાઃ-દેવાન્-યક્ષરક્ષાંસિ-રાજસાઃ ।
પ્રેતાન્-ભૂતગણાન્-ચ-અન્યે-યજન્તે-તામસાઃ-જનાઃ ॥

અ. અર્થ=સાત્વિકાઃ--દેવાન્-યજન્તે--સાત્વિકો દેવોને પૂજે છે. ચ-રાજસાઃ-યક્ષરક્ષાંસિ-અને રાજસ્ પ્રકૃતિવાળાઓ યક્ષને અને રાક્ષસોને (તથા) અન્યે-તામસાઃ-જનાઃ-પ્રેતાન્--ભૂતગણાન્--યજન્તે-બીજા તામસ્ પ્રકૃતિવાળા પુરૂષો પ્રેતોને (અને) ભુતગણોને પૂજે છે.

ગુ. અર્થ=સાત્વિકો દેવોને પૂજે છે અને રાજસ્ પ્રકૃતિવાળાઓ યક્ષને અને રાક્ષસોને તથા બીજા તામસ્ પ્રકૃતિવાળા પુરૂષો પ્રેતોને અને ભુતગણોને પૂજે છે.

અશાસ્ત્ર વિહિતં ઘોરં, તપ્યન્તે યે તપોજનાઃ ।
દંભાહંકાર સંયુક્તાઃ, કામરાગબલાન્વિતાઃ ॥૫॥

પદ=અશાસ્ત્રવિહિત-ઘોર-તપ્યન્તે-યે-તપ-જનાઃ- ।
દભાહંકાર સયુક્તા-કામરાગબલાન્વિતાઃ ॥

અ અર્થ=દંભાહંકારસંયુક્તાઃ--કામરાગબલાન્વિતાઃ-દંભ અને અહંકારથી સંયુક્ત (તે) કામ અને રાગના બલવડે યુક્ત એવા યે-જનાઃ-અશાસ્ત્રવિહિતં-ઘોરં-તપઃ-તપ્યન્તે-જે લોકો શાસ્ત્રે નહીં કહેલા ઘોર તપને કરે છે (તેમને આસુરી નિશ્ચયવાળા જાણ)

ગુ અર્થ=દંભ અને અહંકારથી સંયુક્ત તે કામ અને રાગના બળવડે યુક્ત એવા જે લોકો શાસ્ત્રે નહીં કહેલા ઘોર તપને કરે છે. તેમને આસુરી નિશ્ચયવાળા જાણ

કર્શયન્તશ્શરીરસ્થં, ભૂતગ્રામમચેતસઃ ।
માં ચૈવાન્ત શ્શરીરસ્થં, તાન્વિદ્ધ્યાસુરનિશ્ચયાન્ ૬

પદ=કર્ષયન્તઃ–શરીરસ્થં–ભૂતગ્રામં–અચેતસઃ ।
માં–ચ–એવ–અન્તઃ–શરીરસ્થં–તાન્–વિદ્ધિ–
આસુરનિશ્ચયાન્ ॥

અ. અર્થ=શરીરસ્થં–ભૂતગ્રામં–ચ અન્તઃશરીરસ્થં–માં–એવ–કર્શયન્તઃ–અચેતસઃ–શરીરમાં રહેલા ભૂતોના સમૂહને અને અંતર્ શરીરમાં રહેલા મને પણ કૃશ કરતા અવિવેકીઓ (છે) તાન્–આસુરનિશ્ચયાન્–વિદ્ધિ તેઓને આસુરી નિશ્ચયવાળા જાણ.

ગુ. અર્થ=શરીરમાં રહેલા ભૂતોના સમૂહને અને અંતર્ શરીરમા રહેલા મને પણ કૃશ કરતા–ખેંચતા અવિવેકીઓ છે. તેઓને આસુરી નિશ્ચયવાળા જાણ.

આહારસ્ત્વપિ સર્વસ્ય, ત્રિવિધો ભવતિપ્રિયઃ ।
યજ્ઞસ્તપ સ્તથા દાનં, તેષાં ભેદમિમં શૃણુ ॥ ૭ ॥

પદ=આહારઃ–તુ–અપિ–સર્વસ્ય–ત્રિવિધઃ–ભવતિ–પ્રિયઃ ।
યજ્ઞઃ–તપઃ–તથા–દાનં–તેષાં–ભેદં–ઇમં–શ્રુણુ ॥

અ. અર્થ=તુ–સર્વસ્ય–પ્રિયઃ–આહારઃ–અપિ–ત્રિવિધઃ–ભવતિ–વળી સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારના થાય છે. તથા–યજ્ઞઃ–તપઃ–દાનં–તથા યજ્ઞ, તપ, અને દાન તેષાં–ઈમં–ભેદં–શ્રૃણુ–તેઓના આ (ત્રણ પ્રકારના) ભેદને સાંભળ.

ગુ. અર્થ=વળી સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો થાય

છે. તથા યજ્ઞ, તપ, અને દાન તેઓના આ ત્રણ પ્રકારના ભેદને સાંભળ.

**આયુસ્સત્વ બલારોગ્ય, સુખ પ્રીતિ વિવર્ધનાઃ ।**
**રસ્યાસ્સ્નિગ્ધાસ્સ્થિરાહૃદ્યા, આહારાસ્સાત્વિકપ્રિયાઃ ૮**

પદ=આયુઃ સત્વબલારોગ્યસુખપ્રીતિ વિવર્ધનાઃ ।
રસ્યાઃ-સ્નિગ્ધાઃ-સ્થિરાઃ-હૃદ્યાઃ-આહારાઃ-સાત્વિકપ્રિયાઃ॥

અ. અર્થ=**આયુઃસત્વબલારોગ્યસુખપ્રીતિવિવર્ધનાઃ**-આયુષ્ય, સત્વ, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા **રસ્યાઃ-સ્નિગ્ધાઃ-સ્થિરાઃ-હૃદ્યાઃ-આહારાઃ-સાત્વિકપ્રિયાઃ**--સ્વાદવાળા, સ્નેહવાળા-ઘીવાળા સ્થિર રહેનારા, હૃદયને પ્રસન્નતા આપે એવા આહારો સાત્વિકને પ્રિય છે. ( ગુજરાતી અર્થ સીધો છે. )

**કટ્વમ્લલવણાત્યુષ્ણ, તીક્ષ્ણરૂક્ષવિદાહિનઃ ।**
**આહારા રાજસસ્યેષ્ટા, દુઃખશોકામયપ્રદાઃ ॥૯॥**

પદ=કટ્વમ્લલવણાત્યુષ્ણતીક્ષ્ણરૂક્ષવિદાહિનઃ ।
આહારાઃ-રાજસસ્ય-ઇષ્ટાઃ-દુઃખશોકામયપ્રદાઃ ॥

અ. અર્થ=**કટ્વમ્લલવણાત્યુષ્ણતીક્ષ્ણરૂક્ષવિદાહિનઃ**-કડવા, ખાટા, ખારા, અતિ ઊના, તીખા, લૂખા, અને દાહ કરનારા **દુઃખશોકામયપ્રદાઃ**-દુઃખ, શોક અને રોગ કરનારા **આહરાઃ-રાજસસ્ય-ઈષ્ટાઃ**-આહારો રાજસ્ પ્રકૃતિવાળા માણસને પ્રિય હોય છે. )

ગુ. અર્થ=કડવા, ખાટા, ખારા, અતિ ઊના, તીખા, લૂખા, અને દાહ કરનાર, દુઃખ, શોક અને રોગ કરનારા, આહારો રાજસ્ પ્રકૃતિવાળા માણસને પ્રિય હોય છે.

યાતયામં ગતરસં, પૂતિ પર્યુષિતં ચ યત્ ।
ઉચ્છિષ્ટમપિ ચામેધ્યં, ભોજનં તામસ પ્રિયમ્‌ ॥૧૦॥

પદ=યાતયામં–ગતરસં–પૂતિ–પર્યુષિતં–ચ–યત્ ।
ઉચ્છિષ્ટં–અપિ–ચ–અમેધ્યં–ભોજનં–તામસપ્રિયં ॥

અ. અર્થ=યત્–યાતયામં–ગતરસં–પૂતિ–પર્યુષિતં–ચ–ઉચ્છિષ્ટં–જે થોડું પાકેલું, રસવગરનું, દુર્ગંધવાળું, ટાઢું તથા છાંડેલું, અપિ–ચ–અમેધ્યં–ભોજનં–તામસપ્રિયં–અને વળી યજ્ઞમાં ન હોમાય એવું ભોજન તામસ્ જનોને પ્રિય (હોય છે.)

ગુ. અર્થ=જે થોડું પાકેલું, રસવગરનું, દુર્ગંધવાળું, ટાઢું તથા છાંડેલું, અને વળી યજ્ઞમાં ન હોમાય એવું ભોજન તામસ્ જનોને પ્રિય હોય છે.

અફલાકાંક્ષિભિર્યજ્ઞો, વિધિદૃષ્ટો ય ઇજ્યતે ।
યષ્ટવ્યમેવેતિમનઃ, સમાધાય સ સાત્વિકઃ ॥૧૧॥

પદ=અફલાકાંક્ષિભિ –યજ્ઞઃ–વિધિદૃષ્ટઃ–
યષ્ટવ્યં–એવ–ઇતિ–મનઃ–સમાધ

અ. અર્થ=યષ્ટવ્યં–એવ–ઇતિ
યજ્ઞ કરવા યોગ્ય છે [illegible] નો નિ

કાંક્ષિભિઃ-યઃ-વિધિદૃષ્ટઃ-યજ્ઞઃ-ઇજ્યતે-ફલની ઇચ્છા નહી રાખનારાઓએ જે શાસ્ત્ર વિહિત યજ્ઞ કરાય છે સઃ-સાત્વિકઃ-તે સાત્વિક-યજ્ઞ ( કહેવાય છે. )

ગુ. અર્થ=યજ્ઞ કરવા યોગ્યજ છે એમ મનનો નિશ્ચય કરીને ફલની ઇચ્છા નહીં રાખનારાઓએ જે શાસ્ત્ર વિહિત યજ્ઞ કરાય છે. તે યજ્ઞ સાત્વિક યજ્ઞ કહેવાય છે.

અભિસન્ધાય તુ ફલં, દંભાર્થમપિ ચૈવયત્ ।
ઇજ્યતે ભરતશ્રેષ્ઠ, તં યજ્ઞં વિદ્ધિ રાજસમ્ ॥૧૨॥

પદ=અભિસન્ધાય-તુ-ફલં-દંભાર્થં-અપિ-ચ-એવ-યત્ ।
ઇજ્યતે-ભરતશ્રેષ્ઠ-તં-યજ્ઞં-વિદ્ધિ-રાજસમ્ ॥

અ. અર્થ=તુ-ફલં-અભિસંધાય-વળી ફળની અપેક્ષા કરીને ચ-એવ-દંભાર્થં-અપિ-તેમજ દંભને અર્થે પણ યત્-ઈજ્યતે-જે-યજ્ઞ કરાય છે. તં-યજ્ઞં-ભરતશ્રેષ્ઠ-રાજસં-વિદ્ધિ-તે યજ્ઞને હે ભરતશ્રેષ્ઠ ? રાજસ જાણ.

ગુ અર્થ=વળી ફળની અપેક્ષા કરીને, તેમજ દંભને અર્થે પણ જે યજ્ઞ કરાય છે. તે યજ્ઞને હે ભરત શ્રેષ્ઠ-અર્જુન ! તું રાજસ યજ્ઞ જાણ.

વિધિહીનમસૃષ્ટાન્નં, મંત્રહીનમદક્ષિણમ્ ।
શ્રદ્ધાવિરહિતં યજ્ઞં, તામસં પરિચક્ષતે ॥૧૩॥

પદ=વિધિહીનં-અસૃષ્ટાન્નં-મંત્રહીનં-અદક્ષિણમ્ ।
શ્રદ્ધાવિરહિતં-યજ્ઞં-તામસં-પરિચક્ષતે ॥

અ. અર્થ=વિધિહીનં—અસૃષ્ટાન્નં—મંત્રહીનં—અદક્ષિણં—શ્રદ્ધાવિરહિતં—યજ્ઞં—તામસં—પરિચક્ષતે—વિધિરહિત, અન્નદાન વિનાનો, મંત્રરહિત, દક્ષિણારહિત, શ્રદ્ધાથી અત્યંત રહિત એવા યજ્ઞને તામસ-યજ્ઞ કહે છે.

દેવદ્વિજગુરૂપ્રાજ્ઞ, પૂજનં શૌચમાર્જવમ્ ।
બ્રહ્મચર્યં મહિંસા ચ, શારીરં તપ ઉચ્યતે ॥૧૪॥

પદ=દેવદ્વિજગુરૂપ્રાજ્ઞપૂજનં—શૌચં—આર્જવમ્ ।
બ્રહ્મચર્યં—અહિંસા—ચ—શારીરં—તપઃ—ઉચ્યતે ॥

અ. અર્થ=દેવદ્વિજગુરૂપ્રાજ્ઞપૂજનં-શૌચં-આર્જવં-બ્રહ્મચર્યં-ચ--અહિંસા-શારીરં--તપઃ--ઉચ્યતે--દેવ, દ્વિજ, ગુરૂ અને પ્રાજ્ઞનુંપૂજન, પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય, અને અહિંસા એ શારીર તપ કહેવાય છે.

અનુદ્વેગકરં વાક્યં, સત્યં પ્રિયહિતં ચ યત્ ।
સ્વાધ્યાયાભ્યસનં ચૈવ, વાઙ્મયં તપ ઉચ્યતે ॥૧૫॥

પદ=અનુદ્વેગકરં—વાક્યં—સત્યં—પ્રિયહિતં—ચ—યત્ ।
સ્વાધ્યાયાભ્યસનં—ચ—એવ—વાઙ્મયં—તપ—ઉચ્યતે ॥

અ. અર્થ=અનુદ્વેગકરં—સત્યં—ચ--પ્રિયહિતં—યત્—વાક્યં—ઉદ્વેગ ન કરે એવું સાચું અને પ્રિય (તથા) હિતકર એવું જે વાક્ય ચ-એવ-તેમજ સ્વાધ્યાયાભ્યસનં-વાઙ્મયં--તપઃ--ઉચ્યતે-વેદોનો અભ્યાસ એ વાઙ્મય તપ કહેવાય છે.

ગુ. અર્થ=ઉદ્વેગ ન કરે એવું, સાચું અને પ્રિય તથા હિતકર એવું જે વાક્ય તેમજ વેદોનો અભ્યાસ, એ વાઙ્મય તપ કહેવાય છે.

**મનઃ પ્રસાદસ્સૌમ્યત્વં, મૌનમાત્મવિનિગ્રહઃ ।**
**ભાવસંશુદ્ધિ રિત્યેત્ત, ત્તપો માનસ મુચ્યતે ॥૧૬॥**

પદ=મનઃપ્રસાદઃ-સૌમ્યત્વં-મૌનં-આત્મવિનિગ્રહઃ ।
ભાવસંશુદ્ધિઃ-ઇતિ-એતત્-તપઃ-માનસં-ઉચ્યતે ॥

અ. અર્થ=**મનઃપ્રસાદઃ-સૌમ્યત્વં-મૌનં-આત્મવિનિગ્રહઃ**-મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મનોનિગ્રહ (અને) **ભાવસંશુદ્ધિઃ-ઇતિ-એતત્-માનસં-તપઃ-ઉચ્યતે**-અંતઃકરણની શુદ્ધિ એ પ્રમાણે એ માનસ તપ કહેવાય છે.

ગુ. અર્થ=મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન, મનોનિગ્રહ અને અંતઃકરણની શુદ્ધિ એ માનસ તપ કહેવાય છે.

**શ્રદ્ધયા પરયા તપ્તં, તપસ્તત્ત્રિ વિધં નરૈઃ ।**
**અફલાકાંક્ષિભિર્યુક્તૈ, સ્સાત્ત્વિકં પરિચક્ષતે ॥૧૭॥**

પદ=શ્રદ્ધયા-પરયા-તપ્તં-તપઃ-તત્-ત્રિવિધં-નરૈઃ ।
અફલાકાંક્ષિભિઃ-યુક્તૈઃ-સાત્વિકં-પરિચક્ષતે ॥

અ. અર્થ=**અફલાકાંક્ષિભિઃ-યુક્તૈઃ-નરૈઃ**-ફલની ઇચ્છા વિનાના સમાહિત પુરૂષોએ **પરયા-શ્રદ્ધયા-તપ્તં**-ઉત્તમ શ્રદ્ધા વડે આચરેલું **તત્-ત્રિવિધં-તપઃ-સાત્વિકં-પરિચક્ષતે**-તે ત્રણે પ્રકારનું તપ સાત્વિક કહેવાય છે.

ગુ. અર્થ=ફલની ઇચ્છા વિનાના સમાહિત પુરૂષોએ ઉત્તમ શ્રદ્ધા વડે આચરેલું, તે ત્રણે પ્રકારનું તપ સાત્વિક કહેવાય છે.

સત્કારમાનપૂજાર્થં, તપોદંભેન ચૈવયત્ ।
ક્રિયતેતદિહપ્રોક્તં, રાજસં ચલમ ધ્રુવમ્ ॥ ૧૮ ॥

પદ=સત્કારમાનપૂજાર્થં–તપઃ–દંભેન–ચ–એવ–યત્ ।

ક્રિયતે–તત્–ઈહ–પ્રોક્તં–રાજસં–ચલં–અધ્રુવમ્ ॥

અ. અર્થ=સત્કારમાનપૂજાર્થં–ચ–દંભેન–એવ–યત્–તપઃ–ક્રિયતે–સતત્કાર, માન અને પૂજાને માટે અને દંભ વડેજ જે તપ કરાય છે. તત્–રાજસં–તે રાજસ્ (છે અને) ઈહ–ચલં–અધ્રુવં–પ્રોક્તં–અહિંયાં (તે) ચલ (અને) અધ્રુવ કહેવાયું છે.

સુ. અર્થ=સત્કાર, માન અને પૂજાને માટે અને દંભ વડે જ જે તપ કરાય છે. તે તપ રાજસ છે અને અહિંયાં ચલ તથા અધ્રુવ કહેવાયું છે.

મૂઢગ્રાહેણાત્મનોયત્, પીડયાક્રિયતે તપઃ ।
પરસ્યોત્સાદનાર્થંવા, તત્તામસમુદાહૃતમ્ ॥ ૧૯ ॥

પદ=મૂઢગ્રાહેણ–આત્મનઃ–યત્–પીડયા–ક્રિયતે–તપઃ ।

પરસ્ય–ઉત્સાદનાર્થં–વા–તત્–તામસં–ઉદાહૃતમ્ ॥

અ. અર્થ=મૂઢગ્રાહેણ–આત્મનઃ–પીડયા–અવિવેક-વાળા દુરાગ્રહ વડે પોતાને પીડાવડે–પીડીને વા–પરસ્ય–ઉત્સાદનાર્થં–અથવા બીજાના નાશને માટે યત્–તપઃ–ક્રિયતે–જે તપ કરાય છે. તત્–તામસં–ઉદાહૃતં–તે–તપ તામસ કહેવાએલું છે.

ગુ. અર્થ=અવિવેકવાળા, દુરાગ્રહ વડે પોતાને પીડા વડે-પીડીને અથવા બીજાના નાશને માટે જે તપ કરાય છે. તે તપ તામસ કહેવાએલ છે.

દાતવ્યમિતિયદ્દાનં, દીયતેઽનુપકારિણે ।
દેશે કાલે ચ પાત્રે ચ, તદ્દાનં સાત્વિકં સ્મૃતમ્ ॥૨૦॥

પદ=દાતવ્ય-ઇતિ-યત્-દાનં-દીયતે-અનુપકારિણે ।
દેશે-કાલે-ચ-પાત્રે-ચ-તત્-દાનં-સાત્વિકં-સ્મૃતમ્ ॥

અ. અર્થ=દાતવ્યં-ઇતિદેશે-ચ-કાલે-ચ-અનુપકારિણે-પાત્રે-યત્-દાનં-દીયતે-દેવુંજ જોઇએ એમ (ધારીને) દેશમાં અને કાળમા તથા ઉપકાર નહિં કરનાર એવા પાત્રમાં જે દાન અપાય છે. તત્-દાનં-સાત્વિકં-સ્મૃતં-તે દાનને સાત્વિક કહેલું છે.

ગુ. અર્થ=દેવુજ જોઇએ એમ ધારીને દેશમા અને કાળમા તથા ઉપકાર નહીં કરનાર એવા પાત્રમા જે દાન અપાય છે. તે દાનને સાત્વિક દાન કહેલું છે.

યત્તુપ્રત્યુપકારાર્થં, ફલમુદ્દિશ્યવા પુનઃ ।
દીયતે ચ પરિક્લિષ્ટં, તદ્દાનં રાજસં સ્મૃતમ્ ॥૨૧॥

પદ=યત્-તુ-પ્રત્યુપકારાર્થં-ફલં-ઉદ્દિશ્ય-વા-પુન ।
દીયતે-ચ-પરિક્લિષ્ટં-તત્-દાનં-રાજસં-સ્મૃતમ્ ॥

અ. અર્થ=તુ-પુનઃ-યત્-ફલં-ઉદ્દિશ્ય-અને વળી જે ફલને ઉદ્દેશીને વા-પ્રત્યુપકારાર્થં-અથવા સામા ઉપકારને માટે ચ-અને પરિક્લિષ્ટં-દાનં-દીયતે-અતિ

ક્લેશવાળું દાન અપાય છે. તત્-રાજસં-સ્મૃતં-તે-દાન રાજસ કહ્યું છે.

ગુ. અર્થ=અને વળી જે ફલને ઉદ્દેશીને અથવા સામા ઉપકારને માટે અને અતિ ક્લેશવાળું દાન અપાય છે. તે દાન રાજસ કહ્યું છે.

**અદેશકાલે યદ્દાન, મપાત્રેભ્યશ્ચ દીયતે ।**
**અસત્કૃતમવજ્ઞાતં, તત્તામસમુદાહૃતમ્ ॥ ૨૨ ॥**

પદ=અદેશકાલે-યત્-દાનં-અપાત્રેભ્યઃ-ચ-દીયતે ।
અસત્કૃતં-અવજ્ઞાતં-તત્-તામસં-ઉદાહૃતમ્ ॥

અ. અર્થ=યત્--દાનં--અદેશકાલે--અપાત્રેભ્યઃ-અસત્કૃતં-ચ-અવજ્ઞાતં-દીયતે-જે દાન અપવિત્ર દેશકાળમાં અપાત્રોને સત્કાર વિના અને તિરસ્કાર પૂર્વક અપાય છે, તત્-તામસં-ઉદાહૃતં-તે દાનને તામસ કહેલું છે.

ગુ. અર્થ=જે દાન અપવિત્ર દેશકાળમાં અપાત્રોને સત્કાર વિના અને તિરસ્કારપૂર્વક અપાય છે. તે દાનને તામસ દાન કહેલું છે.

**ઓંતત્સદિતિ નિર્દેશો, બ્રહ્મણસ્ત્રિવિધસ્સ્મૃતઃ ।**
**બ્રાહ્મણાસ્તેન વેદાશ્ચ, યજ્ઞાશ્ચ વિહિતાઃ પુરા ॥૨૩॥**

પદ=ઓંતત-સત્-ઇતિ-નિર્દેશ-બ્રહ્મણઃ-ત્રિવિધઃ-સ્મૃતઃ ।
બ્રાહ્મણાઃ-તેન-વેદાઃ-ચ-યજ્ઞાઃ-ચ-વિહિતાઃ-પુરા ॥

અ. અર્થ=ઓં-તત્-સત્-ઇતિ-બ્રહ્મણઃ-નિર્દેશઃ-ત્રિવિધઃ-સ્મૃતઃ-ઓમ્ તત્ અને સત્ એમ બ્રહ્મનો નિર્દેશ ત્રણ પ્રકારનો કહેલો છે. તેન-પુરા-બ્રાહ્મણાઃ-ચ-વેદાઃ-

ચ-યજ્ઞાઃ-વિહિતાઃ-તે વડે સૃષ્ટિના આદિ કાળમાં બ્રહ્મણો અને વેદો તથા યજ્ઞો સૃજ્યા છે.

ગુ. અર્થ=ઓમ્ તત્ અને સત્ એમ બ્રહ્મનો નિર્દેશ ત્રણ પ્રકારનો કહેલો છે. તે વડે સૃષ્ટિના આદિ કાળમાં બ્રાહ્મણો અને વેદો તથા યજ્ઞો સૃજ્યા છે.

તસ્માદોમિત્યુદાહૃત્ય, યજ્ઞદાન તપઃ ક્રિયાઃ ।
પ્રવર્ત્તન્તે વિધાનોક્તા, સ્સતતં બ્રહ્મવાદિનામ્ ॥૨૪॥

પદ=તસ્માત્-ઓંઇતિ-ઉદાહૃત્ય-યજ્ઞદાનતપઃક્રિયાઃ ।
પ્રવર્ત્તન્તે-વિધાનોક્તાઃ-સતતં-બ્રહ્મવાદિનામ્ ॥

અ. અર્થ=તસ્માત્-ઓંઇતિ-ઉદાહૃત્ય-તેટલા માટે ઓમ્ એ પ્રમાણે બોલીને બ્રહ્મવદિનામ્-વિધાનોક્તાઃ-યજ્ઞદાનતપઃ-ક્રિયાઃ-સતતં-પ્રવર્ત્તન્તે- બ્રહ્મવાદીઓની વિધિશાસ્ત્રે કહેલી યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ નિરંતર પ્રવર્ત્તે છે.

ગુ. અર્થ=તેટલા માટે ૐ એ પ્રમાણે બોલીને બ્રહ્મવાદીઓની વિધિશાસ્ત્રે કહેલી યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ નિરંતર પ્રવર્ત્તે છે.

તદિત્યનભિસન્ધાય, ફલં યજ્ઞતપઃ ક્રિયાઃ ।
દાનક્રિયાશ્ચ વિવિધાઃ, ક્રિયન્તે મોક્ષકાંક્ષિભિઃ ॥૨૫॥

પદ=તત્-ઇતિ-અનભિસન્ધાય-ફલં-યજ્ઞતપઃક્રિયાઃ ।
દાનક્રિયાઃ-ચ-વિવિધાઃ-ક્રિયન્તે-મોક્ષકાંક્ષિભિઃ ॥

અ. અર્થ=તત્-ઇતિ-બ્રહ્મનું તત્ એ પ્રકારનું નામ બોલીને ફલં-અનભિસંધાય-ફલને નહિં ઇચ્છીને યજ્ઞ-

**તપઃ ક્રિયાઃ**યજ્ઞ તથા તપની ક્રિયાઓ **ચ**—અને **વિવિધાઃ–દાનક્રિયા**—જુદાજુદા પ્રકારની દાન ક્રિયાઓ **મોક્ષકાંક્ષિભિ**—ક્રિયન્તે—મોક્ષને ઇચ્છનારાઓએ કરાય છે.

શુ અર્થ=બ્રહ્મનું તત્ એ પ્રકારનું નામ બોલીને, ફલને નહીં ઇચ્છીને યજ્ઞ તથા તપની ક્રિયાઓ અને જુદાજુદા-પ્રકારની દાન ક્રિયાઓ મોક્ષને ઇચ્છનારાઓએ કરાય છે

સદ્ભાવે સાધુભાવે ચ, સદિત્યે તત્પ્રયુજ્યતે ।
પ્રશસ્તે કર્મણિ તથા, સચ્છબ્દઃ પાર્થ યુજ્યતે ।

પદ=સદ્ભાવે-સાધુભાવે-ચ-સત્-ઇતિ-એતત્-પ્રયુજ્યતે ।
પ્રશસ્તે-કર્મણિ-તથા-સચ્છબ્દ-પાર્થ-યુજ્યતે ॥

અ અર્થ=**સદ્ભાવે-ચ-સાધુભાવે**-સદ્ભાવમા અને સાધુભાવમા **સત્-ઇતિ-એતત્-પ્રયુજ્યતે**-સત્ એવી રીતનો શબ્દ જોડાય છે. **તથા-પ્રશસ્તે-કર્મણિ**-તથા શ્રેષ્ઠ કર્મમા (પણ) **પાર્થ-સત્-શબ્દઃ-યુજ્યતે**-હે પાર્થ ! સત શબ્દ જોડાય છે.

શુ અર્થ=સદ્ભાવમા અને સાધુભાવમા સત્ એની રીતનો શબ્દ જોડાય છે. તથા શ્રેષ્ઠ કર્મમા પણ હે પાર્થ ! સત્ શબ્દ જોડાય છે.

યજ્ઞેતપસિદાને ચ, સ્થિતિઃ સદિતિ ચોચ્યતે ।
કર્મ ચૈવ તદર્થીયં, સદિત્યેવાભિધીયતે ॥ ૨૭ ॥

પદ=યજ્ઞે-તપસિ-દાને-ચ-સ્થિતિ-સત્-ઇતિ-ચ-ઉચ્યતે ।
કર્મ-ચ-એવ-તદર્થીયં-સત્-ઇતિ-એવ-અભિધીયતે ॥

અ. અર્થ=-યજ્ઞે-ચ-તપસિ-ચ-દાને-સ્થિતિઃ-યજ્ઞમાં અને તપમાં તથા દાનમાં (જે) સ્થિતિ (છે તે પણ) સત્-ઇતિ-ઉચ્યતે-સત્ એમ કહેવાય છે. ચ-તદર્થીયં-કર્મ-એવ-સત્-અભિધીયતે-અને તદર્થીય કર્મ પણ સત્ એમજ કહેવાય છે.

ગુ. અર્થ=યજ્ઞમા અને તપમા તથા દાનમા જે સ્થિતિ છે તે પણ સત્ એમ કહેવાય છે. અને તદર્થીય કર્મ પણ સત્ એમજ કહેવાય છે.

**અશ્રદ્ધયા હુતં દત્તં, તપસ્તપ્તં કૃતં ચ યત્ ।**
**અસદિત્યુચ્યતે પાર્થ, ન ચ તત્પ્રેત્યનો ઇહ ॥૨૮॥**

પદ=અશ્રદ્ધયા-હુતં-દત્તં-તપઃ-તપ્તં-કૃતં=ચ-યત્ ।
અસત્-ઇતિ-ઉચ્યતે-પાર્થ-ન-ચ-તત્-પ્રેત્ય-નો-ઇહ॥

અ. અર્થ=અશ્રદ્ધયા-હુતં-દત્તં-તપઃ-તપ્તં-અશ્રદ્ધાથી હોમેલું, દીધેલું, તપ કરેલું, ચ-યત્-કૃતમ્-અને જે કરેલું (છે તે) અસત્-ઇતિ-ઉચ્યતે-અસત્ એમ કહેવાય છે. પાર્થ-હે પાર્થ ! તત્-પ્રેત્ય-ન-ચ-ઇહ-નો-તે મરીને-પરલોકમાં નથી અને અહીં (પણ) નથી.

ગુ. અર્થ=અશ્રદ્ધાથી હોમેલુ, દીધેલુ, તપ કરેલુ, અને જે કરેલું છે તે અસત્ એમ કહેવાય છે. હે પાર્થ! તે મરીને પરલોકમાં નથી અને અહીં પણ નથી.

ઇ. શ્રી. ભ. ગી. નો શ્રદ્ધાત્રય વિભાગ નામનો અ. ૧૭ મો.
સમાપ્ત.

## સંન્યાસ યોગ—અધ્યાય ૧૮ મો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યા.

સંન્યાસસ્યમહાબાહો, તત્ત્વમિચ્છામિવેદિતુમ્ ।
ત્યાગસ્ય ચ હૃષીકેશ, પૃથક્કેશિનિષૂદન ॥ ૧ ॥

પદ=સંન્યાસસ્ય-મહાબાહો-તત્ત્વં-ઈચ્છામિ-વેદિતુમ્ ।
ત્યાગસ્ય-ચ-હૃષીકેશ-પૃથક્-કેશિનિષૂદન ॥

અ. અર્થ=મહાબાહો—કેશિનિષૂદન—હૃષીકેશ—હે મહાબાહો ! હે કેશી દૈત્યનો નાશ કરનારા ! હે હૃષીકેશ !સંન્યાસસ્ય-ચ-ત્યાગસ્ય-તત્ત્વં-પૃથક્-વેદિતું-ઈચ્છામિ-સંન્યાસના અને ત્યાગ તત્ત્વને ભિન્ન ભિન્ન જાણવાને ઈચ્છું છું.

ગુ. અર્થ=હે મહાબાહો ! હે કેશી દૈત્યનો નાશ કરનારો ! હે હૃષીકેશ ! સંન્યાસના અંતે ત્યાગના તત્ત્વને હું ભિન્ન ભિન્ન જાણવાને ઇચ્છું છું.

શ્રી ભગવાન્ ઉવાચ-શ્રી ભગવાન્ બોલ્યા.

કામ્યાનાં કર્મણાં ન્યાસં, સંન્યાસં કવયો વિદુઃ ।
સર્વકર્મફલત્યાગં, પ્રાહુસ્ત્યાગં વિચક્ષણાઃ ॥ ૨ ॥

પદ=કામ્યાનાં-કર્મણાં-ન્યાસં-સંન્યાસં-કવયઃ-વિદુઃ ।
સર્વકર્મફલત્યાગં-પ્રાહુઃ-ત્યાગં-વિચક્ષણાઃ ॥

અ. અર્થ=કામ્યાનાં-કર્મણાં-ન્યાસં-કવયઃ-સંન્યાસં-વિદુઃ-કામ્ય કર્મના ન્યાસને પંડિતો સંન્યાસ કહે છે. (અને) સર્વકર્મફલત્યાગં-વિચક્ષણાઃ-ત્યાગં-આહુઃ-સર્વ કર્મના ફલના ત્યાગને પંડિતો ત્યાગ કહે છે.

ગુ. અર્થ=કામ્ય કર્મના ન્યાસને પંડિતો સંન્યાસ કહે છે. અને સર્વકર્મના ફલના ત્યાગને પંડિતો ત્યાગ કહે છે.

ત્યાજ્યં દોષવદિત્યેકે, કર્મપ્રાહુર્મનીષિણઃ ।
યજ્ઞદાનતપઃ કર્મ, ન ત્યાજ્યમિતિચાપરે ॥ ૩ ॥

પદ=ત્યાજ્યં-દોષવત્-ઇતિ-એકે-કર્મ-પ્રાહુઃ-મનીષિણઃ ।
યજ્ઞદાનતપઃ કર્મ-ન-ત્યાજ્યં-ઇતિ-ચ-અપરે ॥

અ. અર્થ=એકે-મનીષિણઃ-કેટલાએક બુદ્ધિમાનો દોષવત્-કર્મ-ત્યાજ્યં-આહુઃ-દોષવાળું કર્મ ત્યજવાયોગ્ય છે એમ કહે છે. ચ-યજ્ઞદાનતપઃ-કર્મ-ત્યાજ્યં-ન-ઇતિ-અપરે-અને યજ્ઞ, દાન, અને તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી એમ બીજાઓ (કહે છે.)

ગુ. અર્થ=કેટલાએક બુદ્ધિમાનો દોષવાળું કર્મ ત્યજવા યોગ્ય છે એમ કહે છે અને યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યજવા યોગ નથી એમ બીજાઓ કહે છે.

નિશ્ચયં શ્રૃણુ મે તત્ર, ત્યાગે ભરત સત્તમ ।
ત્યાગોહિ પુરૂષ વ્યાઘ્ર, ત્રિવિધઃ સંપ્રકીર્ત્તિતઃ ॥૪॥

પદ=નિશ્ચયં-શ્રૃણુ-મે-તત્ર-ત્યાગે-ભરતસત્તમ ।
ત્યાગઃ-હિ-પુરૂષવ્યાઘ્ર-ત્રિવિધઃ-સંપ્રકીર્ત્તિતઃ ॥

અ. અર્થ=ભારતસત્તમ-તત્ર-ત્યાગે-મે-નિશ્ચયં-શ્રૃણુ-હે ભરત શ્રેષ્ઠ-પાર્થ ! ત્યાં ત્યાગમાં મારો નિશ્ચય સાંભળ. પુરૂષવ્યાઘ્ર-હિ-ત્યાગઃ-ત્રિવિધઃ-સંપ્રકીર્તિતઃ-હે પુરૂષ વ્યાઘ્ર ! નિશ્ચય ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે.

ગુ. અર્થ=હે પાર્થ એ ત્યાગમા મારો નિશ્ચય સાંભળ. હે પુરૂષ વ્યાઘ્ર નિશ્ચય ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે.

યજ્ઞોદાનંતપઃ કર્મ, ન ત્યાજ્યં કાર્યં મેવતત્ ।
યજ્ઞોદાનંતપશ્ચૈવ, પાવનાનિમનીષિણામ્ ॥ ૫ ॥

પદ=યજ્ઞદાનતપઃકર્મ-ન-ત્યાજ્યં-કાર્યં-એવ-તત્ ।
યજ્ઞ-દાનં-તપઃ-ચ-એવ-પાવનાનિ-મનીષિણામ્ ॥

અ. અર્થ=યજ્ઞદાનતપઃકર્મ-ત્યાજ્યં-ન-તત્-કાર્યં એવ-યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ તજવા યોગ્ય નથી. તે કરવા યોગ્યજ (છે) યજ્ઞઃ-દાનં-ચ-તપઃ-એવ-યજ્ઞ, દાન અને તપ એ તો મનીષિણાં-પાવનાનિ-બુદ્ધિમાનોને પવિત્ર કરનારા છે.

ગુ. અર્થ=યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ તજવા યોગ્ય નથી. પણ તે કરવા યોગ્યજ છે. યજ્ઞ, દાન અને તપ એતો બુદ્ધિમાનોને પવિત્ર કરનારા છે.

એતાન્યપિતુકર્માણિ, સંગંત્યકત્વાફલાનિ ચ ।
કર્ત્તવ્યાનીતિમેપાર્થ, નિશ્ચિતંમતમુત્તમમ્ ॥ ૬ ॥

પદ=એતાનિ-અપિ-તુ-કર્માણિ-સંગં-ત્યકત્વા-ફલાનિ-ચ
કર્ત્તવ્યાનિ-ઇતિ-મે-પાર્થ-નિશ્ચિતં-મતં-ઉત્તમમ્ ॥

અ અર્થ=તુ--એતાનિ-કર્માણિ--અપિ--સંગં-ચ-ફલાનિ-ત્યક્ત્વા-કર્ત્તવ્યાનિ-વળી એ કર્મો પણ સંગ અને ફળ તજીને કરવા યોગ્ય (છે) ઇતિ-પાર્થ-મે-નિશ્ચિત-ઉત્તમં-મતં-એ પ્રમાણે હે પાર્થ ! મારૂં નિશ્ચિત અને ઉત્તમ મત છે

ગુ અર્થ=વળી એ કર્મો પણ સંગ અને ફળ તજીને કરવા યોગ્ય છે એ પ્રમાણે હે પાર્થ ! મારૂ નિશ્ચિત અને ઉત્તમ મત છે.

નિયતસ્ય તુ સંન્યાસઃ, કર્મણો નોપપદ્યતે ।
મોહાત્તસ્ય પરિત્યાગ, સ્તામસઃ પરિકીર્ત્તિતઃ ॥૭॥

પદ=નિયતસ્ય-તુ-સંન્યાસઃ-કર્મણઃ-ન-ઉપપદ્યતે ।
મોહાત્-તસ્ય-પરિત્યાગ-તામસઃ-પરિકીર્ત્તિત ॥

અ અર્થ=તુ-નિયતસ્ય-કર્મણ-સંન્યાસઃ-ઉપપદ્યતે-ન-જેથી હવે નિત્યકર્મનો સંન્યાસ ઘટતો નથી. તસ્ય-મોહાત્--પરિત્યાગ--તામસઃ--પરિકીર્ત્તિતઃ-તેનો મોહથી પરિત્યાગ (તે) તામસ કહેવાયો છે.

ગુ. અર્થ=જેથી હવે નિત્ય કર્મનો સંન્યાસ ઘટતો નથી તેનો મોહથી પરિત્યાગ કરવો તે તામસ કહેવાયો છે.

દુઃખમિત્યેવયત્કર્મ, કાયક્લેશભયાત્ત્યજેત્ ।
સકૃત્વા રાજસં ત્યાગં, નૈવ ત્યાગફલં લભેત્ ॥૮॥

પદ=દુખં-ઇતિ-એવ-યત્-કર્મ-કાયક્લેશભયાત્-ત્યજેત્ ।
સ-કૃત્વા-રાજસં-ત્યાગં-ન-એવ-ત્યાગફલં-લભેત્ ॥

અ અર્થ=યત્-કર્મ-દુઃખં-ઇતિ-એવ-કાયકલેશ-ભયાત્-ત્યજેત્-જે કર્મને દુઃખરૂપ છે એમજ માનીને કાયકલેશની ભયથી તજે. સઃ-રાજસં-ત્યાગં-કૃત્વા-ત્યાગફલં-ન-એવ-લભેત્-તે રાજસ ત્યાગને કરીને ત્યાગના ફળને નજ પામે.

[1] શુ. અર્થ=જે નિત્ય કર્મને દુઃખરૂપ છે એમજ માનીને કાય-ક્લેશના ભયથી તજે, તે મનુષ્ય એ રાજસ ત્યાગને કરીને ત્યાગના ફળને નજ પામે.

કાર્યમિત્યેવયત્કર્મ, નિયતં ક્રિયતેઽર્જુન ।
સંગં ત્યકત્વા ફલં ચૈવ, સત્યાગસ્સાત્વિકો મતઃ ॥૯॥

પદ=કાર્યં-ઇતિ-એવ-યત્-કર્મ-નિયતં-ક્રિયતે-અર્જુન ।
સંગં-ત્યકત્વા-ફલં-ચ-એવ-સ -ત્યાગઃ-સાત્વિકઃ-મતઃ ॥

અ. અર્થ=કાર્યં-એવ-ઇતિ-કરવા ચોગ્યજ (છે) એમ (માનીને) અર્જુન-નિયતં-યત્-કર્મ-સંગં-ચ-ફલં-ત્યકત્વા-એવ-ક્રિયતે-હે અર્જુન ! વિધિએ કહેલું જે નિત્ય કર્મ છે તે સંગને અને ફળને તજીને જ કરાય છે. સઃ-ત્યાગઃ-સાત્વિકઃ-મતઃ-તે ત્યાગ સાત્વિક માનેલો છે.

શુ. અર્થ=કરવા યોગ્યજ છે. એમ માનીને હે અર્જુન ! વિધિએ કહેલ જે નિત્યકર્મ છે, તે સંગને અને ફળને તજીનેજ કરાય છે. તે ત્યાગ સાત્વિક માનેલો છે.

**ન દ્વેષ્ટ્ય કુશલં કર્મ, કુશલેનાનુપજ્જતે ।**
**ત્યાગી સત્ત્વસમાવિષ્ટો, મેધાવી છિન્ન સંશયઃ ॥૧૦॥**

પદ=ન—દ્વેષ્ટિ—અકુશલં—કર્મ—કુશલે—ન—અનુષજ્જતે ।
ત્યાગી—સત્ત્વસમાવિષ્ટઃ—મેધાવી—છિન્નસંશયઃ ॥

અ. અર્થ=**સત્ત્વસમાવિષ્ટઃ—મેધાવી—છિન્નસંશયઃ**—શુદ્ધ અંતઃકરણ વાળો, બુદ્ધિમાન્ (અને) સંશય વિનાનો **ત્યાગી—અકુશલં—કર્મ—ન—દ્વેષ્ટિ**—ત્યાગી અકુશલ કર્મનો નથી દ્વેષ કરતો (અને) **કુશલે—ન—અનુષજ્જતે**—કુશલ કર્મમાં નથી પ્રીતિ કરતો.

ગુ. અર્થ=શુદ્ધ અંતઃકરણવાળો, બુદ્ધિમાન્ અને સંશય વિનાનો ત્યાગી પુરૂષ અકુશળ કર્મનો દ્વેષ કરતો નથી. અને કુશલ કર્મમાં પ્રીતિ કરતો નથી.

**નહિ દેહ ભૃતાશક્યં, ત્યક્તું કર્માણ્ય શેષતઃ ।**
**યસ્તુ કર્મફલ ત્યાગી, સત્યાગીત્યભિધીયતે ॥૧૧॥**

પદ=ન—હિ—દેહભૃતા—શક્યં—ત્યક્તું—કર્માણિ—અશેષતઃ ।
યઃ—તુ—કર્મફલત્યાગી—સઃ—ત્યાગી—ઇતિ—અભિધીયતે ॥

અ. અર્થ=**હિ—દેહભૃતા—અશેષતઃ—કર્માણિ—ત્યક્તું—ન—શક્યં**—એટલા માટે દેહાભિમાનીએ બાકી ન રહે એવી રીતે કર્મો તજવાને શક્ય નથી. **તુ—યઃ—કર્મફલત્યાગી—સઃ—ત્યાગી—ઈતિ—અભિધીયતે**—માટે જે કર્મનાં ફળને તજે છે. તે ત્યાગી છે એમ કહેવાય છે.

ગુ. અર્થ=એટલા માટે દેહાભિમાનીએ બાકી ન રહે એવી રીતે કર્મો તજવાને શક્ય નથી માટે જે કર્મનાં ફળને તજે છે, તે ત્યાગી છે એમ કહેવાય છે.

**અનિષ્ટં મિષ્ટં મિશ્રં ચ, ત્રિવિધં કર્મણઃ ફલમ્ ।**
**ભવત્યત્યાગિનાં પ્રેત્ય, ન તુ સંન્યાસિનાં કવચિત્ ॥૧૨॥**

પદ=અનિષ્ટં–ઈષ્ટ–મિશ્ર–ચ–ત્રિવિધં–કર્મણ–ફલમ્ ।
ભવતિ–અત્યાગિનાં–પ્રેત્ય–ન–તુ–સંન્યાસિનાં–કવચિત્ ॥

અ. અર્થ=અનિષ્ટં–ઈષ્ટં–ચ–મિશ્રં–અનિષ્ટ, ઈષ્ટ અને મિશ્ર (એમ) ત્રિવિધં–કર્મણ–ફલં–પ્રેત્ય–અત્યાગીનાં–ભવત્તિ–ત્રણ પ્રકારનું કર્મફળ મરણ પછી કર્મબદ્ધ અજ્ઞાનિજનોને થાય છે. તુ–સંન્યાસિનાં–કવચિત્–ન–પરંતુ સંન્યાસિઓને કદીપણ નથી થતું

ગુ. અર્થ=અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ મરણ પછી કર્મબદ્ધ અજ્ઞાનિ જનોને થાય છે. પરંતુ સન્યાસિઓને કદીપણ થતું નથી.

**પંચૈમાનિમહાબાહો, કારણાનિ નિબોધમે ।**
**સાંખ્યે કૃતાન્તે પ્રોક્તાનિ, સિદ્ધયે સર્વકર્મણામ્ ॥૧૩॥**

પદ=પંચ–ઇમાનિ–મહાબાહો–કારણાનિ–નિબોધ–મે ।
સાંખ્યે–કૃતાન્તે–પ્રોક્તાનિ–સિદ્ધયે–સર્વકર્મણામ ॥

અ અર્થ=મહાબાહો–સર્વકર્માણાં–સિદ્ધયે–હે અર્જુન! સર્વ કર્મોની સિદ્ધિને માટે કૃતાંતે–સાંખ્યે–

પ્રોક્તાનિ-સર્વ કર્મની સમાપ્તિ વાળા સાંખ્યમાં કહેલાં ઇમાનિ-પંચ-કારણાનિ-મે-નિબોધ-આ પાંચ કારણોને તું મારાથી સાભળ.

ગુ. અર્થ=હે અર્જુન! સર્વ કર્મોની સિદ્ધિને માટે સર્વ કર્મની સમાપ્તિ વાળા સાંખ્યશાસ્ત્રમાં કહેલા આ પાંચ કારણોને તું મારાથી સાભળ.

**અધિષ્ઠાનં તથા કર્ત્તા, કરણં ચ પૃથગ્વિધમ્ ।**
**વિવિધાશ્ચ પૃથક્ ચેષ્ટાઃ, દૈવં ચૈવાત્ર પંચમમ્ ॥૧૪॥**

પદ=અધિષ્ઠાનં-તથા-કર્ત્તા-કરણં-ચ-પૃથગ્વિધમ્ ।
વિવિધા -ચ-પૃથક્-ચેષ્ટા-દૈવ -ચ-એવ-અત્ર-પંચમમ્ ॥

અ. અર્થ=અધિષ્ઠાનં-તથા-કર્ત્તા-ચ-પ્રથક્-વિધં-કરણં-ચ-અધિષ્ઠાન તથા કર્ત્તા અને નાના પ્રકારનું કરણ વળી વિવિધાઃ-પૃથક્-ચેષ્ટાઃ-નાના પ્રકારની ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ ચ-એવ-અત્ર-પંચમં-દૈવં-તેમજ અહીં પાચમું દૈવ (છે.)

ગુ. અર્થ=અધિષ્ઠાન તથા કર્ત્તા અને નાના પ્રકારનુ કરણ વળી નાના પ્રકારની ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ તેમજ અહીં પાચમું દૈવ છે.

**શરીર વાઙ્મનોભિર્યં, ત્કર્મપ્રારભતે નરઃ ।**
**ન્યાય્યં વા વિપરીતં વા, પંચૈતે તસ્ય હેતવઃ ॥૧૫॥**

પદ=શરીરવાઙ્ મનોભિ -યત્-કર્મ-પ્રારભતે-નર· ।
ન્યાય્યં-વા-વિપરિતં-વા-પંચ-એતે-તસ્ય-હેતવ· ॥

અ. અર્થ=નરઃ-શરીરવાઙ્મનોભિઃ-માણસ શરીર વાણી અને મનવડે યત્-ન્યાય્યં-વા-વિપરીતં-વા-કર્મ-પ્રારભતે-જે ધર્મવાળું અથવા અધર્મવાળું કર્મ કરે તસ્ય-હેતવઃ-એતે-પંચ-તેનાં કારણ એ પાંચ છે.

શુ. અર્થ=માણસ શરીર વાણી અને મન વડે જે ધર્મવાળું અથવા અધર્મવાળું કર્મ કરે છે. તેનાં કારણ એ પાંચ છે.

તત્રૈવંસતિકર્ત્તાર, માત્માનં કેવલં તુયઃ ।
પશ્યત્યકૃત બુદ્ધિત્વા, ન્નસપશ્યતિ દુર્મતિઃ ॥૧૬॥

પદ=તત્ર-એવં-સતિ-કર્ત્તારં-આત્માનં-કેવલં-તુ-યઃ ।
પશ્યતિ-અકૃતબુદ્ધિત્વાત્-ન-સઃ-પશ્યતિ-દુર્મતિઃ ॥

અ. અર્થ=તત્ર-એવં-સતિ-યઃ-કેવલં-આત્માનં-તુ-કર્ત્તારં-પશ્યતિ-ત્યાં એ પ્રમાણે પાંચ કરણો કર્ત્તા હોવા છતાં જે શુદ્ધ આત્માનેજ કર્ત્તા જુએ છે. સઃ-દુર્મતિઃ-અકૃતબુદ્ધિત્વાત્-ન-પશ્યતિ-તે દુર્બુદ્ધિ અકૃતબુદ્ધિપણાથી જોતો નથી.

શુ. અર્થ=ત્યાં એ પ્રમાણે પાંચ કરણો કર્ત્તા હોવા છતાં જે શુદ્ધ આત્માને જ કર્ત્તા માને છે. તે દુષ્ટમતિવાળો પુરૂપ અકૃત બુદ્ધિપણાથી જોતો નથી-સમજતો નથી.

યસ્યનાહં કૃતો ભાવો, બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।
હત્વાऽપિસઇમાંલ્લોકા, ન્નહન્તિ ન નિબધ્યતે ॥૧૭॥

પદ=યસ્ય-ન-અહંકૃતઃ-ભાવઃ-બુદ્ધિઃ-યસ્ય-ન-લિપ્યતે ।

હત્વા–અપિ–સ –ઈમાન્–લોકાન્–ન–હન્તિ–ન–
નિબધ્યતે ॥

અ. અર્થ=યસ્ય–અહંકૃતઃ–ભાવઃ–ન–જે માણુસને અહંકૃત ભાવ નથી (ને) યસ્ય–બુદ્ધિઃ–લિપ્યતે–ન–જેની બુદ્ધિ લેપાતી નથી સઃ–ઇમાન્–લોકાન્–હત્વા–અપિ –ન– હન્તિ–ન–નિબધ્યતે–તે– પુરૂષ આ લોકોને હણીને પણ નથી હણાતો (તથા) નથી બધાતો.

ગુ. અર્થ=જે માણુસને અહંકૃતભાવ નથી ને જેની બુદ્ધિ લેપાતી નથી તે પુરૂષ આલોકોને હણીને પણ હણાતો નથી તથા બધાતો નથી

જ્ઞાનં જ્ઞેયં પરિજ્ઞાતા, ત્રિવિધા કર્મચોદના ।
કરણં કર્મ કર્ત્તેતિ, ત્રિવિધઃ કર્મસંગ્રહઃ ॥૧૮॥

પદ=જ્ઞાન –જ્ઞેય –પરિજ્ઞાતા–ત્રિવિધા–કર્મચોદના ।
કરણ–કર્મ–કર્ત્તા–ઇતિ–ત્રિવિધ –કર્મસંગ્રહ ॥

અ અર્થ=જ્ઞાનં–જ્ઞેયં–પરિજ્ઞાતા–જ્ઞાન, જ્ઞેય (અને) પરિજ્ઞાતા એ ત્રિવિધા–કર્મચોદના–ત્રણ પ્રકારની કર્મ પ્રવર્તિકા છે કરણં–કર્મ–કર્ત્તા–ઇતિ–ત્રિવિધઃ–કર્મ-સંગ્રહઃ–અને કરણ, કર્મ તથા કર્ત્તા એમ ત્રણ પ્રકારનો આશ્રય છે.

ગુ અર્થ=જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતાએ ત્રણ પ્રમારની કર્મની પ્રવૃત્તિ છે અને કરણ, કર્મ તથા કર્ત્તા એમ ત્રણ પ્રકારનો કર્મનો આશ્રય છે.

જ્ઞાનં કર્મ ચ કર્ત્તા ચ, ત્રિધૈવ ગુણભેદતઃ ।
પ્રોચ્યતે ગુણ સંખ્યાને યથાવચ્છૃણુ તાન્યપિ ॥૧૯॥

પદ=જ્ઞાનં–કર્મ–ચ–કર્ત્તા–ચ–ત્રિધા–એવ–ગુણભેદત ।
પ્રોચ્યતે–ગુણસંખ્યાને–યથાવત્–શ્રૃણુ–તાનિ–અપિ ॥

અ. અર્થ=જ્ઞાનં–ચ–કર્મ–ચ–કર્ત્તા–જ્ઞાન અને કર્મ તથા કર્ત્તા (એ) ગુણભેદતઃ–ગુણસંખ્યાને–ત્રિધા–એવ–પ્રોચ્યતે–ગુણભેદથી સાંખ્યશાસ્ત્રમાં ત્રણ પ્રકારેજ કહેવાય છે. તાનિ–અપિ–યથાવત્–શ્રૃણુ–તેમને પણ બરાબર સાંભળ.

ગુ. અર્થ=જ્ઞાન અને કર્મ તથા કર્ત્તા એ, ગુણભેદથી સાખ્ય શાસ્રમા ત્રણ પ્રકારેજ કહેવાય છે; તેમને પણ બરાબર સાભળ.

સર્વભૂતેષુ યેનૈકં, ભાવમવ્યયમીક્ષતે ।
અવિભક્તં વિભક્તેષુ, તજ્જ્ઞાનં વિદ્ધિ સાત્વિકમ્॥૨૦॥

પદ=સર્વભૂતેષુ–યેન–એકં–ભાવં–અવ્યયં–ઈક્ષતે ।
અવિભક્તં–વિભુક્તેષુ–તત્–જ્ઞાનં–વિદ્ધિ–સાત્વિકમ્॥

અ. અર્થ=યેન—વિભક્તેષુ—સર્વભૂતેષુ—એકં–અવિભક્તં–અવ્યયં–ભાવં–ઈક્ષતે–જે જ્ઞાનવડે ભિન્ન ભિન્ન સર્વ ભૂતોમાં એક અવિભક્ત અવ્યય ભાવને (મનુષ્ય) જુએ છે. તત્–જ્ઞાનં–સાત્વિકં–વિદ્ધિ–તે જ્ઞાનને (તું) સાત્વિક જાણ.

ગુ. અર્થ=જે જ્ઞાન વડે ભિન્ન ભિન્ન સર્વ ભૂતોમા એક અવિભક્ત અવ્યય ભાવને મનુષ્ય જુએ છે. તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણ

**પૃથક્ત્વેન તુ યજ્જ્ઞાનં, નાના ભાવાન્ પૃથગ્વિધાન્ ।**
**વેત્તિસર્વેષુ ભૂતેષુ, તજ્જ્ઞાનં વિદ્ધિ રાજસમ્ ॥૨૧॥**

પદ=પૃથક્ત્વેન-તુ-યત્-જ્ઞાનં-નાનાભાવાન્-પૃથગ્વિધાન્ ।
વેત્તિ-સર્વેષુ-ભૂતેષુ-તત્-જ્ઞાન-વિદ્ધિ-રાજસમ્॥

અ. અર્થ=તુ-સર્વેષુ-ભૂતેષુ-યત્-જ્ઞાનં-પૃથક્ત્વેન-પૃથગ્વિધાન્-નાનાભાવાન્ વેત્તિ વળી સર્વ ભૂતોમાં જે જ્ઞાન જુદાપણા વડે ભેદ વિધિ નાના ભાવોને જાણે છે. તત્-જ્ઞાનં-રાજસં-વિદ્ધિ-તે જ્ઞાનને (તું) રાજસ જાણ.

ગુ અર્થ=વળી સર્વ ભૂતોમા જે જ્ઞાન જુદાપણા વડે ભેદ વિધિ નાના ભાવોને જાણે છે. તે જ્ઞાનને તું રાજસ જ્ઞાન જાણ.

**યત્તુકૃત્સ્ન વદેકસ્મિન્, કાર્યે સક્તમહૈતુકમ્ ।**
**અતત્વાર્થ વદલ્પં ચ, તત્તામ સમુદાહૃતમ્ ॥૨૨॥**

પદ=યત્-તુ-કૃત્સ્નવત્-એકસ્મિન્-કાર્યે-સક્તં-અહૈતુકમ્॥
અતત્વાર્થવત્-અલ્પં-ચ-તત્-તામસ-ઉદાહૃતમ્ ॥

અ અર્થ=તુ-યત્-એકસ્મિન્-કાર્યે-કૃત્સ્નવત્-સક્તં-વળી જે જ્ઞાન એક (જ) કાર્યમા પરિપૂર્ણ (અર્થ) ની પેઠે અભિનિવેષવાળું અહૈતુકં-અતત્ત્વાર્થવત્-ચ-અલ્પં-યુક્તિ વિનાનું, તત્ત્વાર્થ શૂન્ય તથા અલ્પ (છે) તત્-તામસં-ઉદાહૃતમ્-તે જ્ઞાન જ્ઞાની પુરૂષોએ તામસ કહ્યુ છે.

ગુ. અર્થ=વળી જે જ્ઞાન એક્જ કાર્યમા પરિપૂર્ણ અર્થની પેઠે

અભિનિવેષવાળુ, યુક્તિ વિનાનુ, તત્ત્વાર્થ શૂન્ય તથા અલ્પ છે તે જ્ઞાનને જ્ઞાની પુરૂષોએ તામસ કહ્યું છે.

**નિયતં સંગરહિત, મરાગદ્વેષતઃ કૃતમ્ ।**
**અફલ પ્રેપ્સુના કર્મ, યત્તત્સાત્વિક મુચ્યતે ॥૨૩॥**

પદ=નિયત–સંગરહિતં–અરાગદ્વેષત–કૃતમ્ ।
અફલપ્રેપ્સુના–કર્મ–યત્–તત–સાત્વિકં–ઉચ્યતે ॥

અ. અર્થ=**સંગરહિતં–યત્–નિયતં–અરાગદ્વેષતઃ–અફલપ્રેપ્સુના–કૃતં**–સગરહિત એવુ જે નિયમિત કર્મ રાગદ્વેષ વિના ફલની ઇચ્છારહિત પુરૂષે કર્યું **તત્–કર્મ–સાત્વિકં–ઉચ્યતે**–તે કર્મ સાત્ત્વિક કહેવાય છે.

ગુ અર્થ=સગરહિત એવુ જે નિયમિત કર્મ રાગદ્વેષ વિના ફલની ઇચ્છા તજનાગ પુરૂષે કર્યું તે કર્મ સાત્ત્વિક કહેવાય છે.

**યત્તુ કામેપ્સુના કર્મ, સાહંકારેણ વા પુનઃ ।**
**ક્રિયતે બહુલાયાસં, તદ્રાજ સમુદાહ્રતમ્ ॥૨૪॥**

પદ=યત્–તુ–કામેપ્સુના–કર્મ–સાહંકારેણ–વા–પુન ।
ક્રિયતે–બહુલાયાસ–તત્–રાજસં–ઉદાહ્રતમ્ ॥

અ. અર્થ=**તુ–પુન–કામેપ્સુના–વા–સાહંકારેણ**–વળી સકામી તથા અહંકારવાળાએ **યત્–બહુલાયાસં–કર્મ–ક્રિયતે**–જે બહુ ક્લેશ આપનારૂં કર્મ કરાય છે **તત્–રાજસં–ઉદાહ્રતં–પુનઃ**–તેને રાજસ કહ્યુ છે

ગુ. અર્થ=વળી સકામી તથા અહંકાર વાળાએ જે બહુ ક્લેશ આપનારૂં કર્મ કરાય છે તેને રાજસ કર્મ કહ્યુ છે.

અનુ બન્ધં ક્ષયં હિંસા, મનપેક્ષ્ય ચપૌરૂષમ્ ।
મોહા દારભ્યતે કર્મ, યત્તત્તામસ મુચ્યતે ॥૨૫॥

પદ=અનુબંધ–ક્ષયં–હિંસાં–અનપેક્ષ્ય–ચ–પૌરૂષમ્ ।
મોહાત્–આરભ્યતે–કર્મ–યત્–તત્–તામસ–ઉચ્યતે ।

અ અર્થ=અનુબંધં–ક્ષયં–હિંસાં–ચ–પૌરૂષં–અનુબંધ, ક્ષય, હિંસા અને પૌરૂષને અનપેક્ષ્ય-યત્-મોહાત્-આરભ્યતે–નહિ વિચારીને જે મોહથી આરભાય છે, તત્-કર્મ–તામસ–ઉચ્યતે–તે કર્મ તામસ કહેવાય છે.

ગુ અર્થ=અનુબંધ, ક્ષય, હિંસા અને પૌરૂષને નહિ વિચારીને જે કર્મ મોહથી આરભાય છે, તે કર્મ તામસ કહેવાય છે

મુક્ત સંગોઽનહંવાદી, ધૃત્યુત્સાહ સમન્વિતઃ ।
સિદ્ધ્ય સિદ્ધ્યોર્નિર્વિકારઃ, કર્ત્તા સાત્વિક ઉચ્યતે ॥૨૬॥

પદ=મુક્તસંગ–અનહંવાદી–ધૃત્યુત્સાહસમન્વિત ।
સિદ્ધયસિદ્ધ્યો–નિર્વિકાર–કર્તા–સાત્વિક–ઉચ્યતે ।

અ અર્થ=મુક્તસંગ–અનહંવાદી–ધૃત્યુત્સાહ-સમન્વિતઃ-ફલની ઇચ્છાવિનાનો, અહંપણાવિનાનો, ધૃતિ અને ઉત્સાહથી યુક્ત સિદ્ધયસિદ્ધયોઃ-નિર્વિકારઃ-કર્તા–સાત્વિકઃ-ઉચ્યતે–સિદ્ધિ અને અસિદ્ધિમા વિકાર રહિત કર્તા સાત્વિક કહેવાય છે

રાગી કર્મફલ પ્રેપ્સુ, ર્લુબ્ધોહિંસાત્મકોઽશુચિઃ ।
હર્ષ શોકાન્વિતઃ કર્ત્તા, રાજસઃ પરિકીર્ત્તિતઃ ॥૨૭॥

પદ=રાગી–કર્મફલપ્રેપ્સુ–લુબ્ધ –હિંસાત્મકઃ–અશુચિઃ ।
હર્ષશોકાન્વિત –કર્તા–રાજસ –પરિકીર્તિતઃ ॥

અ. અર્થ=રાગી–કર્મફલપ્રેપ્સુઃ–લુબ્ધઃ–હિંસાત્મકઃ–અશુચિઃ–રાગવાળો, કર્મફલની ઇચ્છાવાળો, લોભી, હિંસા સ્વભાવવાળો, અપવિત્ર, હર્ષશોકાન્વિતઃ–કર્તા–રાજસઃ–પરિકીર્તિતઃ–હર્ષશોકવડેયુક્ત, કર્તા રાજસ કહેલો છે.

**અયુક્તઃ પ્રાકૃતઃ સ્તબ્ધઃ, શઠોનૈષ્કૃતિ કોઽલસઃ ।**
**વિષાદી દીર્ઘસૂત્રી ચ, કર્તાતામસ ઉચ્યતે ॥૨૮॥**

પદ=અયુક્ત –પ્રાકૃત–સ્તબ્ધઃ–શઠ–નૈષ્કૃતિક –અલસ ।
વિષાદી–દીર્ઘસૂત્રી–ચ–કર્તા–તામસ –ઉચ્યતે ॥

અ. અર્થ=ચ–અયુક્તઃ–પ્રાકૃતઃ–સ્તબ્ધઃ–શઠઃ–નૈષ્કૃતિકઃ–અલસઃ–વિષાદી–દીર્ઘસૂત્રી–કર્તા–તામસઃ–ઉચ્યતે–તથા અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, નૈષ્કૃતિક, આલસુ, વિષાદવાળો અને દીર્ઘસૂત્રી કર્તા તામસ કહેવાય છે.

**બુદ્ધેર્ભેદં ધૃતેશ્ચૈવ, ગુણતસ્ત્રિવિધં શૃણુ ।**
**પ્રોચ્યમાનમશેષેણ, પૃથક્ત્વેન ધનંજય ॥૨૯॥**

પદ=બુધ્ધે –ભેદ–ધૃતે –ચ–એવ–ગુણત –ત્રિવિધં–શૃણુ ।
પ્રોચ્યમાનં–અશેષેણ–પૃથક્ત્વેન–ધનંજય ॥

અ. અર્થ=બુદ્ધેઃ–ચ–એવ–ધૃતેઃ–ગુણતઃ–ત્રિવિધં–બુદ્ધિના તેમજ ધૃતિના ગુણથી ત્રણ પ્રકારના

**અશેષેણ–પ્રોચ્યમાનં–ભેદં–નિઃશેષ કહેવાતા ભેદને ધનંજય–પૃથક્ત્વેન–શ્રુણુ–હે ધનંજય ! તું વિવેકથી સાંભળ.**

ગુ. અર્થ=બુદ્ધિના તેમજ ધૃતિના ગુણથી ત્રણ પ્રકારના નિઃશેષ કહેવાતા ભેદને હે ધનંજય ! તું વિવેકથી સાભળ.

**પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ, કાર્યાકાર્યે ભયાભયે ।**
**બંધં મોક્ષં ચ યાવેત્તિ, બુદ્ધિઃ સા પાર્થ સાત્ત્વિકી ॥૩૦॥**

પદ=પ્રવૃત્તિં–ચ–નિવૃત્તિં–ચ–કાર્યાકાર્યે–ભયાભયે ।
બંધ–મોક્ષં–ચ–યા–વેત્તિ–બુદ્ધિઃ–સા–પાર્થ–સાત્ત્વિકી ॥

અ. અર્થ=**પ્રવૃત્તિં–ચ–નિવૃત્તિં–કાર્યાકાર્યે–ચ–ભયાભયે**–પ્રવૃત્તિ અને નિવૃત્તિને, કાર્યને અને અકાર્યને ભયને અને અભયને (તથા) **બંધં–ચ–મોક્ષં–યા–વેત્તિ**–બંધને અને મોક્ષને જે બુદ્ધિ જાણે છે. **પાર્થ–સા–સાત્ત્વિકી–બુદ્ધિઃ**–હે પાર્થ ! તે સાત્ત્વિકી બુદ્ધિ (છે.)

ગુ. અર્થ=પ્રવૃત્તિને અને નિવૃત્તિને, કાર્યને અને અકાર્યને, તથા ભયને અને અભયને તથા બંધને અને મોક્ષને જે બુદ્ધિ જાણે છે. હે પાર્થ ! તે સાત્ત્વિકી બુદ્ધિ છે.

**યયા ધર્મમધર્મં ચ, કાર્યં ચાકાર્યમેવ ચ ।**
**અયથાવત્પ્રજાનાતિ, બુદ્ધિઃ સા પાર્થ રાજસી ॥૩૧॥**

પદ=યયા–ધર્મં–અધર્મં–ચ–કાર્યં–ચ–અકાર્યં–એવ–ચ ।
અયથાવત્–પ્રજાનાતિ–બુદ્ધિઃ–સા–પાર્થ–રાજસી ॥

અ. અર્થ=યયા-ધર્મં-ચ-અધર્મં-જે બુદ્ધિએ ધર્મને તથા અધર્મને ચ-એવ-કાર્યં-ચ-અકાર્યં-અયથાવત્-પ્રજાનાતિ-તેમજ કાર્યને તથા અકાર્યને અવાસ્તવિક જાણે છે પાર્થ-સા-બુદ્ધિઃ-રાજસી-હે પાર્થ! તે બુદ્ધિ રાજસી છે.

શુ. અર્થ=જે બુદ્ધિએ ધર્મને તથા અધર્મને તેમજ કાર્યને તથા અકાર્યને મનુષ્ય અવાસ્તવિક જાણે છે. હે પાર્થ! તે બુદ્ધિ રાજસી છે.

**અધર્મં ધર્મમિતિયા, મન્યતે તમસા વૃતા ।**
**સર્વાર્થાન્વિપરીતાંશ્ચ, બુદ્ધિઃ સા પાર્થ તામસી ॥૩૨॥**

પદ=અધર્મં-ધર્મ-ઇતિ-યા-મન્યતે-તમસા-આવૃતા ।
સર્વાર્થાન્-વિપરીતાન્-ચ-બુદ્ધિઃ-સા-પાર્થ-તામસી ॥

અ. અર્થ=તમસા-આવૃતા-યા-અધર્મં-ધર્મં-ઇતિ-અજ્ઞાનથી ઢંકાએલી જે બુદ્ધિ અધર્મ તે ધર્મ છે એમ ચ-સર્વાર્થાન્-વિપરીતાન્-મન્યતે-તથા સર્વ અર્થોને વિપરીત માને છે, પાર્થ-સા-બુદ્ધિઃ-તામસી-હે પાર્થ! તે બુદ્ધિ તામસી છે.

શુ. અર્થ=અજ્ઞાનથી ઢંકાએલી જે બુદ્ધિ અધર્મ તે ધર્મ છે એમ તથા સર્વ અર્થોને વિપરીત માને છે, હે પાર્થ તે બુદ્ધિ તામસી છે.

**ધૃત્યા યયા ધારયતે, મનઃ પ્રાણેંદ્રિયક્રિયાઃ ।**
**યોગેનાવ્યભિચારિણ્યા, ધૃતિઃ સાપાર્થ સાત્ત્વિકી ॥૩૩॥**

પદ=ધૃત્યા-યયા-ધારયતે-મનઃપ્રાણેંદ્રિયક્રિયાઃ ।
યોગેન-અવ્યભિચારિણ્યા-ધૃતિઃ-સા-પાર્થ-સાત્ત્વિકી ॥

અ. અર્થ=યોગેન—અવ્યભિચારિણ્યા—યયા—ધૃત્યા—
ાગવડે અચલિત એવી જે ધૃતિવડે મનઃપ્રાણેંદ્રિયક્રિયાઃ—
ધારયતે—મન, પ્રાણ અને ઇંદ્રિયનીક્રિયા ધારણ કરે છે પાર્થ—
સા—ધૃતિઃ—સાત્ત્વિકી—હે પાર્થ ! તે ધૃતિ સાત્ત્વિકી (છે.)

શુ. અર્થ=યોગવડે અચલિત એવી જે ધૃતિવડે મન, પ્રાણ અને ઇંદ્રિયની ક્રિયા ધારણ કરે છે. હે પાર્થ તે ધૃતિ સાત્ત્વિકી છે.

યયા તુ ધર્મકામાર્થાન્, ધૃત્યા ધારયતેઽર્જુન ।
પ્રસંગેન ફલાકાંક્ષી, ધૃતિઃ સા પાર્થ રાજસી ॥૩૪॥

પદ=યયા—તુ—ધર્મકામાર્થાન—ધૃત્યા—ધારયતે—અર્જુન ।
પ્રસંગેન—ફલાકાંક્ષી—ધૃતિઃ—સા—પાર્થ—રાજસી ॥

અ. અર્થ=તુ—અર્જુન—યયા—ધૃત્યા—ધર્મકામાર્થાન્—ધારયતે—વળી હે અર્જુન ! જે ધૃતિવડે (પુરૂષ) ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે (અને) પ્રસંગેન—ફલાકાંક્ષી—પ્રસંગે ફલની ઈચ્છાવાળો થાય છે. પાર્થ—સા—ધૃતિઃ—રાજસી—હે પાર્થ ! તે ધૃતિ રાક્ષસી છે.

શુ. અર્થ=વળી હે અર્જુન ! જે ધૃતિવડે પુરૂષ ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે અને પ્રસંગે ફલની ઇચ્છા વાળો થાય છે હે પાર્થ ! તે ધૃતિ રાજસી છે.

યયા સ્વપ્નં ભયં શોકં, વિષાદં મદમેવ ચ ।
ન વિમુંચતિ દુર્મેધા, ધૃતિઃ સાપાર્થ તામસી ॥૩૫॥

પદ=યયા—સ્વપ્નં—ભયં—શોકં—વિષાદં—મદં—એવ—ચ ।
ન—વિમુંચતિ—દુર્મેધા—ધૃતિઃ—સા—પાર્થ—તામસી ॥

અ. અર્થ=યયા-સ્વપ્નં-ભયં-શોકં-વિષાદં-ચ-મદં-જે ધૃતિવડે સ્વપ્ન-નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદને દુર્મેધાઃ-એવ-ન-વિમુંચતિ-દુર્બુદ્ધિવાળો પુરૂષ કદાચિત્ નથી છોડતો પાર્થ-સા-ધૃતિઃ-તામસી-હે પાર્થ! તે ધૃતિ તામસી છે.

ગુ. અર્થ=જે ધૃતિવડે સ્વપ્ન-નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદને દુર્બુદ્ધિવાળો પુરૂષ કદાચિત્ નથી છોડતો. હે પાર્થ! તે ધૃતિ તામસી છે.

સુખંત્વિદાનીં ત્રિવિધં, શૃણુમે ભરતર્ષભ ।
અભ્યાસાદ્રમતે યત્ર, દુઃખાન્તં ચ નિગચ્છતિ ॥૩૬॥

પદ=સુખં-તુ-ઈદાનીં-ત્રિવિધં-શૃણુ-મે-ભરતર્ષભ ।
અભ્યાસાત્-રમતે-યત્ર-દુઃખાન્તં-ચ-નિગચ્છતિ ॥

અ. અર્થ=-તુ-ભરતર્ષભ-ઈદાનીં-ત્રિવિધં-સુખં મે-શૃણુ-વળી હે અર્જુન! હમણાં ત્રણ પ્રકારનાં સુખને મારાથી સાંભળ. યત્ર-અભ્યાસાત્-રમતે-ચ-દુઃખાન્તં-નિગચ્છતિ-જે સુખમાં મનુષ્ય અભ્યાસથી છે અને દુઃખના અંતને પામે છે.

ગુ. અર્થ=વળી હે અર્જુન! હમણાં ત્ર મારાથી સાંભળ જે સુખમાં મનુષ્ય અભ્યાસ અને દુઃખના અંતને પામે છે.

યત્તદગ્રેવિષમિવ, પરિણામેઽમૃતોપમ
તત્સુખં સાત્વિકં પ્રોક્તં, માત્મબુ

પદ=યત્-તત્-અગ્રે-વિષં-ઇવ-પરિણામે-અમૃતોપમમ્ ।
તત્-સુખં-સાત્વિકં-પ્રોક્તં-આત્મબુદ્ધિપ્રસાદજમ્ ॥

અ. અર્થ=યત્-તત્-અગ્રે-વિષં-ઇવ-જે સુખ પ્રથમ વિષ જેવું (છે. પણ) પરિણામે-અમૃતોપમં તત્-પરિણામે અમૃતના જેવું (છે) તે આત્મબુદ્ધિપ્રસાદજં-સુખં-સાત્વિકં-પ્રોક્તં-આત્મબુદ્ધિ પ્રસાદથી ઉત્પન્ન થયેલું સુખ સાત્વિક કહેલું છે.

શુ. અર્થ=જે સુખ પ્રથમ વિષ જેવું છે પણ પરિણામે અમૃતના જેવું છે. તે આત્મબુદ્ધિ પ્રસાદથી ઉત્પન્ન થયેલું સુખ સાત્વિક કહેલું છે.

વિષયેન્દ્રિય સંયોગા, દ્યત્તદગ્રેઽમૃતોપમમ્ ।
પરિણામે વિષમિવ, તત્સુખં રાજસંસ્મૃતમ્॥૩૮॥

પદ=વિષયેન્દ્રિયસંયોગાત્-યત્-તત્-અગ્રે-અમૃતોપમમ્ ।
પરિણામે-વિષં-ઇવ-તત્-સુખં-રાજસં-સ્મૃતમ્ ॥

અ. અર્થ=વિષયેન્દ્રિયસંયોગાત્-યત્-તત્-અગ્રે-અમૃતોપમં-વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલું જે સુખ છે તે આરંભમાં અમૃતના જેવું (પણ) પરિણામે-વિષં-ઇવ-તત્-સુખં-રાજસં-સ્મૃતં-પરિણામે વિષ જેવું છે તે સુખને રાજસ કહેલું છે.

શુ. અર્થ=વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થએલું જે સુખ છે તે સુખ આરંભમાં અમૃતના જેવું છે, પણ પરિણામે વિષ જેવું છે. તે સુખને રાજસ કહેલું છે.

**યદગ્રેચાનુબન્ધે ચ, સુખં મોહનમાત્મનઃ ।**
**નિદ્રાલસ્ય પ્રમાદોત્થં, તત્તામસમુદાહૃતમ્ ॥૩૯॥**

પદ=યત્‌–અગ્રે–ચ–અનુબન્ધે–ચ–સુખં–મોહનં–આત્મનઃ ।
નિદ્રલપ્રયપ્રમાદોત્થં–તત્‌–તામસં–ઉદાહૃતમ્ ॥

અ. અર્થ=**યત્‌–સુખં–અગ્રે–ચ–અનુબંધે–આત્મનઃ–મોહનં**–જે સુખ આરંભમાં અને પરિણામમાં બુદ્ધિને મોહ ઉપજાવનારૂં છે. **ચ–નિદ્રાલસ્યપ્રમાદોત્થં–તત્‌–તામસં–ઉદાહૃતમ્‌**–તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે. તે સુખ તામસ કહેલું છે.

ગુ. અર્થ=જે સુખ આરંભમા અને પરિણામમાં બુદ્ધિને મોહ ઉપજાવનારૂં છે. તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે. તે સુખ તામસ કહેલુ છે.

**ન તદસ્તિ પૃથિવ્યાં વા, દિવિ દેવેષુ વા પુનઃ ।**
**સત્વં પ્રકૃતિજૈર્મુક્તં, યદેભિઃ સ્યાત્ ત્રિભિર્ગુણૈઃ ॥૪૦॥**

પદ=ન–તત્‌–અસ્તિ–પૃથિવ્યાં–વા–દિવિ–દેવેષુ–વા–પુનઃ ।
સત્વં–પ્રકૃતિજૈઃ–મુક્તં–યત્‌–એભિઃ–સ્યાત્‌–ત્રિભિઃ–ગુણૈઃ ॥

અ. અર્થ=**પૃથિવ્યાં–વા–દિવિ–વા–પુનઃ–દેવેષુ**–પૃથ્વીમાં કે સ્વર્ગમાં અથવા તો દેવલોકમાં **તત્‌–સત્ત્વં–ન–અસ્તિ**–એવું સત્ત્વ નથી (કે) **યત્‌–એભિઃ–પ્રકૃ-**

તિજૈઃ-ત્રિભિઃ-ગુણૈઃ-મુક્તં-સ્યાત્-જે આ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોથી મુક્ત હોય.

શુ અર્થ=પૃથ્વીમા કે સ્વર્ગમા અથવા તો દેવલોકમા તેવુ સત્ત્વ નથી કે જે આ પ્રકૃતિથી ઉત્પન્ન થયેના ત્રણ ગુણોથી મુક્ત હોય

**બ્રાહ્મણ ક્ષત્રિય વિશાં, શૂદ્રાણાં ચ પરન્તપ ।**
**કર્માણિ પ્રવિભક્તાનિ, સ્વભાવ પ્રભવૈર્ગુણૈઃ ॥૪૧॥**

પદ=બ્રાહ્મણક્ષત્રિયવિશા—શૂદ્રાણાં—ચ—પર તપ ।
કર્માણિ—પ્રવિભક્તાનિ—સ્વભાવપ્રભવૈ —ગુણૈ ॥

અ. અર્થ=પરંતપ—બ્રાહ્મણક્ષત્રિયવિશાં—ચ—શૂદ્રાણાં—હે અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના અને શૂદ્રોના કર્માણિ—સ્વભાવપ્રભવૈઃ—ગુણૈઃ—પ્રવિભક્તાનિ—કર્મો સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણોવડે ભિન્ન ભિન્ન છે

શુ. અર્થ=હે અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના તથા શૂદ્રોના કર્મો, સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણો વડે ભિન્ન ભિન્ન છે

**શમોદમસ્તપશ્શૌચં, ક્ષાન્તિરાર્જવમેવચ ।**
**જ્ઞાનં વિજ્ઞાન માસ્તિકયં, બ્રાહ્મંકર્મસ્વભાવજમ્॥૪૨॥**

પદ=શમ —દમ —તપ —શૌચ —ક્ષાંતિઃ—આર્જવ —એવ—ચ ।
જ્ઞાન —વિજ્ઞાન —આસ્તિકય —બ્રાહ્મં—કર્મ—સ્વભાવજમ્ ॥

અ. અર્થ=શમઃ-દમઃ-તપઃ-શૌચં-ક્ષાંતિ -આર્જવં-ચ-એવ-મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા તેમજ જ્ઞાનં-વિજ્ઞાન-આસ્તિકયં-સ્વ-

ભાવજં-બ્રાહ્મં-કર્મ-જ્ઞાન, વિજ્ઞાન (ને) આસ્તિક્ય-પણું (એ બધા) સ્વભાવથી ઉત્પન્ન થયેલાં બ્રાહ્મણનાં કર્મ છે.

ગુ અર્થ=મનોનિગ્રહ, ઇદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, સર• લતા, તેમજ જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકયપણુ એ બધા સ્વભાવથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણના કર્મ છે

શૌર્યંતેજોધૃતિર્દાક્ષ્યં, યુદ્ધે ચાપ્યપલાયનમ્ ।
દાનમીશ્વરભાવશ્ચ, ક્ષાત્રં કર્મસ્વભાવજમ્ ॥૪૩॥

પદ=શૌર્યં-તેજ -ધૃતિ -દાક્ષ્ય -યુદ્ધે-ચ-અપિ-અપલાયનમ્।
દાન -ઈશ્વરભાવઃ-ચ-ક્ષાત્ર -કર્મ-સ્વભાવજમ્ ॥

અ અર્થ=શૌર્યં-તેજઃ -ધૃતિ -દાક્ષ્યં-ચ-યુદ્ધે-અપિ-અપલાયનં-શૌર્ય, તેજ, ધૃતિ, ચતુરાઇ તથા યુદ્ધમા પણ અપલાયન દાનં-ચ-ઈશ્વરભાવઃ-સ્વભાવજં-ક્ષાત્રં-કર્મ-દાન અને ઇશ્વર ભાવ એ સ્વભાવથી ઉપજેલા ક્ષત્રિયના કર્મ છે

કૃષિગોરક્ષ્યવાણિજ્યં, વૈશ્યકર્મ, સ્વભાવજમ્ ।
પરિચર્યાત્મક કર્મ, શૂદ્રસ્યાપિ સ્વભાવજમ્ ॥૪૪॥

પદ=કૃષિગોરક્ષ્યવાણિજ્ય -વૈશ્યકર્મ-સ્વભાવજમ્ ।
પરિચર્યાત્મક -કર્મ-શૂદ્રસ્ય-અપિ-સ્વભાવજમ્ ॥

અ અર્થ=કૃષિગોરક્ષ્યવાણિજ્યં-સ્વભાવજં-વૈશ્યકર્મ-ખેતી ગાયનું રક્ષણ અને વહેપાર એ સ્વભાવથી

ઉપજેલું વૈશ્યનું કર્મ છે. અપિ-પરિચર્યાત્મકં-કર્મ-શૂદ્રસ્ય-સ્વભાવજં-તથા સેવારૂપ કર્મ શૂદ્રનું સ્વભાવથી ઉપજેલું છે.

**સ્વે સ્વે કર્મણ્યભિરતઃ,સંસિદ્ધિં લભતે નરઃ ।**
**સ્વકર્મનિરતઃ સિદ્ધિં, યથા વિંદતિતચ્છૃણુ ॥૪૫॥**

પદ=સ્વે-સ્વે-કર્મણિ-અભિરતઃ-સંસિદ્ધિં-લભતે-નરઃ ।
સ્વકર્મનિરતઃ-સિદ્ધિં-યથા-વિંદતિ-તત-શૃણુ ॥

અ. અર્થ=**સ્વે-સ્વે-કર્મણિ-અભિરતઃ-નરઃ**-પોતપોતાના કર્મમાં તત્પર પુરૂષ **સંસિદ્ધિં-લભતે**-સંસિદ્ધિને પામે છે. **સ્વકર્મનિરતઃ-યથા-સિદ્ધિં-વિંદતિ-તત્-શ્રૃણુ**-સ્વકર્મમાં તત્પર પુરૂષ જેવી રીતે સિદ્ધિ પામે છે તે (તું) સાંભળ.

શુ. અર્થ=પોત પોતાના કર્મમા તત્પર પુરૂષ સસિદ્ધિને પામે છે. સ્વકર્મમા તત્પર પુરૂષ જેવી રીતે સિદ્ધિને પામે છે તે તુ સાભળ.

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં, યેન સર્વમિદં તતમ્ ।**
**સ્વકર્મણાતમભ્યર્ચ્ય, સિદ્ધિં વિંદતિ માનવઃ ॥૪૬॥**

પદ=યતઃ-પ્રવૃત્તિઃ-ભૂતાનાં-યેન-સર્વં-ઇદં-તતમ્ ।
સ્વકર્મણા-તં-અભ્યર્ચ્ય-સિદ્ધિં-વિંદતિ-માનવઃ ॥

અ. અર્થ=**યતઃ-ભૂતાનાં-પ્રવૃત્તિઃ-યેન-ઇદં-સર્વં-તતમ્**-જેનાથી ભૂતોનિ ઉત્પત્તિ (થાય છે) જેણે આ સર્વ વ્યાપ્ત (છે) **તમ્-સ્વકર્મણા-અભ્યર્ચ્ય-માન-**

વઃ-સિદ્ધિં-વિન્દતિ-તે ઇશ્વરને પોતાના કર્મવડે આરા-
ધીને મનુષ્ય અંતઃકરણની શુદ્ધિને પામે છે.

શુ. અર્થ=જેનાથી ભૂતોની ઉત્પત્તિ થાય છે. અને જેણે આ સર્વ વ્યાપ્ત છે તે ઇશ્વરને પોતાના કર્મ વડે આરાધીને મનુષ્ય અંતઃકરણની શુદ્ધિને પામે છે.

શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ, પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।
સ્વભાવનિયતં કર્મ, કુર્વન્નાપ્નોતિકિલ્બિષમ્ ॥૪૭॥

પદ=શ્રેયાન્-સ્વધર્મઃ-વિગુણઃ-પરધર્માત્-સ્વનુષ્ઠિતાત્ ।
સ્વભાવનિયતં-કર્મ-કુર્વન્-ન-આપ્નોતિ-કિલ્બિષમ્ ॥

અ. અર્થ=સ્વનુષ્ઠિતાત્-પરધર્માત્-વિગુણઃ-સ્વધર્મઃ-શ્રેયાન્-સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મ કરતાં વિગુણ સ્વધર્મ શ્રેષ્ઠ છે. સ્વભાવનિયતં-કર્મ-કુર્વન્-સ્વભાવથી ઉત્પન્ન થએલ કર્મ કરતો માણસ-કિલ્બિષં-ન-આપ્નોતિ-પાપને પામતો નથી.

શુ. અર્થ=સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મ કરતાં વિગુણ સ્વધર્મ શ્રેષ્ઠ છે. સ્વભાવથી ઉત્પન્ન થએલ કર્મ કરતો માણસ પાપને પામતો નથી.

સહજં કર્મ કૌન્તેય, સદોષમપિ ન ત્યજેત્ ।
સર્વારંભાહિ દોષેણ, ધૂમેનાગ્નિરિવાવૃતાઃ ॥૪૮॥

પદ=સહજં-કર્મ-કૌન્તેય-સદોષં-અપિ-ન-ત્યજેત્ ।
સર્વારંભાઃ-હિ-દોષેણ-ધૂમેન-અગ્નિઃ-ઇવ-આવૃતાઃ ॥

અ. અર્થ=કૌંતેય-સહજ--કર્મ-સદોષં--અપિ-ન-ત્યજેત્-હે કૌન્તેય! સ્વભાવથી ઉપજેલું કર્મ દોષવાળું હોય તોપણ નત્યજવું. હિ-સર્વારંભાઃ-ધૂમેન-અગ્નિઃ-ઇવ-કેમકે સર્વધર્મો ધુમાડાવડે અગ્નિની પેઠે દોષેણ-આવૃતાઃ-દોષવડે ઢંકાએલા છે.

શુ. અર્થ=હે કૌતેય! સ્વભાવથી ઉપજેલું કર્મ દોષવાળું હોય તોપણ ન તજવું. કેમકે સર્વ ધર્મો ધુમાડા વડે અગ્નિની પેઠે દોષ વડે ઢંકાએલા છે.

અસક્તબુદ્ધિઃ સર્વત્ર, જિતાત્માવિગતસ્પૃહઃ ।
નૈષ્કર્મ્યસિદ્ધિં પરમાં, સંન્યાસેનાધિગચ્છતિ ॥૪૯॥

પદ=અસક્તબુદ્ધિઃ-સર્વત્ર-જિતાત્મા-વિગતસ્પૃહઃ ।
નૈષ્કર્મ્યસિદ્ધિં-પરમાં-સંન્યાસેન-અધિગચ્છતિ ॥

અ. અર્થ=સર્વત્ર-અસક્તબુદ્ધિઃ--જિતાત્મા-સર્વસ્થાને આસક્તિ રહિત બુદ્ધિવાળો, જેણે મનને વશ કર્યું છે એવો (ને) વિગતસ્પૃહઃ-જેની ઇચ્છા નાશ પામી છે એવો પુરૂષ સંન્યાસેન-પરમાં-નૈષ્કર્મ્યસિદ્ધિં-અધિગચ્છતિ-સંન્યાસવડે પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે.

શુ. અર્થ=સર્વસ્થાને આસક્તિ રહિત બુદ્ધિવાળો, જેને મનને વશ કર્યું છે એવો ને જેની ઇચ્છા નાશ પામી છે એવો પુરૂષ સંન્યાસ વડે પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પામે છે.

સિદ્ધિં પ્રાપ્તો યથા બ્રહ્મ, તથાપ્નોતિ નિબોધમે ।
સમાસેનૈવકૌન્તેય, નિષ્ઠાજ્ઞાનસ્ય યા પરા ॥૫૦॥

પદ=સિદ્ધિં-પ્રાપ્ત-યથા-બ્રહ્મ-તથા-આપ્નોતિ-નિબોધ-મે
સમાસેન-એવ-કૌન્તેય-નિષ્ઠા-જ્ઞાનસ્ય-યા-પરા ॥

અ. અર્થ=**સિદ્ધિં-પ્રાપ્તઃ-યથા-બ્રહ્મ-આપ્નોતિ**-સિદ્ધિ પામેલો પુરૂષ જે પ્રકારે બ્રહ્મને પામે છે. **તથા-જ્ઞાનસ્ય-યા-પરા-નિષ્ઠા**-તે પ્રકારને અને જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા છે (તેને) **કૌંતેય-મે-સમાસેન-એવ-નિબોધ**-હે કૌંતેય ! મારાથી સંક્ષેપથીજ જાણ.

ગુ. અર્થ=સિદ્ધિ પામેલો પુરૂષ જે પ્રકારે બ્રહ્મને પામે છે. તે પ્રકારને અને જ્ઞાનની જે ઉત્તમ નિષ્ઠા છે તેને હે કૌંતેય મારાથી સંક્ષેપ વડેજ જાણ.

**બુદ્ધયા વિશુદ્ધયા યુક્તો, ધૃત્યાત્માનં નિયમ્ય ચ ।**
**શબ્દાદી ન્વિષયાંસ્ત્યક્ત્વા, રાગદ્વેષૌ વ્યુદસ્ય ચ ॥૫**

પદ=બુદ્ધયા-વિશુદ્ધયા-યુક્તઃ-ધૃત્યા-આત્માનં-નિયમ્ય-ચ
શબ્દાદીન્-વિષયાન્-ત્યક્ત્વા-રાગદ્વેષૌ-વ્યુદસ્ય-ચ ॥

અ. અર્થ=**વિશુદ્ધયા-બુદ્ધયા-યુક્તઃ**-અત્યંત વિશુદ્ધ બુદ્ધિવડે યુક્ત પુરૂષ **ધૃત્યા-આત્માનં-નિયમ્ય-ચ**-ધૈર્યવડે શરીરાદિને નિયમમાં લાવીને અને **શબ્દાદીન્-વિષયાન્-ત્યક્ત્વા-ચ-રાગદ્વેષૌ-વ્યુદસ્ય**-શબ્દાદિ વિષયોને છોડીને અને રાગદ્વેષને તજીને.

ગુ. અર્થ=અત્યંત વિશુદ્ધ બુદ્ધિ વડે યુક્ત પુરૂષ ધૈર્યથી શરીરાદિને નિયમમા રાખીને અને શબ્દાદિ વિષયોને છોડીને અને રાગ દ્વેષને તજીને "બ્રહ્મના સાક્ષાત્કાર માટે સમર્થ થાય છે."

વિવિકત સેવીલધ્વાશી, યતવાક્કાયમાનસઃ ।
ધ્યાનયોગ પરોનિત્યં, વૈરાગ્યં સમુપાશ્રિતઃ ॥૫૨॥

પદ=વિવિક્તસેવી–લઘ્વાશી–યતવાક્કાયમાનસઃ ।
ધ્યાનયોગપરઃ–નિત્યં–વૈરાગ્યં–સમુપાશ્રિતઃ ॥

અ. અર્થ=**વિવિક્તસેવી–લઘ્વાશી–યતવાક્કાયમાનસઃ**–એકાંત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો. **નિત્યં–ધ્યાનયોગપરઃ–વૈરાગ્યં–સમુપાશ્રિતઃ**–નિત્યધ્યાન યોગ પરાયણ અને વૈરાગ્યનો સારી રીતે આશ્રાય કરી રહેલો.

ગુ. અર્થ=એકાંત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, યોગપરાયણ અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરી રહેલો પુરૂષ બ્રહ્મ સાક્ષાત્કાર માટે સમર્થ થાય છે.

અહંકારં બલં દર્પં, કામં ક્રોધં પરિગ્રહમ્ ।
વિમુચ્ય નિર્મમઃ શાન્તો, બ્રહ્મભૂયાય કલ્પતે ॥૫૩॥

પદ=અહંકારં–બલં–દર્પં–કામં–ક્રોધં–પરિગ્રહમ્ ।
વિમુચ્ય–નિર્મમઃ–શાન્તઃ–બ્રહ્મભૂયાય–કલ્પતે ॥

અ. અર્થ=સરલ છે. તેથી ફક્ત ગુજરાતી અર્થ આપ્યો છે.

ગુ. અર્થ=અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ, પરિગ્રહ એને મુકી દઈને નિર્મમ અને શાંત પુરૂષ બ્રહ્મસાક્ષાત્કાર માટે સમર્થ થાય છે.

**બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા, ન શોચતિ ન કાંક્ષતિ ।**
**સમઃ સર્વેષુ ભૂતેષુ, મદ્ભક્તિં લભતે પરામ્ ॥૫૪॥**

પદ=બ્રહ્મભૂત –પ્રસન્નાત્મા–ન–શોચતિ–ન–કાંક્ષતિ ।

સમ –સર્વેષુ–ભૂતેષુ–મદ્ભક્તિં–લભતે–પરામ્ ॥

અ અર્થ=**બ્રહ્મભૂતઃ–પ્રસન્નાત્મા–ન–શોચતિ–** બ્રહ્મરૂપ થએલો (ને) પ્રસન્ન ચિત્તવાળો પુરૂષ નથી શોક કરતો ( કે ) **ન–કાંક્ષતિ**–નથી ઈચ્છા કરતો. **સર્વેષુ–ભૂતેષુ–સમઃ–પરાં–મદ્ભક્તિં–લભતે**–સર્વ ભૂતોમા સમ–એવો પુરૂષ પરા એવી મારી ભક્તિને પામે છે.

શુ. અર્થ=બ્રહ્મરૂપ થએલો ને, પ્રસન્ન ચિત્તવાળો–પુરૂષ શોક કરતો નથી કે ઇચ્છા કરતો નથી પણ સર્વ ભૂતોમાં સમ એવો પુરૂષ પરા એવી મારી ભક્તિને પામે છે.

**ભક્ત્યામામભિજાનાતિ, યાવાન્યશ્ચાસ્મિતત્ત્વતઃ ।**
**તતોમાંતત્ત્વતોજ્ઞાત્વા, વિશતે તદનન્તરમ્ ॥૫૫॥**

પદ=ભક્ત્યા–માં–અભિજાનાતિ–યાવાન્–ય –ચ–અસ્મિ–

તત્ત્વત । તત –માં–તત્ત્વત –જ્ઞાત્વા–વિશતે–તદનન્તરમ્॥

અ અર્થ=**યાવાન્–ચ–યઃ–અસ્મિ**–જે–અને જે હું છું. (એવા) **માં–ભક્ત્યા–અભિજાનાતિ**–મને તે ભક્તિ વડે તત્ત્વથી જાણે છે **તતઃ–માં–તત્ત્વતો–જ્ઞાત્વા–તદનંતરં–વિશતિ**–તેથી મને જાણીને ત્યાર પછી પ્રવેશ કરે છે.

શુ. અર્થ=જે પરિણામવાળો અને જે સ્વરૂપવાળો હું છુ એવા મને તે ભક્તિ વડે જ્ઞાની પુરૂષ જેવો છુ તેવો સાક્ષાત્કાર કરે છે. તે

ભક્તિથી મને જેવો છુ તેવો જાણીને ત્યાર પછી–દેહ પડયા પછી મારામાં પ્રવેશ કરે છે.

સર્વકર્માણ્યપિસદા, કુર્વાણોમદ્વ્ય પાશ્રયઃ ।
મત્પ્રસાદાદવાપ્નોતિ, શાશ્વતં પદમવ્યયમ્ ॥૫૬॥

પદ=સર્વકર્માણિ–અપિ–સદા–કુર્વાણ–મદ્વ્યપાશ્રય ।
મત્પ્રસાદાત્–અવાપ્નોતિ–શાશ્વતં–પદં–અવ્યયમ્ ॥

અ. અર્થ=સર્વકર્માણિ–સદા–કુર્વાણઃ–અપિ–સર્વ કર્મોને હમેશા કરતો છતો પણ મદ્વ્યપાશ્રય–મત્પ્રસાદાત્–શાશ્વતં–અવ્યયં–પદં–અવાપ્નોતિ–મારો શરણાગત પુરૂષ, મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદ પામે છે.

ગુ. અર્થ=સર્વ કર્મોને હમેશા કરતો છતા પણ, મારો શરણાગત પુરૂષ મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદ પામે છે.

ચેતસા સર્વકર્માણિ, મયિ સંન્યસ્ય મત્પરઃ ।
બુદ્ધિયોગમુપાશ્રિત્ય, મચ્ચિત્તઃ સતતં ભવ ॥૫૭॥

પદ=ચેતસા–સર્વકર્માણિ–મયિ–સંન્યસ્ય–મત્પર. ।
બુદ્ધિયોગ–ઉપાશ્રિત્ય–મચ્ચિત–સતતં–ભવ ॥

અ. અર્થ=ચેતસા–સર્વ–કર્માણિ–મયિ–સંન્યસ્ય–મત્પરઃ–ચિત્તવડે સર્વ કર્મોને મારામા સમર્પણ કરીને મારે પરાયણ (એવો તું) બુદ્ધિયોગં–ઉપાશ્રિત્ય–બુદ્ધિ યોગનું શરણ લઇને સતતં–મચ્ચિત–ભવ–સર્વદા મારે વિષે મનવાળો થા.

ગુ. અર્થ=ચિત્ત વડે સર્વ કર્મોને મારામાં સમર્પણ કરીને મારે પરાયણ એવો તું બુદ્ધિયોગનું શરણ લઇને સર્વદા મારે વિષે મનવાળો થા.

**મચ્ચિત્તઃ સર્વદુર્ગાણિ, મત્પ્રસાદાત્તરિષ્યસિ ।**
**અથ ચેત્ત્વમહંકારા, ન્નશ્રોષ્યસિવિનંક્ષ્યસિ ॥૫૮॥**

પદ=મચ્ચિત્તઃ–સર્વદુર્ગાણિ–મત્પ્રસાદાત્–તરિષ્યસિ.।
અથ–ચેત્–ત્વં–અહંકારાત્–ન–શ્રોષ્યસિ–વિનંક્ષ્યસિ ।

અ. અર્થ=**મચ્ચિતઃ–સર્વ–દુર્ગાણિ**–મારે વિષે મનવાળો તું સર્વ દુસ્તર કામ ક્રોધાદિને **મત્પ્રસાદાત્–તરિષ્યસિ**–મારી કૃપાથી તરી જઇશ. **અથ–ચેત્–ત્વં–અહંકારાત્**–પણ જો તું અહંકારથી **ન–શ્રોષ્યસિ–વિનંક્ષ્યસિ**–નહિં સાંભળે તો નાશ પામીશ.

ગુ. અર્થ=મારે વિષે મનવાળો તું સર્વ દુસ્તર કામ ક્રોધાદિને મારી કૃપાથી તરી જઇશ. પણ જો તું અહંકારથી મારી વાત નહીં સાંભળે તો નાશ પામીશ.

**યદહંકાર માશ્રિત્ય, ન યોત્સ્ય ઇતિ મન્યસે ।**
**મિથ્યૈવ વ્યવસાયસ્તે, પ્રકૃતિ સ્ત્વાં નિયોક્ષ્યતિ ॥૫૯**

પદ=યત્–અહંકારં–આશ્રિત્ય–ન–યોત્સ્યે–ઇતિ–મન્યસે ।
મિથ્યા–એવ–વ્યવસાયઃ–તે–પ્રકૃતિઃ–ત્વાં–નિયોક્ષ્યતિ ॥

અ. અર્થ=**અહંકારં–આશ્રિત્ય–ન–યોત્સ્યે–ઇતિ–યત્–મન્યસે**–અહંકારને આશ્રય કરીને હું યુદ્ધ નહિં કરૂં એ પ્રકારે જો તું માનતો હો (તો તે) **તે–વ્યવ-**

સાયઃ-મિથ્યા-એવ-તારો નિશ્ચય મિથ્યાજ છે (કારણ) ત્વાં-પ્રકૃતિ-નિયોક્ષ્યતિ-તને પ્રકૃતિ અવશ્ય પ્રેરણા કરશે.

ગુ. અર્થ=અહંકારને આશ્રય કરીને હું યુદ્ધ નહિ કરૂં એ પ્રકારે જો તું માનતો હોય તો તે તારો નિશ્ચય મિથ્યાજ છે કારણ તને પ્રકૃતિ અવસ્ય યુદ્ધમા પ્રેરણા કરશે.

સ્વભાવજેન કૌન્તેય, નિબદ્ધઃ સ્વેનકર્મણા ।
કર્તુંનેચ્છસિયન્મોહા, ત્કરિષ્યસ્યવશોઽપિ તત્ ॥૬૦॥

પદ=સ્વભાવજેન-કૌન્તેય-નિબદ્ધ -સ્વેન-કર્મણા ।
કર્તું-ન-ઈચ્છસિ-યત્-મોહાત્-કરિષ્યસિ-અવશ -
અપિ-તત ॥

અ. અર્થ=કૌંતેય-સ્વભાવજેન--સ્વેન--કર્મણા-હે કૌંતેય ! સ્વભાવ જન્ય સ્વકર્મવડે નિબદ્ધઃ-મોહાત્-યત્-કર્તું-ન-ઇચ્છસિ-બધાએલો મોહથી જે (યુદ્ધ) કરવાને (તું) નથી ઇચ્છતો. તત્-અવશઃ-અપિ-કરિષ્યસિ-તે (તું) પરવશ થઈને પણ કરીશ.

ગુ. અર્થ=હે કૌંતેય ! સ્વભાવકર્મ વડે બધાએલો તું મોહથી જે યુદ્ધ કરવાને નથી ઈચ્છતો, તે યુદ્ધ તું પરવશ થઇને પણ કરીશ.

ઇશ્વરઃ સર્વભૂતાનાં, હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।
ભ્રામયન્સર્વભૂતાનિ, યંત્રારૂઢાનિમાયયા ॥૬૧॥

પદ=ઇશ્વરઃ-સર્વભૂતાનાં-હૃદ્દેશે-અર્જુન-તિષ્ઠતિ ।
ભ્રામયન્-સર્વભૂતાનિ-યંત્રારૂઢાનિ-માયયા ॥

અ. અર્થ=યંત્રારૂઢાનિ-સર્વભૂતાનિ-માયયા-ભ્રામયન્-યંત્ર ઉપર બેસાડેલા પુતળાંની પેઠે સર્વભૂતોને માયાવડે ભ્રમણ કરાવતા ઈશ્વરઃ-ઈશ્વર અર્જુન-સર્વભૂતાનાં-હૃદ્દેશે-તિષ્ઠતિ-હે અર્જુન! સર્વભૂતોના હૃદય દેશમાં રહે છે.

ગુ. અર્થ=સર્વે ભૂતોને યંત્ર ઉપર બેસાડેલા પુતળાની પેઠે માયા વડે ભ્રમણ કરાવતા ઈશ્વર. હે અર્જુન ! સર્વે ભૂતોના હૃદય દેશમા રહે છે.

તમેવ શરણં ગચ્છ, સર્વભાવેન ભારત ।
તત્પ્રસાદાત્પરાં શાંતિં, સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્॥૬૨॥

પદ=તં-એવ-શરણં-ગચ્છ-સર્વભાવેન-ભારત ।
તત્પ્રસાદાત્-પરાં-શાંતિં-સ્થાનં-પ્રાપ્સ્યસિ-શાશ્વતમ્ ॥

અ. અર્થ=ભારત-સર્વભાવેન-તં-શરણં-એવ-ગચ્છ-હે અર્જુન! સર્વભાવ વડે તે ઈશ્વરરૂપ શરણને પામ. તત્પ્રસાદાત્-પરાં-શાંતિં-તેની કૃપાથી પરાશાંતિને તથા શાશ્વતં-સ્થાનં-પ્રાપ્સ્યસિ-શાશ્વત સ્થાનને પામીશ.

ગુ. અર્થ=હે અર્જુન ! સર્વ ભાવ વડે તે ઈશ્વરરૂપ શરણનેજ પામ. તેની કૃપાથી પરા શાંતિને તથા શાશ્વત સ્થાનને પામીશ.

ઇતિ તે જ્ઞાનમાખ્યાતં, ગુહ્યાદ્ગુહ્યતરં મયા ।
વિમૃશ્યૈતદશેષેણ, યથેચ્છસિ તથા કુરુ ॥૬૩॥

પદ=ઇતિ–તે–જ્ઞાનં–આખ્યાતં–ગુહ્યાત્–ગુહ્યતરં–મયા ।
વિમૃશ્ય–એતત્–અશેષેણ–યથા–ઇચ્છસિ–તથા–કુરુ ॥

અ. અર્થ=ઇતિ–ગુહ્યાત્–ગુહ્યતરં–જ્ઞાનં–મયા–તે–આખ્યાતં–એ પ્રકારે એ છુપામાં છુપું જ્ઞાન મેં તને કહ્યું. એતત્–અશેષેણ–એને કંઇપણ બાકી ન રહે તેવી રીતે વિમૃશ્ય–વિચારીને યથા–ઇચ્છસિ–તથા–કુરુ–જેમ ઇચ્છતો હોય તેમ કર.

ગુ. અર્થ=એ પ્રકારે એ છુપામા છુપું જ્ઞાન મેં તને કહ્યુ. એને ઇતિ વિચારીને જેમ ઇચ્છતો હોય તેમ કર.

**સર્વગુહ્યતમં ભૂયઃ, શૃણુમે પરમં વચઃ ।**
**ઇષ્ટોઽસિમે દૃઢમિતિ, તતો વક્ષ્યામિતેહિતમ્ ॥૬૪॥**

પદ=સર્વગુહ્યતમં–ભૂયઃ–શૃણુ–મે–પરમં–વચઃ ।
ઇષ્ટઃ–અસિ–મે–દૃઢં–ઇતિ–તતઃ–વક્ષ્યામિ–તે–હિતમ્ ॥

અ. અર્થ=સર્વગુહ્યતમં–મે–પરમં–વચઃ–સર્વથી અત્યંત ગુહ્ય મારા ઉત્તમ વચનને (તું) ભૂયઃ–શૃણુ–ફરીથી સાંભળ ઇતિ–મે–દૃઢં–ઇષ્ટઃ–અસિ–કેમકે તું મને અતિશય વ્હાલો છે. તતઃ–તે–હિતં–વક્ષ્યામિ–તેથી તારા હિતને હું કહું છું.

ગુ. અર્થ=સર્વથી અત્યંત ગુહ્ય મારા ઉત્તમ વચનને તું ફરીથી પણ સાંભળ કેમકે તું મને અતિશય વહાલો છે. તેથી હું તારા હિતને કહું છું.

મન્મનાભવમદ્ભક્તો, મદ્યાજીમાં નમસ્કુરૂ ।
મામેવૈષ્યસિ સત્યંતે, પ્રતિજાને પ્રિયોઽસિમે ॥૬૫॥

પદ=મન્મનાઃ-ભવ-મદ્ભક્ત-મદ્યાજી-માં-નમઃ-કુરૂ ।
માં-એવ-એષ્યસિ-સત્યં-તે-પ્રતિજાને-પ્રિયઃ-અસિ-મે॥

અ અર્થ=મન્મનાઃ-ભવઃ-મારે વિષે મનવાળો થા. મદ્ભક્તઃ-મદ્યાજી-માં-નમસ્કુરૂ-મારો ભક્ત (થા) મને પૂજનારો (થા) મને નમસ્કાર કર. તે-સત્યં-પ્રતિજાને-હું તને સત્ય પ્રતિજ્ઞા કરૂં છું. (કે) માં-એવ-એષ્યસિ-મે-પ્રિયઃ-અસિ-(તું) મનેજ પામીશ. (તું) મને પ્રિય છે.

શુ. અર્થ=મારે વિષે મનવાળો થા. મારો ભક્ત થા, મને પૂજનારો થા અને મને નમસ્કાર કર. હું ત્હારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે તું મનેજ પામીશ. તું મને પ્રિય છે.

સર્વધર્માન્ પરિત્યજ્ય, મામેકં શરણં વ્રજ ।
અહંત્વાં સર્વપાપેભ્યો, મોક્ષયિષ્યામિમાશુચઃ ॥૬૬॥

પદ=સર્વધર્માન્-પરિત્યજ્ય-માં-એકં-શરણં-વ્રજ ।
અહં-ત્વાં-સર્વપાપેભ્ય-મોક્ષયિષ્યામિ-મા-શુચઃ ॥

આ. અર્થ=અન્વય સરલ સીધોજ છે.

શુ. અર્થ=સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને તું મારૂંજ એક શરણ લે. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તું શોક ન કર.

ઇદંતેનાતપસ્કાય, ના ભક્તાય કદાચન ।
નચાશુશ્રૂષવેવાચ્યં, નચમાંયોઽભ્યસૂયતિ ॥૬૭॥

પદ=ઇદં-તે-ન-અતપસ્કાય-ન-અભક્તાય-કદાચન ।
ન-ચ-અશુશ્રૂષવે-વાચ્યં-ન-ચ-માં-યં-અભ્યસૂયતિ ॥

અ. અર્થ=તે-ઇદં-કદાચન-અતપસ્કાય-ન-તને કહેલું આ ગીતાશાસ્ત્ર કદીપણ તપહીનને માટે નથી. અભક્તાય-ન-ચ-અશુશ્રૂષવે-ન-અભક્ત માટે નથી. તથા શુશ્રૂષારહિતને માટે નથી. ચ-યા-માં-અભ્યસૂયતિ-વાચ્યં-ન-અને જે મારી અસૂયા કરે છે તેને માટે ઉપદેશ કરવા યોગ્ય નથી.

શુ અર્થ=તને કહેલું આ ગીતાશાસ્ત્ર કદી પણ તપ હીનને માટે નથી. તથા અભક્તને વાચ્ય નથી. તથા શુશ્રૂષા રહિતને માટે નથી અને જે મારી અસૂયા કરે છે તેને પણ ઉપદેશ કરવા યોગ્ય નથી

ય ઇદં પરમં ગુહ્યં, મદ્ભક્તેષ્વભિધાસ્યતિ ।
ભક્તિં મયિ પરાં કૃત્વા, મામેવૈષ્યત્ય સંશયઃ ॥૬૮॥

પદ=ય -ઇદ -પરમં-ગુહ્યં-મદ્ભક્તેષુ-અભિધાસ્યતિ ।
ભક્તિં-મયિ-પરાં-કૃત્વા-માં-એવ-એષ્યતિ-અસંશયઃ॥

અ. અર્થ=મયિ-પરાં-ભક્તિં-કૃત્વા-મારામાં પરાભક્તિ કરીને યઃ-ઇદં-પરમં-ગુહ્યં-જે પુરૂષ આ પરમ ગુહ્ય શાસ્ત્રને મદ્ભક્તેષુ-અભિધાસ્યતિ-મારા ભક્તોમા સ્થાપન કરશે (તે) માં-એવ-એષ્યતિ-અસંશયઃ-મનેજ પામશે એમાં સંશય નથી.

ગુ. અર્થ=મારામાં પરાભક્તિ કરીને જે પુરૂષ આ પરમ ગુહ્ય શાસ્ત્રને મારા ભક્તોમાં સ્થાપન કરશે તે મનેજ પામશે એમાં સંશય નથી.

**ન ચ તસ્માન્મનુષ્યેષુ, કશ્ચિન્મેપ્રિયકૃત્તમઃ ।**
**ભવિતાનચમેતસ્મા, દન્યઃ પ્રિયતરો ભુવિ ॥૬૯॥**

પદ=ન—ચ—તસ્માત્—મનુષ્યેષુ—કશ્ચિત્—મે—પ્રિયકૃત્તમઃ ।
ભવિતા—ન—ચ—મે—તસ્માત્—અન્યઃ—પ્રિયતરઃ—ભુવિ ॥

અ. અર્થ=ચ—મનુષ્યેષુ—તસ્માત્—વળી મનુષ્યોમાં તેથી કશ્ચિત્—મે—પ્રિયકૃત્તમઃ—ન—કોઇપણ મને અતિશય પ્રીતિવાળો નથી. ( અને ) ભવિતા—ન—ચ—થવાનો (પણ) નથી તેમજ તસ્માત્—અન્યઃ—ભુવિ—મે—પ્રિયતરઃ—તેથી બીજો પૃથ્વીમાં મને વધારે વ્હાલો ( પણ નથી. )

ગુ. અર્થ=વળી મનુષ્યોમાં તેથી કોઇ પણ મને અતિશય પ્રીતિવાળો નથી. અને થવાનો પણ નથી. તેમજ તેથી બીજો પૃથ્વીમાં મને વધારે વ્હાલો પણ નથી.

**અધ્યેષ્યતે ચ ય ઇમં, ધર્મ્યં સંવાદમાવયોઃ ।**
**જ્ઞાન યજ્ઞેન તેનાહ, મિષ્ટઃ સ્યામિતિ મે મતિઃ ॥૭૦॥**

પદ=અધ્યેષ્યતે—ચ—યઃ—ઈમં—ધર્મ્યં—સંવાદં—આવયોઃ ।
જ્ઞાનયજ્ઞેન—તેન—અહં—ઈષ્ટઃ—સ્યાં—ઇતિ—મે—મતિઃ ॥

અ. અર્થ=ચ—યઃ—અને જે પુરૂષ આવયોઃ—સંવાદં—ધર્મ્યં—ઈમં—અધ્યેષ્યતે—આપણા બેના સંવાદરૂપ—ધર્મરૂપ

આ ગીતાનો અધ્યયન કરશે. **તેન-જ્ઞાનયજ્ઞેન-અહં-ઇષ્ટ:-સ્યામ્**-તેથી જ્ઞાન યજ્ઞવડે હું પૂજાયો છું **ઇતિ-મે-મતિ:**-એ પ્રકારે મારો મત છે.

ગુ. અર્થ=અને જે પુરૂષ આપણા બેના સંવાદરૂપ-ધર્મરૂપ આ ગીતા શાસ્ત્રને અધ્યયન કરશે, તે પુરૂષથી જ્ઞાન યજ્ઞવડે હું પૂજાયો છું. એ પ્રકારે મારો નિશ્ચય છે.

**શ્રદ્ધાવાન ન સૂયશ્ચ, શૃણુયાદપિ યો નરઃ ।**
**સોઽપિમુક્તઃ શુભાઁલ્લોકાન્, પ્રાપ્નુયાત્પુણ્યકર્મણામ્ ॥ ૭૧ ॥**

પદ=શ્રદ્ધાવાન્-અનસૂય -ચ-શ્રૃણુયાત્-અપિ-ય-નર ।
સઃ-અપિ-મુક્ત -શુભાન્-લોકાન્-પ્રાપ્નુયાત્-પુણ્યકર્મણામ્ ।

અ. અર્થ=**શ્રદ્ધાવાન્-ચ-અનસૂયઃ-યઃ-નરઃ-અપિ-શ્રૃણુયાત્**-શ્રદ્ધાવાન્ (થઇને) અને અસૂયારહિત થઇને જે પુરૂષ કેવળ સાંભળે **સઃ-અપિ-મુક્તઃ**-તે પણ મુક્ત થઇને **પુણ્યકર્મણાં-શુભાન્-લોકાન્-પ્રાપ્નુયાત્**-પુણ્ય કર્મ કરનારાઓના શુભ લોકને પામે.

ગુ. અર્થ=શ્રદ્ધાવાન્ થઇને અને અસૂયારહિત થઇને જે પુરૂષ કેવળ ગીતાને સાંભળે, તે પણ મુક્ત થઇને પુણ્ય કર્મ-કરનારાઓના શુભ લોકને પામે.

**કચ્ચિદેતચ્છ્રુતં પાર્થ, ત્વયૈકાગ્રેણ ચેતસા ।**
**કચ્ચિદજ્ઞાનસંમોહઃ, પ્રનષ્ટસ્તેધનંજય ॥ ૭૨**

પદ=કચ્ચિત્-એતત્-શ્રુતં-પાર્થ-ત્વયા-એકાગ્રેણ-ચેતસા ।
કચ્ચિત્-અજ્ઞાનસંમોહં-પ્રનષ્ટઃ-તે-ધનંજય ॥

અ. અર્થ=પાર્થ-ત્વયા-એકાગ્રેણ-ચેતસા-હે પાર્થ! તેં એકાગ્ર ચિત્તવડે કચ્ચિત્-એતત્-શ્રુતં-શું આ મારું કહેલું સાંભળ્યું? અને ધનંજય-કચ્ચિત્-તે-અજ્ઞાન-સંમોહઃ-પ્રનષ્ટઃ-હે અર્જુન? શું તારો અજ્ઞાનથી ઉપજેલો સંમોહ નાશ પામ્યો?

ગુ. અર્થ=હે પાર્થ? તેં એકાગ્ર ચિત્તવડે શું આ મારૂં કહેલું સાંભળ્યું? અને હે ધનંજય? શું તારો અજ્ઞાનથી ઉપજેલો સંમોહ નાશ પામ્યો.

અર્જુન ઉવાચ-અર્જુન બોલ્યોઃ

નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા, ત્વત્પ્રસાદાન્મયાઽચ્યુત ।
સ્થિતોઽસ્મિગતસન્દેહઃ, કરિષ્યે વચનં તવ ॥ ૭૩ ॥

પદ=નષ્ટ-મોહઃ-સ્મૃતિઃ-લબ્ધા-ત્વત્પ્રસાદાત્-મયા-અચ્યુત ।
સ્થિતઃ-અસ્મિ-ગતસંદેહઃ-કરિષ્યે-વચનં-તવ ॥

અ. અર્થ=અચ્યુત-ત્વત્પ્રસાદાત્-મયા-સ્મૃતિઃ-લબ્ધા-હે અચ્યુત! આપની કૃપાથી મેં સ્મૃતિ મેળવી તેથી મોહઃ-નષ્ટઃ-મારો મોહ નાશ પામ્યો. ગતસંદેહઃ-સ્થિતઃ-અસ્મિ-અને સંદેહ વિનાનો હું સ્થિત છું તવ-વચનં-કરિષ્યે-આપનું વચન પાલન કરીશ.

ગુ. અર્થ=હે અચ્યુત! આપની કૃપાથી મેં સ્મૃતિ મેળવી

તેથી મારો મોહ નાશ પામ્યો. અને સંદેહ વિનાનો હું સ્થિત છું. આપનુ વચન પાલન કરીશ.

સંજય ઉવાચ-સંજય બોલ્યો:

**ઇત્યહં વાસુદેવસ્ય, પાર્થસ્ય ચ મહાત્મનઃ ।**
**સંવાદમિમશ્રૌષ, મદ્‌ભુતં રોમહર્ષણમ્ ॥ ૭૪ ॥**

પદ=ઇતિ-અહં-વાસુદેવસ્ય-પાર્થસ્ય-ચ-મહાત્મનઃ ।
સંવાદં-ઈમં-અશ્રૌષં-અદ્‌ભુતં-રોમહર્ષણમ્ ॥

અ. અર્થ=ઇતિ-મહાત્મનઃ-વાસુદેવસ્ય-એ પ્રમાણે મહાત્મા વાસુદેવના ચ-પાર્થસ્ય-ઈમં-અદ્‌ભૂતં-રોમહર્ષણં-સંવાદં-અને અર્જુનના આ અદ્‌ભુત રૂંવાડાં ઉભાં કરે એવા સંવાદને અહં-આશ્રૌષમ્-મેં સાંભળ્યો છે.

ગુ. અર્થ=એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણના અને અર્જુનના આ અદ્‌ભૂત તથા રૂંવાડા ઉભા કરે તેવા સંવાદને મેં સાંભળ્યો છે.

**વ્યાસ પ્રસાદાચ્છ્રુતવા, નિમંગુહ્ય મહં પરમ્ ।**
**યોગં યોગેશ્વરાત્કૃષ્ણા, ત્સાક્ષાત્કથયતઃ સ્વયમ્ ॥૭૫॥**

પદ=વ્યાસપ્રસાદાત્-શ્રુતવાન્-ઇમં-ગુહ્યં-અહં-પરમ્ ।
યોગં-યોગેશ્વરાત્-કૃષ્ણાત્-સાક્ષાત્-કથયતઃ-સ્વયમ્ ॥

અ. અર્થ=વ્યાસપ્રદાત્-અહં-ઈમં-પરં-ગુહ્યં-યોગં-સ્વયં-કથયતઃ-શ્રી વ્યાસની કૃપાથી હું આ પરમ ગુહ્ય યોગને, પોતે કહેતા એવા યોગેશ્વરાત્-કૃષ્ણાત્-સાક્ષાત્-શ્રુતવાન્-યોગેશ્વર શ્રીકૃષ્ણથી સાક્ષાત્ સાંભળતોહવો.

ગુ. અર્થ=શ્રી વ્યાસની કૃપાથી હું આ પરમ ગુહ્ય યોગને, પોતે કહેતા એવા યોગેશ્વર શ્રીકૃષ્ણથી સાક્ષાત્ સાંભળતો હવો.

**રાજન્સંસ્મૃત્ય સંસ્મૃત્ય, સંવાદમિમમદ્‌ભુતમ્ ।**
**કેશવાર્જુનયોઃ પુણ્યં, હૃષ્યામિ ચ મુહુર્મુહુઃ ॥ ૭૬ ॥**

પદ=રાજન્-સંસ્મૃત્ય-સંસ્મૃત્ય-સંવાદં-ઇમં-અદ્‌ભુતમ્ ।
કેશવાર્જુનયોઃ-પુણ્યં-હૃષ્યામિ-ચ-મુહુઃ-મુહુઃ ॥

અ. અર્થ=રાજન્-કેશવાર્જુનયોઃ-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ અને અર્જુનના ઇમં-પુણ્યં-ચ-અદ્‌ભુતં-સંવાદં-આ પુણ્યરૂપ અને અદ્‌ભુત સંવાદને સંસ્મૃત્ય-સંસ્મૃત્ય-મુહુઃ-મુહુઃ-હૃષ્યામિ-સંભારી સંભારીને હું વારંવાર હરખાઉં છું.

ગુ. અર્થ=હે ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણ અને અર્જુનના આ પુણ્યરૂપ અને અદ્‌ભુત સંવાદને સંભારીને હું વારંવાર હરખાઉં છું.

**તચ્ચ સંસ્મૃત્ય સંસ્મૃત્ય, રૂપમત્યદ્‌ભુતં હરેઃ ।**
**વિસ્મયો મે મહાન્રાજન્, હૃષ્યામિ ચ પુનઃ પુનઃ ॥૭૭**

પદ=તત્-ચ-સંસ્મૃત્ય-સંસ્મૃત્ય-રૂપં-અતિ-અદ્‌ભુતં-હરેઃ
- વિસ્મયઃ-મે-મહાન્-રાજન્-હૃષ્યામિ-ચ-પુનઃ-પુનઃ ।

અ. અર્થ=ચ-હરેઃ-તત્-અત્યદ્‌ભુતં-રૂપં-સંસ્મૃત્ય -સંસ્મૃત્ય-અને હરિના તે અતિ અદ્‌ભુત રૂપને સંભારી સંભારીને રાજન્-મે-મહાન્-વિસ્મયઃ-ચ-હે રાજા મને

મોટો વિસ્મય થાય છે. અને પુનઃ-પુનઃ-હૃષ્યામિ-ફરી ફરીને હું હરખાઉં છું.

ગુ. અર્થ=અને હરિના તે અતિ અદ્ભુત રૂપને સભારી સંભારીને હે રાજા મને મોટો વિસ્મય થાય છે. અને ફરી ફરીને હું હરખાઉં છુ.

યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો, યત્ર પાર્થો ધનુર્ધરઃ ।
તત્ર શ્રીર્વિજયો ભૂતિ, ર્ધ્રુવાનીતિર્મતિર્મમ ॥ ૭૮ ॥

પદ=યત્ર-યોગેશ્વરઃ-કૃષ્ણઃ-યત્ર-પાર્થઃ-ધનુર્ધરઃ ।
તત્ર-શ્રીઃ-વિજયઃ-ભૂતિઃ-ધ્રુવા-નીતિઃ-મતિઃ-મમ ॥

અ. અર્થ=યત્ર-યોગેશ્વરઃ-કૃષ્ણઃ-જ્યા યોગેશ્વર શ્રીકૃષ્ણ છે. યત્ર-ધનુર્ધરઃ-પાર્થઃ-તથા જ્યા ધનુષધારી અર્જુન છે. તત્ર-શ્રીઃ-વિજયઃ-ભૂતિઃ-નીતિઃ-ધ્રુવા-ત્યા રાજલક્ષ્મી, વિજય, ભૂતિ ને નીતિ અવશ્ય છે. ઇતિ-મમ-મતિઃ-એમ મારી બુદ્ધિ છે.

ગુ અર્થ=જ્યા યોગેશ્વર શ્રીકૃષ્ણ છે. તથા જ્યા ધનુષધારી અર્જુન છે ત્યા રાજલક્ષ્મી, વિજય, ભૂતિ ને નીતિ અવશ્ય છે. એમ મારો નિશ્ચય છે.

ઇતિશ્રી ભગવદ્ગીતાનો મોક્ષયોગ નામનો અ. ૧૮ મો સમાપ્ત.